# આપઘાત! કે ખૂન?

લખનાર: પી. વી. મ્હેતા.

ચિત્રકાર: સુંદરરાવ ગોરક્ષકર.

પ્રકાશક: મેસર્સ ડી. લખમીદાસ

એન્ડ કુ. મુંબઈ.



મિસ ગ્લેન.

# આપઘાત

# કે

# ખૂન?

(એક અદ્દભૂત ભેદભરી વાર્તા.)

અંગ્રેજી ઉપરથી અનુવાદક,


પુ. વા. મહેતા.



પ્રસિદ્ધ કર્તાઓ,

**ઠી. લખમીદાસની કું.**

પુસ્તકો પ્રસિદ્ધ કરનાર—વેચનાર.

કીં. રૂા. ૨। કોટ, મુંબઇ. ઈ. સ. ૧૯૧૯

# અનુક્રમણિકા.

# આપઘાત
# કે ખૂન?

## પ્રકરણ પહેલું.



### "ચાલો."

"હા...શ! કેવી નિરાંત વળે છે. કેવો આનંદ થાય છે. કામધંધામાંથી છુટા થઇ, જુનો સહવાસ છોડી નવા સહવાસમાં દાખલ થવું અને અહિં વીન્સ્ટનમાં જુન મહિનાની સવારમાં જેમ ફોઇના નાસ્તા વાસ્તે તૈયાર રહેવું એ શિવાય એક સમજુ માણસને સુખી બનાવવા વધારે બીજું શું જોઇએ?" કેનેથ જેસ્પર પોતાના બાળપણના મકાનમાં એક સુંદર સવારે ખુશ થતો સ્હેજ મોટેથી આમ બડબડતો હતો.

શહેરમાં પોતાના ધંધાને અંગે તે જે કામમાં રોકાયો હતો તે કામ એવું હતું કે ઘણાક જુવાનોને તેથી ઘણો ઉત્સાહ પ્રાપ્ત થયો હોત અને તેના પરિણામથી પોતાને અસાધારણ ફત્તેહ મળેલી ગણત; પરંતુ જેસ્પરને તે કામથી અસંતોષ થયો હતો, અને તેના પરિણામથી પોતાના ધંધા ઉપર તેને તિરસ્કાર ઉત્પન્ન થયો હતો; અને તેથીજ ધંધો છોડી દઈ તે પોતાના બચપણના ગામમાં પોતાની ફોઇને ત્યાં આગલેજ દિવસે આવ્યો હતો.

બારી આગળ ઉભો ઉભો તે વિચારતો હતો કે આ આરામ ને ફુરસદનો વખત ગામડાંમાં ઘણાજ આનંદથી પસાર થશે

એટલામાંજ ટેલીફોને ટનૂનનનન્ અવાજ કરી તેના વિચારનો ભંગ કર્યો. અત્યારના પહોરમાં તેને સંભારનાર તેનો એવો તે કોણ મિત્ર હતો તે વિશે મનમાં વિચાર કરતો તે ટેલીફોન આગળ ગયો તે વખતે તેને લેશ માત્ર ખ્યાલ નહોતો કે આ અવાજ તેના આરામ અને ફુરસદના ખ્યાલોને સ્વપ્નવત્ કરી નાખશે.

"હલ્લો સેન્ટ્રલ !"

"કોણ મી. જેસ્પર છો? કેનેથ જેસ્પર ?"

"હા, મને કોણ બોલાવે છે?"

"કેપ્ટન વૅલૅન્ડ તમને બોલાવે છે. હું હમણાંજ તમને મેળવી દઉં છું. કેમ છે કેન ?"

"અરે આ તો જેક ફુલકૅાટ !" જેસ્પર બોલ્યો. "જેક તું છે?"

"હા તું આવ્યો છે એમ મને ખબર નહિ. પણ આપણને વાત કરવાને વખત નથી. વૅલૅન્ડ તારે માટે બૂમ પાડે છે. પછી આવજે."

"હું આવીશ. નાસ્તો લઇને જરૂર આવીશ. હવે કેપ્ટન સાથે મેળવ."

"બહુ સારૂં."

તરતજ એક ધીમો અવાજ આવ્યો. "કોણ જેસ્પર છે?"

"હા કેપ્ટન, હું છું."

"ઇશ્વરને ખાતર, કેન, જલદી અહિં આવી પહોંચ. જરા રાખ. રસ્તામાંથી ડૉક્ટર રૅાથને તેડતો આવજે. બીજા કોઇને એક શબ્દ પણ કહીશ નહિ. બીજે કાંઈ રોકાઈશ નહિ. હું એક ભયંકર વિટંબણામાં આવી પડયો છું."

"બહુ સારૂં કેપ્ટન હું હમણાંજ આવું છું."

આ શબ્દો બોલીને તે ટેલીફોન આગળથી આઘો ખસ્યો તે વખતે તેનો ચ્હેરો તદ્દન ફેરવાઇ ગયો હતો. સરળ, નિશ્ચિંત

જુવાનમાંથી ફેરવાઇને તટાર, ચાલાક, ગંભીર ને મક્કમ માણસનો દેખાવ તેણે ધારણ કર્યો હતો; તેની આંખોનો ચળકાટજ કહી આપતો હતો કે તેનામાં પોતાના મિત્રને મદદ કરવાની શક્તિ અને પ્રબળ ઇચ્છા હતી.

જેસ્પર અને કેપ્ટન વૅલૅન્ડની ઉમ્મરમાં જો કે ઘણો તફાવત હતો છતાં તેઓ મિત્રો હતા; બલ્કે મિત્રો કરતાં વધારે હતા. જેસ્પરનો બાપ દશ વર્ષ ઉપર મરી ગયો ત્યારે જેસ્પરને તેણે પોતાના જીવનમિત્ર કેપ્ટન વૅલૅંડને હવાલે સોંપ્યો હતો. અને નિર્વાહ માટે જેસ્પરને પોતાના ધંધા ઉપર આધાર રાખવો પડે નહિ એટલા બહોળા ધનનો વારસો તે મૂકી ગયો હતો.

કૅપ્ટનને ત્યાં જવા માટે જેસ્પર કપડાં પહેરતો હતો ત્યારે તેની ફોઇએ બારણા ઉપર ટકોરા માર્યા ને અંદર આવવાની રજા મળતાં અંદર આવી.

"આવો ફોઇ, હું દીલગીર છું કે નાસ્તામાં તમારી સાથે ભાગ લઇ શકીશ નહિ-વાત એમ છે કે, મને કોઇએ ઉતાવળથી બોલાવ્યો છે; શા વાસ્તે તે હું જાણતો નથી અને ડૅાકટર રૅાથને ત્યાં મારે જેમ બને તેમ ઉતાવળથી જવું જોઇએ. તમે મારા ઓરડા બંધ કરશોને? અને હું ક્યારે પાછો આવીશ તે કહી શકતો નથી. પણ જેમ બને તેમ જલદીથી આવીશ. સાહેબજી, ફોઇ." અને તે ગયો.

"ઉં હુ!" મીસ જેસ્પર પડદા ખસેડી ને બારણાં બંધ કરતી બડબડતી હતી. "એનું એજ ધકધ્યાન. એ આવી ઉતાવળમાં હોય છે ત્યારે હું એને કંઇ પુછીજ શકતી નથી. શું પુછું? એને હું બરોબર ઓળખું છું." એમ બડબડતી તે નાસ્તો લેવા ચાલી ગઇ.

જેસ્પરે રસ્તામાંથી ડૅાકટર રૅાથને ઉતાવળથીજ તેડી લીધો હતો. ડૅાકટરે હમેશાની માફક જરૂર પુરતી ચીજો સાથે રાખી લીધી

હતી. ગામથી થોડે છેટે ગયા ત્યાં સુધી બેમાંથી એકને પણ કંઇ બોલવાનું સુજ્યું નહોતું. છેવટે ડૉકટર બોલ્યો.

"કૅપ્ટનના ઘરમાં મંદવાડ શિવાય કંઈક વિશેષ છે એ તો દેખીતુંજ છે."

"એમજ છે. નહિતર મને શું કામ બોલાવે. મને બરોબર સાંભરે છે કે ગઇ કાલે સાંજે કૅપ્ટન મારે ત્યાં થોડીવાર આવ્યા હતા ત્યારે તેણે કહ્યું હતું કે બધાં સારાં છે. અલબત્ત—"

"અલબત્ત મીસીસ વૅલૅન્ડ શિવાય. પણ તે પણ એટલાં સારાં થયેલાં છે કે, કાલેજ છોકરાંઓ લગ્ન પછીની મુસાફરીની વાતો કરતાં હતાં."

"આવતી કાલે તેઓ જશે એમ કૅપ્ટન કહેતા હતા. એમ લાગે છે કે મેરીકને કામધંધા વાસ્તે અચાનક ગઈ કાલે શહેરમાં જવું પડયું હતું. મીસીસ મેરીકની તબીએત તો નહિ બગડી હોય?"

"મેં તેને કાલેજ જોઇ છે એટલે તે તો હોઇ શકે નહિ. મેરીક શિવાય બધાંને મેં કાલે જોયાં હતાં અને ડોરીસ ગ્રે—તેનું નવું નામ મીસીસ મેરીક મને ઘણું અડવું લાગે છે—એ તો ઘણીજ તન્દુરસ્ત હતી. કૅપ્ટન ઘણોજ અધીરો થઇ ગયો હશે. તેનામાં ધીરજનો ગુણ તો છેજ નહિ. ખરૂં જેસ્પર?"

જેસ્પર સ્હેજ હસ્યો ને કહ્યું "સાધારણ રીતે કૅપ્ટન જરા ઉતાવળીયા સ્વભાવના છે. પણ વિપત્તિના સમયમાં અણીની વખતે મેં તેને આશ્ચર્યકારક રીતે દૃઢતાથી કામ કરતા જોયા છે."

"ખરેખર, વિપત્તિ સમયે આપણા સારા કે નરસા ગુણો જેવાને તેવા બહાર દેખાઇ આવે છે. કૅપ્ટનના બધા ગુણો તેના શાન્ત નિખાલસ ચ્હેરા ઉપર દેખાતા નથી."

"કોઇના પણ દેખાય છે ખરા?"

"મને ઘણી વખત એમ લાગે છે કે તારી બાબતમાં પણ એવુંજ છે."

"ઉપકાર–" જેસ્પરે શાન્તિથી કહ્યું. પછી એકદમ બોલી ઉઠયો "જુઓ–પણે ઉપરના છજામાં કૅપ્ટન ઉભા છે. આપણી તરફ જુવે છે ને બોલાવે છે."

આ વખતે તેઓ વૅલેન્ડસના દરવાજામાં પેઠા હતા. અને જેસ્પરે એક હાથ આંખ ઉપર રાખી લાંબી નજરે જોયું ને બોલ્યો "ઓ પ્રભુ! વૅલેન્ડ ભયભિત જણાય છે. શું થયું છે તે કોણ જાણે. ઉભા રાખો ડૉકટર." આ વખતે સૅાન્ડર્સ માળી એક ખુણામાંથી ગાડી આગળ આવીને ઉભો હતો. અને બોલ્યા ચાલ્યા શિવાય હાથ ઉંચા કરી ગાડી ઉભી રાખવાની ઇશારત કરતો હતો. ગાડી ઉભી રહેતાં તે બોલ્યો "સાહેબ, કૅપ્ટન વૅલેન્ડની એવી ઇચ્છા છે કે તમારે ચુપકીથી અંદર જવું. હું ઘોડાને તબેલામાં લઈ જઈશ અને તમારે કૅપ્ટનના વાંચવાના ઓરડામાંથી ધીમેથી અંદર જવાનું છે. એ ઓરડો ઉઘાડો છે."

"પણ છે શું સૅાન્ડર્સ ?" ડૉકટરે ગાડીમાંથી ઉતરતાં પુછયું.

"હું કહી શકતો નથી સાહેબ. મને કંઇ ખબર નથી. મારે અહિં બેસીને તમને અટકાવવા એવો કૅપ્ટનનો હુકમ હતો. તે તો ભૂત જેવા ફીક્કા થઇ ગયા છે." એમ કહી તે ઘોડાને દોરીને તબેલા તરફ ગયો.

ડૉકટર અને જેસ્પર, તેમને કહ્યા પ્રમાણે ઘરના ઉત્તર તરફના ખુણા ઉપરના એક નાના ચોકમાં પડતા બારણા તરફ ધીમે ધીમે ગયા. બારણું ખુલ્લું હતું અને ઓરડો પણ ખુલ્લો હતો. ડૉકટરે જેસ્પરને આગળ ચાલવા કહ્યું. તેઓ અંદર પેઠા તે વખતેજ કૅપ્ટન વૅલેન્ડ સામી બાજુના બારણામાંથી અંદર આવ્યો અને મુંગે મ્હોડે બારણું બંધ કર્યું. તેનો તે વખતનો ચ્હેરો એવો હતો કે બન્ને નવા આવનારાઓએ ચમકીને એક બીજાની સ્હામું ભયથી જોયું. આવકારનો એક પણ શબ્દ બોલ્યા વગર કૅપ્ટન તેમની

તરફ આવ્યો અને ગાઢા અવાજે બોલ્યો "ફ્રેન, એ બારણું બંધ કર. અને ધીમેથી ચાલજો. તમે અહિં આવ્યા છો એમ હજી કોઇએ જાણવું જોઇએ નહિ. મારે તમને એક ભયંકર દેખાવ દેખાડવાનો છે—ચાલો."



## પ્રકરણ બીજું.



### "ઝેર."

તે બારણા તરફ વળ્યો, સ્હેજ અચકાયો ને ડૉકટર તરફ ફર્યો:—"રૅાથ, ઇશ્વર જાણે છે કે મારે આ વખત ઘણા સાવધ રહેવાનું છે. મારૂં બળ ટકાવી રાખે એવી દવા પીયું તો તેથી કંઈ હરકત થશે?"

કૅપ્ટન વૅલેન્ડ સાધારણ રીતે એક ચુસ્ત દારૂનિષેધક હતો; તેથી તેની આવી અચાનક માગણીજ બતાવી આપતી હતી કે તેના મન ઉપર કેવો ભારે બોજો પડયો હતો. એક પણ શબ્દ બોલ્યા વગર ડૉકટરે પોતાની પેટીમાંથી એક શીશી કહાડી તેમાંની થોડી દવા કૅપ્ટનને પાઈ. તેથી કૅપ્ટનના ઉપર ઘણીજ સારી અસર થઈ ને તે બોલ્યો "ચાલો હવે હું સારો છું. કોઇ આપણને જોય તે પહેલાં આપણે જવું જોઇએ."

જેસ્પર આગળ આવીને બોલ્યો "કૅપ્ટન મારો હાથ ઝાલો. મારે ટેકે ચાલો. કયે રસ્તે?"

"ઉપર."

અડધા દાદરે પહોંચ્યા એટલે કૅપ્ટન બોલ્યો "તમે બૂમ નહિ પાડતા. મીસીસ વૅલેન્ડ નીચે છે. તેને કંઇ ખબર પડવી જોઇએ

નહિ ” એમ કહી તે આગળ ચાલ્યો. ડૉકટર અને જેસ્પર એક બીજા સ્હામું અર્થસુચક દૃષ્ટિ કરતા તેની પાછળ ગયા.

ઉપર તદ્દન શાન્ત હતું. સવારમાં પણ હજી ઘણું વ્હેલું હતું. અને કોઇ જાગેલું જણાતું નહોતું. તેઓ એક મ્હોટા ઓરડામાં પેઠા એટલે પાછળથી કંઇ અવાજ આવ્યો. કૅપ્ટને ઇશારત કરી બન્નેને ઉભા રાખ્યા. થોડીવારે એક છોકરી હાથમાં બરફના પાણીનું પવાલું તાસકમાં લઇને તેમની તરફ આવી, તેને કૅપ્ટને કહ્યું “ માર્થા, તારે—તારે હમણાં અંદર જવાની જરૂર નથી. મને આપ-તાસક આ ડૉકટરને આપ. અને એ પાછા આવે ત્યાં સુધી તું નીચે જા. અને-જોજે-તારી શેઠાણીને એક શબ્દ પણ કહીશ નહિ.” એમ કહી તે ફરી ગયો; અને તેની સુચનાથી ચેતી ડૉકટરે તે છોકરીના હાથમાંથી તાસક લઇ લીધી.

“ ડૉકટર ” તે છોકરીએ પુછયું “ મીસ ડૉરીસ -કે કોઇ બીજું માદું છે?”

“ બસ માર્થા હું જલદીજ પાછો આવીશ, અને તે દરમ્યાન બીજું કોઈ ઉપર આવે નહિ તેનું ધ્યાન રાખજે. જા હવે.”

તે છોકરીના ગયા પછી તેઓ બધા એક પરોણાના વપરાસના ઓરડા તરફ ગયા. કૅપ્ટને આડું જોઇને ધ્રુજતા હાથે એક કુંચી ડૉકટર રૉથને આપી ને ગળગળા થઇને કહ્યું “ તમે બન્ને અંદર જાઓ.”

ડૉકટરે ધીમેથી બારણું ઉઘાડયું; અંદર જોઇને એકદમ ચમકયો. અને પછી તરતજ અંદરના પલંગ તરફ ધસ્યો અને જેસ્પર પણ તેની પાછળ ગયો. ત્યાં શું જોયું? લગ્નના પોશાકમાં સજ્જ થયેલી એક છોકરી ત્યાં ચતીપાટ પડેલી હતી અને તેના સુંદર ચ્હેરા ઉપર ભય અને નિરાશાનાં ચિન્હો દેખાઇ આવતાં હતાં. તેની આંખો અડધી ઉઘાડી અને અડધી મીચેલી જણાતી હતી. તેના

ફીક્કા ચ્હેરા ઉપરથીજ તરત જણાયું કે તે છોકરી મૃત્યુ પામેલી હતી. તેનો સુંદર પણ ભયભિત ચ્હેરો થોડો આડો થયેલો હતો અને તેનો એક સફેદ વીંટીવાળો હાથ છાતી ઉપર પડેલો હતો. અને બીજો! આહ! તે શું કહી આપતો હતો! તે એક તકીયા ઉપર આડો લંબાવેલો પડયો હતો અને તેની તદ્દન નજીક—જાણે આંગળામાંથી હમણાંજ છટકેલી હોય એવી રીતે—એક રૂપાના હાથાવાળી પીસ્તોલ પડી હતી. જમણા કપાળમાં એક જીણું કાણું જણાતું હતું અને તેની નીચેજ તકીયા ઉપર લોહી જણાતું હતું—જે તેણીનું મરણ કેવી રીતે થયું હતું તે જણાવી આપતું હતું. તે શરીર, છ વરસની ઉમ્મરથી કૅપ્ટનના ઘરમાં તેની છોકરીની સાથેજ એક છોકરીની માફક ઉછરેલી કૅપ્ટન વૅલેન્ડની સુંદર અને વ્હાલી માબાપ વગરની ભાણેજ ડોરીસ મેરીકનું હતું—ડોરીસ મેરીક જે ફક્ત ત્રણ અઠવાડીયાં પહેલાં ડોરીસ ગ્રે હતી.

"ડોરીસ મેરીક!"

"મરી ગઈ છે!"

ધીમેથી અને માન સાથે ડૉકટર રૅાથે તેણીનો છાતી ઉપર પડેલો હાથ ઉંચકયો અને ચ્હેરા સામું જોયું. હાથ પાછો મૂકતાં તેણે ધીમેથી કહ્યું "મરી ગયાને ઘણા કલાક થયા છે." પછી તે, કૅપ્ટન જે અંદર આવીને બારણાંને અઢેલીને ઉભો હતો તેના તરફ ગયો ને પુછયું "એ કેમ બન્યું?"

કૅપ્ટને માથું ધુણાવ્યું. "હું કંઇ તર્ક પણ કરી શકતો નથી. ગઇ રાતે તો તે હમેશ માફક ઘણી સુખી દેખાતી હતી. હું ધારૂં છું કે તે ઘણીજ સુખી હતી. પણ આજે સવારે તેણે હમેશની માફક વહેલાં ઉઠીને પાણી માગ્યું નહિ—તમે એની ટેવો જાણો છો ડૉકટર, મારી માફક તે પણ હમેશ વ્હેલી ઉઠીને બ્હાર નીકળી પડતી. આજે સવારે હું વહેલો ઉઠીને બહાર ગયો અને

તેને જોઇ નહિ. ત્યારે મેં ધાર્યું કે તે સુઇ રહી હશે અને પાણીનું ગ્લાસ મારી જાતે લઇ જઇને તેને ઉંઘતી પકડવાનો મને વિચાર થયો. રસોડાંમાંથી માર્થાની તાસક લઇને હું ઉપર આવ્યો ને બારણું ઠોકયું. વારંવાર ઠોકયા પછી મેં તેને બૂમ પાડી પણ કંઇ જવાબ નહિ મળ્યો; એટલે તે બહાર ગઇ હશે. એમ ધારી ખાત્રી કરવા મેં બારણું ઉઘાડયું અને ઓ ઇશ્વર! મેં શું જોયું!" તેનો અવાજ રૂંધાઈ ગયો; ઘણા પ્રયત્નથી તેણે આગળ ચલાવ્યું. "ગમે તેમ કરી મેં મારૂં દુઃખ અને ભય સહન કર્યાં. નીચે જઇને માર્થાને કહ્યું કે બોલાવ્યા વગર તેણે ઉપર જવું નહિ; પછી મારા ઓરડામાં જઇને મેં તમને એને બોલાવ્યા. એ મારૂં પહેલું કૃત્ય મેં પ્રેરણાથી કર્યું."

"અને તમારાં પત્નિ?" ડૉકટરે પુછયું.

"એ વખતે તે ઉંઘતી હતી. સવારમાં તે ઓરડાની બહાર નીકળતી નથી તેટલો પરમેશ્વરનો પાડ છે. આ વાત હજી કોઇ જાણતું નથી. મેં ઓરડાને તાળું દીધું—અને હવે શું કરવું?"

ડૉકટર રૅાથે ફરી પાછું પલંગ ઉપર પડેલા મૃત શરીર તરફ જોયું ને પુછયું "તમે કંઇ-મત બાંધ્યો છે?"

"નહિ હું ધારતો હતો કે તે ઘણીજ સુખી છે. આપઘાત તેને શું કામ કરવો પડે!"

"નહિજ." ડૉકટરના મ્હોમાંથી તે શબ્દ અણધાર્યો બહાર પડયો ને ફરી પાછું તેણે તે છોકરી તરફ જોયું. તે વખતે જેસ્પર—જે વાંકો વળીને પીસ્તોલ તપાસતો હતો તે અચાનક ચમકીને તટાર થયો ને બીજા બેનાં સ્હામું ત્રાંસી નજરથી જોયું; અને પોતાનો ભાવ છુપાવતાં તેણે કહ્યું "કદાચ અકસ્માત પણ બન્યો હોય."

"હું ઇચ્છું છું કે તેમ હોય—પણ આ પીસ્તોલ તેની પોતાનીજ છે."

"ત્યારે શું ખૂન થયું હોય એમ લાગે છે? તમે કંઇજ સાંભળ્યું નહોતું, કૅપ્ટન?"

"એક શબ્દ પણ નહિ."

કેનેથ જેસ્પર બારી આગળ જઇને પાછો ફર્યો. ગંભીર ને શાન્ત થઈ કહ્યું "કૅપ્ટન, આપણે કંઈ કરવું જોઇએ; અને તે પણ તરતજ. અમે બન્ને મદદ કરવાને અહિં આવ્યા છીએ. અને હું તો આખો વખત તમારે આધિન છું. અત્યારે આપણે શું કરવું?" તેણે ડૉકટર તરફ કંઈ સુચના માટે જોયું પણ ત્યાંથી કંઈ સુચના મળી નહિ. "મીસીસ વૅલેન્ડને ખબર કરવી જોઇએ અને મીસ ગ્લેન—"

કૅપ્ટન ચમકયો "અરે હા! ગ્લેનનો તો મને વિચારજ આવ્યો નહોતો અને મારી પત્નિ—આ દુઃખ તે ખમી શકશે ડૉકટર?"

"હું ઇચ્છું એટલાં તે સશક્ત નથી. પણ તે દૃઢ મનનાં છે. તેણે અને તમારી છોકરીએ આ હકીકત તરતજ જાણવી જોઇએ. તમારી રજા હોય તો હુંજ મીસીસ વૅલૅન્ડને આ હકીકત જાહેર કરૂં."

"કરશો? હું-હું તો નહિ કરી શકું" કૅપ્ટને કહ્યું.

"હું ધારૂં છું, કેપ્ટન, કે તમે તમારી છોકરીને કહો. અત્યારે આપણી વચમાં કોઇ પણ આવી પહોંચવાનો સંભવ છે. અને તેઓ જો ખમી શકે તો આપણે કંઇ એક નિશ્ચય કરવો એ આવશ્યક છે—શિવાય કે તમે આ બાબતને જાહેરમાં જવા દેવાને ખુશી હો." એમ કહી તેણે પલંગ તરફ દૃષ્ટિ ફેરવી.

"ભલા ભગવાન! આપણે તે અટકાવી શકીશું? અટકાવી શકીએ તો કેવું સારૂં?"

"એનો આધાર આપણા બધા ઉપર છે." એમ બોલીને જેસ્પરે ડૉક્ટર તરફ અર્થસુચક દૃષ્ટિથી જોયું. "તમે જો ગ્લેનને જગાડવા જતા હોતો હું અહિં ચોકી કરીશ."

કૅપ્ટન અને ડૉકટરના ગયા પછી જેસ્પરે ઓરડો અંદરથી બંધ કર્યો અને વચમાં ઉભા રહી બારીકાઇથી ચોતરફ નિરીક્ષણ કર્યું. પછી અંદરનાં એક બારણાં તરફ જઇ અવાજ કર્યા વગર એકદમ ઉઘાડીને અંદર ગયો. તે ધારતો હતો તેમ તે કપડાં પહેરવાનો સારી રીતે શણગારેલો ઓરડો હતો. દીવાલ પાસે બે બાજુ ટ્રંકો વ્યવસ્થાસર ગોઠવી હતી. અને એકજ નજરે તેણે જોઇ લીધું કે તેમાંની ત્રણ ડોરીસ ગ્રેના નામની બંધ કરેલી હતી અને દરેકની કુંચી કળમાં હતી. બીજી ટ્રંકો ઘણી વપરાયલી જણાતી હતી પણ તેના ઉપર કોઇનું નામ નહોતું. આ પણ દીધેલી હતી પણ તેની કુંચીઓ નજરે પડતી નહોતી. જલદીથી તેણે દરેકનાં ઢાંકણાં ઉઘાડી જોયાં અને પછી ત્યાંની દરેક ચીજોમાં બારીકાઇથી તપાસ કરી. પછી પાછો તે સુવાના ઓરડામાં ગયો ને ત્યાં તપાસ ચલાવી. અન્તે, ઘણા સંકોચથી, તેણે તે છોકરીના તકીયા નીચે પણ હાથ ફેરવી જોયો પણ તેને કંઇ મળ્યું નહિ. અને તેથી તે નિરાશ થયેલો જણાયો. ફરી પાછી પેલી બંધ ટ્રંકો તરફ દૃષ્ટિ ફેરવી. "નહિ અત્યારે તેને ઉઘાડવાનો પ્રયત્ન કરવો એ જોખમ ભરેલું છે. અત્યારે બિલકુલ વખત નથી." તેજ વખતે તેને ભાન આવ્યું કે કૅપ્ટનને ગયાને જોઇએ તે કરતાં વધારે વખત થયો છે "એ પણ વિચિત્ર ભાસે છે. હું કસમ ખાઇને કહું છું કે ગ્લેન વૅલૅન્ડ અહિં કયારની આવી પહોંચી હોત." તેજ વખતે તેણે બારણા ઉપર ટકોરા સાંભળ્યા. બારણાં આગળ

જઇને સાંભળ્યું તો "કેનેથ ઉઘાડ" એમ કૅપ્ટનને બોલતાં સાંભળ્યો. બારણું ઉઘાડતાં કૅપ્ટન વધારે ગભરાયલો તેની નજરે પડયો.

"કેન, જલદી આવ. દયાની ખાતર આવ! મારી પત્નિ પાસેથી રૅાથને ગમે તેમ કરીને તેડી આવ. ગ્લેન—ગ્લેન—"

"શું?"

"તેણી—તેને કંઈ થાય છે. હું તેને પ્રથમ તો જગાડીજ શકયો નહિ. અને હવે—તે માંદી છે."

તરતજ જેસ્પર બહાર કુદયો અને કૅપ્ટનને ત્યાં ઉભા રહેવાનું કહી એકદમ નીચે ગયો. ભાગ્યે ત્રણ મીનીટ ગઇ હશે એટલામાં તે ડૅાકટરને તેડીને પાછો આવ્યો. કૅપ્ટન તેની છોકરીના ઓરડા પાસે ઉભો હતો. ડૅાકટર અંદર ગયો થોડી વારે અંદરથી બૂમ પાડી "વૅલૅન્ડ, જેસ્પર–તમે બન્ને અંદર આવો." તે બીછાના આગળ બેઠો હતો અને ગ્લેન વેલેન્ડનો એક હાથ તેણે પકડયો હતો. "કેનેથ તું પેલી બાજુ જા. અને તેનો જમણો હાથ ખુબ ચોળ. રાતો થાય ત્યાં સુધી ભાર દઇને ચોળજે. તારા બળની જરૂર છે. અને કૅપ્ટન તમે તમારાં પત્નિને બોલાવો અને છોકરીને ગરમ પાણી લાવવાનું કહો. ગ્લેન હમણાંજ સાજી થશે. પણ આપણે મહેનત કરવી પડશે. તેને ઝેર આપેલું છે."



## પ્રકરણ ત્રીજું.



### "તમે જાણો."

તેના વાલીને મદદ કરવાને જેસ્પર આટલી તત્પરતા બતાવે તેમાં લેશમાત્ર આશ્ચર્યકારક નહોતું. તેઓ વચ્ચે ત્રેવડો સંબંધ

હતો. પ્રથમ તો પાલ્ય અને પાલકનો સંબંધ હતો; પછીથી તેઓ એક ધંધામાં ભાગીદાર થયા હતા. અને ત્યાર પછીથી તેઓ મિત્રો થયા હતા. પાલ્ય તરીકે જેસ્પર, કૅપ્ટનને ત્યાં રહેતો નહોતો પણ નજીકમાંજ તેની ફોઇ જેમ જેસ્પરની સાથે તે રહેતો હતો. ભણતર છોડયા પછી જેસ્પરે પોતાના પાલકનો ધંધો સ્વીકાર્યો; અને "વેલેન્ડ અને જેસ્પર"ની પેઢીમાં જેસ્પર એક ઘણોજ બાહોશ વકીલનો મદદગાર નીવડયો. પણ આપણી વાર્તાની શરૂઆત થાય છે તે પહેલાં દશ દિવસ અગાઉજ જેસ્પરે વકીલાતનો ધંધો છોડી દીધો હતો; અને તે પણ જે દિવસે તેના પહેલા કેસમાં તેને ફત્તેહ મળી તેજ દિવસે. આ કેસમાં તેને એક ખૂનીનો બચાવ કરવા રોકયો હતો. તે પોતે ખૂનીને નિર્દોષ માનતો હતો. પરંતુ કેટલોક પુરાવો મેળવતાં તેને એક હકીકત એવી જણાઇ આવી કે તે ખૂનીનો દોષ પુરવાર કરવાને બસ હતી. છતાં પોતે ફી લીધેલી હોવાથી અને વૅલૅન્ડના કહેવાથી ખૂનીનો આખર સુધી તેણે ઘણોજ ચાલાકીથી બચાવ કર્યો અને અન્તે તેમાં ફત્તેહ પામ્યો. પણ આ ફત્તેહ તેને ઘણી અકારી લાગી અને ધંધો છોડી દેવાનો તેણે નિશ્ચય કર્યો. તે પ્રમાણે ધંધો છોડી પોતાની ફોઇને ત્યાં તે પાછો આવીને રહ્યો ત્યારથી આ વાર્તાની શરૂઆત થાય છે. આ કેસમાં જેસ્પરની સંશોધક શક્તિ તેને પોતાને તેમજ વેલેન્ડને સારી રીતે જણાઇ આવી હતી; અને તેથીજ વેલેન્ડે આજે પહેલ વહેલો તેને બોલાવ્યો હતો એમ કહીએ તો ચાલે.

વેલેન્ડ પ્રથમ તો કોઇ કામને અંગેજ વીન્સ્ટન આવ્યો હતો. પણ પાછળથી મીસીસ વેલેન્ડને ભયંકર મંદવાડ લાગુ પડયો. તે સારી થવા લાગી એટલે તેની ભાણેજ ડોરીસ ગ્રે અને યુજીન મેરીકનાં લગ્ન થયાં. યુજીન મેરીક એક દેખાવડો માણસ હતો અને એક વરસથીજ વીન્સ્ટનમાં આવી મીલકતો વેચનાર અને વ્યવસ્થા

કરનાર એજન્ટ તરીકે ધંધો શરૂ કર્યો હતો. તે સારી રીતભાતનો અને મીલનસાર સ્વભાવનો હોવાથી જલદીથીજ બધાને પ્રિય થઈ પડયો હતો; અને પરિણામે ડોરીસ શ્રે અને યુજીન મેરીકનાં લગ્ન થયાં હતાં. ત્યાર પછી એક અઠવાડીએ મીસીસ વેલેન્ડ પાછી સપડાઇ અને વેલેન્ડને એકદમ વીન્સ્ટન આવવું પડયું અને તેના બદલામાં જેસ્પરે, આપણે ઉપર કહી ગયા તેમ ખૂનીને બચાવ્યો. મીસીસ વેલેન્ડની તબીએત પાછી સુધરતી ચાલી, પણ તે તદ્દન સુધરે નહિ ત્યાં સુધી ડોરીસ અને મેરીકે "હનીમુન"ની મુસાફરીએ જવાનું બંધ રાખ્યું હતું.

જેસ્પર વીન્સ્ટન આવ્યો તેજ સાંજે કૅપ્ટન તેને મળવા આવ્યો હતો અને તેના કુટુંબની બધી હકીકત તેને કહી હતી. મીસીસ વેલેન્ડ હવે ધાસ્તીમાંથી પસાર થઇ હતી. નવું પરણેલું જોડું સુખી હતું અને તેઓએ આખરે "હનીમુન" નો પ્રવાસ કરવા જવાનો ઠરાવ કર્યો હતો. અને કૅપ્ટન, તેની પત્નિ અને ગ્લેન તેમની પાછળ એક પખવાડીયાં પછીથી જવાનાં હતાં. ડોરીસ બધી તૈયારી કરતી હતી: અને મેરીકને અચાનક કંઇ કામસર શહેરમાં જવું પડયું છે; તેવી રીતે બધી હકીકત કહીને કૅપ્ટને જેસ્પરને સવારે નાસ્તા વખતે આવવાનું નોતરૂં દીધું હતું. બીજે દિવસે સવારે એ નોતરૂં કેવી રીતે આવ્યું તે આપણે જાણીએ છીએ.

*　　　*　　　*

હવે અત્યારે ગ્લેન વેલેન્ડ થોડી શુદ્ધિમાં આવી હતી. તેને ચાકરોની સંભાળમાં મૂકી સામેના ખંડમાં કૅપ્ટન, મીસીસ વેલેન્ડ, ડૅાકટર અને જેસ્પર મસલત ચલાવતાં હતાં: અત્યાર સુધી એ ચાર સિવાય બીજું કોઇ આજનો ભેદ જાણતું નહોતું. ડૅાકટરે વાત શરૂ કરી. "મીસીસ વેલેન્ડ, કૅપ્ટન, આપણે એક પળ પણ નકામી જવા દેવી જોઇએ નહિ. આ ભયંકર વાત, કોઇ પણ

રૂપમાં આપણે બીજાને જણાવવી પડશે. તમે કંઇ વિચાર......"

"ઓ પ્રભુ! ડૉકટર—કેનેથ શું આ ભયંકર બીના આપણે આખા વીન્સ્ટનમાં ફેલાવવી પડશે? તમે અમારો વિચાર કર્યો છે?"

તેમાંના કોઇ જવાબ આપે તે પહેલાં મીસીસ વેલન્ડે વાંકાં વળી ડૉકટરને હાથ અડકાડયો ને બોલી "ડૉકટર, તમારે અમને મદદ કરવી પડશે" અને એક પળ તેઓની આંખ મળી.

"અને તેના પતિનું શું?" ડૉકટરે પુછયું,' અને તે શબ્દોથી જેસ્પર કુદી ઉઠયો.

"આપણે તાર કરવો જોઇએ." તે બોલ્યો. તેઓ એક બીજા સ્હામું જોવા લાગ્યા. પણ કૅપ્ટને માથું ધુણાવ્યું "તેનું કાંઇ નિશ્ચિત ઠેકાણું નથી."

"તેની ઓફીસ?" જેસ્પરે પુછયું.

વેલન્ડે નિઃશ્વાસ મૂકયો "ગયે અઠવાડીયેજ તેણે બદલી છે. અને વિચિત્ર એ છે કે મેં તેનું નવું સરનામું જાણ્યું નથી."

આ ક્ષણે ફરીથી મીસીસ વેલેન્ડ વચમાં બોલીઃ "ગમે તેમ પણ યુજીન કાલે વહેલો પાછો આવશે; ઘણું કરીને તો આજે રાતરેજ આવશે. થયેલી બિના તેનાથી કંઇ ફેરવાવાની નથી તેમ તેનાથી કંઇ બનવાનું નથી. અને અત્યારે તેને આપણો તાર મળે અને સાંજ સુધીમાં આવી પહોંચે એ બનવું અશકય છે. તો પછી આપણે શા માટે તાર કરવો જોઇએ? અને તેમાં તમે લખશો પણ શું?"

"ખરોખર છે" રૅાથ અને જેસ્પર બન્ને બોલી ઉઠયા. પછી તરતજ જેસ્પરે કહ્યું "તો પણ એના ઓરડામાં તેનું કાર્ડ કે સરનામું નહિ હોય?"

મીસીસ વેલેન્ડે જવાબ આપ્યો "ખરૂં છે આપણે ખાત્રી કરવી એ સારૂં છે. તેથી એ કદાચ વહેલો આવી શકે. કૅનેથ તું જોઇ આવશે?"

"ઉભો રહે" ડૉકટરે કહ્યું "તું ત્યાં પાછો જાય તે પહેલાં આપણે કંઇ નિશ્ચય કરવો જોઇએ. થોડી વાર પહેલાં, મીસીસ વેલેન્ડ, મને તમે મદદ કરવાનું કહ્યું હતું. હું કેવી રીતે મદદ કરૂં તે કહેશો?"

"તમે જાણો" તેણીએ દૃઢતાથી કહ્યું.

## પ્રકરણ ચોથું.

### "હૃદય બંધ."

"કૅપ્ટન" ડૉકટરે વેલેન્ડ તરફ ફરીને કહ્યું "તમારાં પત્નિ બહાદુર છે. ડોરીસનાં મરણની મેં તેમને વાત કહી ત્યારે મને ધાસ્તી હતી કે તે ઘણાંજ નંખાઇ જશે. પણ જ્યારે તેનું મરણ કેવી રીતે થયું તે મેં કહ્યું ત્યારે પોતાની સ્થિતિ ભૂલી જઇ બીજાનાં વિચાર કરવામાં પડયાં. અને આ ભયંકર બીના વીન્સ્ટનમાં કેવા રૂપમાં જાહેર કરવી તે બાબતની ચિંતામાં પડયાં. તેઓએ તરત કહ્યું કે—"

"મેં કહ્યું" તેણી વચમાં બોલી ઉઠી "અને હજી પણ કહું છું કે ખરી બીના જાહેર થવી જોઇએ નહિ. ડોરીસ ગ્રે આપઘાત કરે! ઓ પ્રભુ! ડૉકટર, તમે મને મદદ કરશોજ."

એક ક્ષણભર, ડૉકટર અને જેસ્પર વચ્ચે દૃષ્ટિમિલન ચાલ્યું અને પછી ડૉકટરે કહ્યું "હું તમારા કુટુંબનો ડૉકટર છું અને મિત્ર પણ છું. હું તેની સાબીતિ આપવા ચાહું છું."

"પણ કેવી રીતે? કેવી રીતે?" કૅપ્ટને અધીરાઇથી પુછ્યું.

"ઘણા વખત પહેલાં મીસીસ વેલેન્ડના મ્હોંથી મેં સાંભળ્યું હતું કે ડોરીસના બાપ, મી. ગ્રે, હૃદયના કંઈક દરદથી મરણ પામ્યા હતા. તેજ હકીકત તેઓએ અત્યારે ચાકરો ને બીજા માણસો આગળ કહેવી જોઇએ."

મીસીસ વેલેન્ડ સમજી હોય એમ ડોકું હલાવ્યું. ને કહ્યું "હું કહીશ."

"અને હૃદય બંધ પડી જવું એ અમારા ધંધાનું એક સ્હેલું ધતીંગ છે" ડૉકટરે આગળ ચલાવ્યું "હું એ ધતીંગનો આ વખતે ઉપયોગ કરીશ." પછી તરતજ તે જેસ્પર તરફ ફર્યો "તું જો સરનામું શોધવા જવાનો હોય તો બહેતર છે કે જલદી જા. હવે થોડા વખતમાં ચાકરો ઘરમાં હરતા ફરતા થશે."

જેસ્પર, તેથી, એક શબ્દ પણ બોલ્યા વગર કૅપ્ટન પાસેથી કુંચી લઇને ગયો. બહારજ તેને માર્થા મળી. તેને પુછ્યું "મીસ વેલેન્ડને કેમ છે?"

"જરા સારૂં છે, સાહેબ. પણ હજી નબળાઇ ઘણી છે." પછી માર્થાને મીસ વૅલૅન્ડના ઓરડામાં મોકલી જેસ્પર પોતાની શોધમાં ગયો.

દરમ્યાન, ડૉકટર અને મીસીસ વેલેન્ડની મસલત ચાલુજ હતી. "તમે જો મજબુત થાઓ" ડૉકટરે કહ્યું "તો હું ધારૂં છું કે હવે આપણે બધી ગોઠવણ કરી શકીશું."

"હું મજબુત થઇ શકીશ."

"હું ધારૂં છું કે તમે થઇ શકશો અને હવે--તમે તમારી કોઇ ચાકર ઉપર વિશ્વાસ રાખી શકશો?"

એક પળ વિચાર કરીને મીસીસ વેલેન્ડ બોલી " હા, હું ધારૂં છું કે માર્થા ઉપર વિશ્વાસ મૂકી શકીશ."

" હું પણ એમજ ધારૂં છું " કેપ્ટને કહ્યું.

"ઠીક ત્યારે. હવે બધું જલદીથી કરી નાંખવું જોઇએ. અને-બધું પતી જાય ત્યાં સુધી તમે બે, હું અને જરૂર પડે તો જેસ્પર એ શિવાય બીજા કોઇએ એ ઓરડાની અંદર જવું જોઇએ નહિ. બને ત્યાં સુધી તુમારે અને કેપ્ટને એખલાં ને અતડાં રહેવું; તેથી નિંદાખોર પંચાતીયાં લોકો અલગ રહેશે. મારાથી બની શકશે તેટલો વખત હું અહિં રહીશ. પણ જાથુનું અહિં રહેનાર કોઇ જોઇશે.

" જેસ્પર !" કેપ્ટને સુચવ્યું.

" બરોબર છે, તેજ ઠીક પડશે. એ ઉપરાંત તમને અલગ રાખી પરપુછ કરનારાઓને શાન્ત રાખવા કોઇ બીજી સ્રીની જરૂર પડશે. જો તમે ને માર્થા બે જણ મને મદદ કરશો તો બધું થઇ શકશે."

મીસીસ વેલેન્ડે નિઃશ્વાસ મૂકયો ને કમકમી. પછી પૂછ્યું " શું અને કેવી રીતે કરવું તે મને કહો. ચોખ્ખું બોલવામાં બ્હીતા નહિ."

" એકજ વાત કરવાની છે. ઈશ્વર જાણે શા માટે પણ તે બીચારી છોકરીએ પાયદસ્તનોજ પોશાક સજેલો છે. તેને એમજ રહેવા દેવી અને તેના કપાળ ઉપરનો ઘા ઢાંકીને તેને પેટીમાં ( કૉફીનમાં ) મૂકતાં સુધી આપણા શિવાય બીજા કોઇએ તેને જોવી જોઇએ નહિ. લોકોને એમ દેખાડવું જોઇએ કે મને રાતમાં બોલાવ્યો હતો, તરત મદદ મળી હતી અને બધું તરતજ થઈ ગયું હતું. આમ કરવાથી, ઓરડો બંધ છે-ગ્લેન માંદી થઇ ગઇ

છે, એ બધાનો ખુલાસો થઇ જશે. પછી બીજું તો હું ને જેસ્પર જોઈ લઇશું."

કેપ્ટને પૂછયુ "ડૉકટર, બીચારા મેરીકનું શું ? તેને આ ઘા ઘણો આફતકારક થઇ પડશે. એનાથી આપણે સત્ય નહિ છુપાવીએ ?"

"નહિ." મીસીસ વેલેન્ડ તરત બોલી ઉઠી. "તે છોકરીના નામની ખાતર બીજા લોકોને છેતરવાનો આપણને હક્ક છે. પણ તેના વરને છેતરવાનો આપણને બિલકુલ હક્ક નથી. વળી, કદાચ તે કંઇ ખુલાસો કરી શકશે-કંઇ અનુમાન કરી શકશે."

"ખરી વાત છે." કેપ્ટને કહ્યું અને ડૉક્ટરે પણ અનુમોદન આપ્યું.

* * *

દરમ્યાન, કેનેથ જેસ્પરે ડોરીસના ઓરડામાં યુજીન મેરીકના સરનામા સાથે બીજી પણ બારીકાઇથી અને ખંતથી તપાસ ચલાવી હતી; કારણ અત્યારે તેને કોઇ વચમાં નડશે એવી ધાસ્તી નહોતી. મરનાર છોકરીના શરીરની સ્થિતિ જોતાં તેણે વિચાર્યું કે દરેક નિશાની આપઘાત સુચવે છે. પણ સુખની ટોચે પહોંચ્યા પછી આપઘાત કરવાનું કારણ શું ? તેણે આ સવાલ ફરી અને ફરી પોતાના મનમાં ઉઠાવ્યો; પણ તેનો જવાબ આપનાર એકુજ અવાજ હતો અને તે તો શાન્ત હતો. જેસ્પરે દરેક વસ્તુ બારીકાઇથી ધ્યાનમાં લીધી. દરેક વસ્તુને કાળજીપૂર્વક ઉથલાવી જોઇ. પણ કોઈ જગ્યાએ તેને સંતોષકારક કારણ મળી આવ્યું નહિ. લખવાની ટેબલ તરતની વપરાયલી હતી એવાં તેના ઉપર ચિન્હો હતાં અને તે તેણે તપાસવા માંડી. છેવટે તેને એક પાકીટ પુરાં સરનામા સાથેનું મળી આવ્યું. તેના ઉપર યુજીન.મેરીકનુ

નામ ને તેનું શહેરનું સરનામું હતું પણ તે સરનામું તેને અજાણ્યું હતું. આ પાકીટ સંભાળથી તેણે પોતાના ગજવામાં મૂકયું અને ફરી તપાસ શરૂ કરી. હવે તેણે ટ્રૂંક ઉઘાડીને જોવા માંડી. "જો હોય તો, તે ચીજ ઉપરજ મૂકેલી હોવી જોઇએ એમ મને ખાત્રી છે." એક ટ્રૂંક બંધ કરતાં તે બડબડયો. તેની પાસેની બીજી મોટી ટ્રૂંક દેખીતી રીતે યુજીન મેરીકની જણાઈ આવતી હતી. પણ તે બંધ હતી. પછી તે છેલ્લી ટ્રૂંક આગળ ગયો ને વાંકો વળીને જોયું તો એકદમ ચમકયો. તેને તાળું દીધેલું હતું પણ તેવું તાળું ને કળ તેણે કોઇ દિવસે જોયું નહોતું. તેમ તાળામાં કુંચી પણ નહોતી. તેણે ઓરડામાં બધે જોયું. એક ખીલી ઉપર. કુંચીઓનો ઝુમખો લટકતો હતો પણ તેમાંની એક પણ કુંચી આ ટ્રંકને લાગી નહિ. તેથી નિરાશ થઇને તે ઓરડામાંથી બહાર નીકળ્યો અને બધાં બેઠાં હતાં તે ઓરડા તરફ ગયો તો ડૉકટર તેને બારણાં આગળજ મળ્યો. બધાં જોઈ શકે તેમ જેસ્પરે પેલું પાકીટ ધર્યું.

"તેનાથી કંઇ તે જલદી આવી શકશે નહિ" ડૉકટરે તે તપાસીને મીસીસ વેલેન્ડને આપતાં કહ્યું. "પણ આપણને સરનામું મળ્યું છે એટલે શિષ્ટાચાર ખાતર પણ તાર તો કરવોજ પડશે. જેસ્પર તું મારી ગાડીમાં જા અને તાર કરીને પાછાં ફરતાં બની શકેતો તારાં ફોઇને તેડતો આવ.'

"જેમ ફોઇ! હું એજ સુચવવાનો હતો." કેનેથે કહ્યું.

"આ વખતે આપણને કામ લાગે એવી, આખા વીન્સ્ટનમાં તેજ એક સ્ત્રી છે" ડૉકટરે કહ્યું, "અને હવે મીસીસ વેલેન્ડ તમે કાંઇક ખાઇલો તો આપણે કામ શરૂ કરીએ."

પછી બધાં નીચે નાસ્તો લેવા ઉતર્યાં. ગમે તેટલા દુઃખમાં ડુબવા છતાં માણસને ખાધા વગર કેમ ચાલે!

# પ્રકરણ પાંચમું.

## "સફેદ કૉફીન"

ડૉરીસ મેરીક હ્રુદય બંધ પડવાંથી મરણ પામી હતી એમ ચાકરોને સમજાવી દેવામાં ડૉકટર રૅાથને મુશ્કેલી નડી નહિ; કારણ પોતે કહે છે તે ખરૂં છે એમ સામા માણસના ઉપર છાપ પડે એવી રીતે વાત કરવાની ડૉકટર રૅાથને એક કુદરતી બક્ષિસ હતી; જેસ્પરની ફોઈ મીસ જેમી જેસ્પર પણ, કુથલીખોર અને જીજ્ઞાસુ લોકોને ગંભીરતાથી સમજાવી દેતી હતી; અને ખચિત, વીન્સ્ટનમાં મીસ જેમી જેસ્પર એક સત્ય બોલનાર અને સરળ સ્ત્રી તરીકે પ્રસિદ્ધ હતી. ડૉરીસ મેરીક અચાનક હ્રુદયબંધ થવાથી મરણ પામે અને તે ઘાથી તેની બ્હેન મીસ ગ્લેન વેલેન્ડ એકદમ માંદી થઈ જાય અને મીસીસ વેલેન્ડ શોકને લીધે કોઇને મ્હોં ના દેખાડે એ તદ્દન સ્વભાવિક હતું.

ખરૂં જોતાં, મીસ ગ્લેન વેલેન્ડનો ડોરીસના મૃત્યુથી અજાણી હતી અને કોઇ ભેદભરેલા મંદવાડમાં પડી હતી, જો કે હવે તે ધીમે ધીમે સારી થતી જતી હતી. અને મીસીસ વેલેન્ડ અને માર્થા શાન્તિથી પોતાનું કામ કર્યા જતાં હતાં.

બપોરના ખાણાનો વખત થયો તે વખતે આખું ઘર, જાણે કંઈ ભેદભરેલો બનાવ બનવા પામ્યો ન હોય એવી રીતે શાન્ત અને ચુપ હતું. નીચે મળવાના ઓરડામાં મીસ જેમ જેસ્પર, શાન્તિથી અને હુશીઆરીથી પોતાનું કામ કરતી હતી. ગ્લેનના રૂમમાં, મીસીસ વેલેન્ડ અને માર્થા વારા ફરતી ચોકી રાખતાં હતાં. તે એવા હેતુથી કે બહારનો અણસારો ગ્લેનને કાને પડવા પામે નહિ. ડોરીસના ઓરડાની કુંચી માર્થાની પાસે હતી. નાસ્તાને

વખતે મીસીસ વેલેન્ડ, બીજાઓમાં ભેળાઇ. રૅાથ, ગ્લેનની તબીયત જોવાને બહાને ત્યાં હાજરજ હતો. જો કે ખરી રીતે તે કૅાફીનની રાહ જોતો હતો. જેસ્પર, તેની ફ્રોઈ અને કેપ્ટન પણ હાજર હતાં. મીસીસ વેલન્ડ પોતાની જગ્યાએ બેઠી એટલે જેસ્પર, તેની ફ્રોઈ અને કેપ્ટને એક સાથે પુછયું "ગ્લેનને કેમ છે?"

"અત્યારે તે કુદરતી નિદ્રા લે છે. અડધા કલાક ઉપર તેણે થોડો સૂપ પીધો અને ત્યારથી તે ઉંઘે છે. તેની નાડી બરોબર ચાલે છે અને—"

"જાગશે ત્યારે ઠેકાણે આવી જશે" ડૅાકટર હમેશ મુજબ વચમાં બોલી ઉઠયો. "સ્હેજ નબળી હશે એટલુંજ. તેને અત્યારે કહેવું હોય તો તેમાં કંઇ હરકત નથી. હું જાઉં તે પહેલાં કહી દો તો વધારે સારૂં."

મીસીસ વેલેન્ડે ઉંડો નિઃશ્વાસ મૂકયો. "ગ્લેનને તથા યુજીનને કહેવાનું જલદીથી પતી જાય એમ હું ઇચ્છું છું."

તેઓ ત્યાંથી ઉઠે તે પહેલાં, કેપ્ટનને એક તાર મળ્યો. તે યુજીન મેરીફનો હતો અને તેમાં નીચે મુજબ લખેલું હતું:-

"કેપ્ટન, ડોરીસને કહેજો કે હું રાત્રે એક વાગે એકસપ્રેસમાં આવીશ. યુજીન."

એતો ચોખ્ખું જણાઈ આવતું હતું કે, આ તાર યુજીને મૂકયો હશે ત્યારે તેને જેસ્પરનો તાર મળ્યો હશે નહિ.

"કેવું વિચિત્ર!" કેપ્ટન બડબડયો "કે એ—અત્યારે—મારા ઉપર તાર કરે છે અને જાણે કંઇ જાણતોજ નથી."

"એમાં શું?" તેની પત્નીએ તરત કહ્યું. "મને લાગે છે કે એ તો એની ટેવ પ્રમાણેજ કર્યું છે. ગરીબ બીચારો! તેને

તે છોકરીનો વિચાર આવ્યો હશે. તેણે ધાર્યું હશે કે તાર દેખવાથી તે બીચારી ગભરાઇ જશે અને એને વિષે કંઇ કંઇ વિચારમાં પડશે. તેવો ગભરાટ ન થાય તેથીજ તેણે તમારી મારફત સંદેશો મોકલ્યો. ગરીબ છોકરો! તે તેને ઘણોજ ચાહતો હતો. આ ઘાથી તે તદ્દન લથડી જશે."

આને બધાં મળતાં થયાં. મેરીક અને તેની સ્ત્રી વચ્ચેના પ્રેમ વિષે તો કોઇને શંકા નહોતી. "તે મધરાતે આવવાનો છે" મીસીસ વેલેન્ડે કહ્યું. "જાણે આફત આવેલી છે તે પુરતી ભયંકર ન હોય! કેપ્ટન, તેને મળવાની ને કહેવાની કોણ હિમ્મત કરશે?" પછી એક પછી એક બધાની સામું નજર કરી જેસ્પરની સામું જોઇને પુછયું. "કેનેથ તું કહી શકીશ?"

"તમારો હુકમ હશે તો મારે કંઇ હરકત નથી." જેસ્પરે કહ્યું.

* * *

બે વાગે ગ્લેન વેલેન્ડે આંખ ઉઘાડી, ઓઢવાનું બાજુ કર્યું અને બિછાનામાં બેઠી થઇ. ઓરડામાં થોડું અજવાળું હતું અને પવન ધીમે ધીમે આવતો હતો.

"વ્હાલાં મા..."

મીસીસ વેલેન્ડ એક બારી આગળ બેઠી હતી તે પોતાની દીકરીના અવાજથી એકદમ ચમકી અને તેની તરફ ગઇ.

"માજી, કેવું વિચિત્ર છે! આ તે કેવો વિચિત્ર મંદવાડ કહેવાય! મને ખાત્રી છે કે ગઈ કાલે હું ઉંઘી ત્યારે તદ્દન સારી હતી."

"હવે તને કેમ છે મારી દીકરી?"

"હું કંઇજ કહી શકતી નથી" ગ્લેને બગાસું ખાતાં કહ્યું. "અત્યાર સુધી ઉંઘી રહી તેથી સ્વાભાવિક રીતે હું જડ જેવી

લાગું છું, અને કંઈ સ્ફુરતા જણાતી નથી. બહાર એક આંટો મારી આવીશ કે ગાડીમાં ફરી આવીશ તો ઠેકાણે આવી જઇશ એમ લાગે છે. માર્થાને જરા બોલાવશો? હું માંદી છું એટલે તમારે મારી ચાકરી કરવી પડશે. અને—કેટલા વાગ્યા હશે? મમા જરા વધારે અજવાળું આવવા દો."

" હમણાંજ બારી ખુલ્લી કરૂં છું-મારી વ્હાલી, તું ધારતી હશે તેના કરતાં મોડું છે-બે વાગ્યા છે."

" શું? અડધા દિવસ સુધી ઉંઘી રહ્યા પછી પણ હું આવી જાગું છું? મમ્મા, એનો અર્થ શું? મને બિલકુલ તાવ નથી તેમ મંદવાડ નથી. ફક્ત નબળાઇ લાગે છે. ડૉકટર શું કહે છે? તે અહિં આવ્યા હતા ખરૂં? કે મને સ્વપ્ન આવ્યું?"

" હા, અહિં આવ્યા હતા."

ગ્લેને કપાળે હાથ દીધો. "મને સાંભરે છે કે મેં તમારો, એનો અને બીજા એક માણસનો ચ્હેરો જોયો. અને ડોરીસ—ડોરીસ ઘણીજ ફીકી દેખાતી હતી અને-કેવું વિચિત્ર" તેણીએ ફરીને પોતાની માનો હાથ પકડયો "તમે બહુ ગભરાઇ ગયાં હતાં, વ્હાલાં માજી? તમે ને ડોરીસ? ડોરીસ કયાં છે?"

" તેના—ઓરડામાં છે, દીકરી."

" તેના ઓરડામાં, મમ્મા!"

" ડોરીસ—ડોરીસ તારા કરતાં વધારે ખરાબ સ્થિતિમાં છે, ગ્લેન" મીસીસ વેલેન્ડે વાત ખુલ્લી કરવાની તજવીજ કરતાં કહ્યું.

" મારા કરતાં ખરાબ? હું જોઇશ, મા, તમે કેવી વિચિત્ર રીતે મારી સ્હામું જુવો છો? તમે કંઇપણ છુપાવો છો. શું છે? મને કહો."

તે છોકરી વધારે ટટાર થઇ અને તેનો અવાજ વધારે સશક્ત થયો. તે ઇંતેજાર અને આતુર દેખાતી હતી પણ તેમાં ભયના કંઇ નિશાન નહોતાં. મીસીસ વેલેન્ડ જવાબ આપે તે પહેલાં બારણા ઉપર ટકોરા થયા અને તેની મા વચમાં પડે તે પહેલાં, ગ્લેને ઘણીજ ચપળતાથી બારણાને પહોંચીને બારણું ઉઘાડયું. બારણાંની બહાર નાની છોકરી જેની હાથમાં તાસક લઇને ઉભી હતી. પણ તે અંદર દાખલ થઈ નહિ. તેનું મ્હોં ફેરવેલું હતું અને અજાયબીથી ફીકકે ચ્હેરે તે મોટા ઓરડાના સામા બારણા તરફ જોતી હતી. આ જોઇને ગ્લેન વાંકી વળી અને જેની જોતી હતી ત્યાં જોયું. એક પળ પણ વીતી નહિ તે પહેલાં એક શબ્દ પણ બોલ્યા વગર ગ્લેન પાછી તેની માના હાથમાં ફસડાઈ પડી.

મોટા ઓરડાના બારણા આગળ એક સફેદ કૉફીનને ઝાલીને ચાર માણસ ઉભા હતા તે ગ્લેને જોયું હતું.

---

## પ્રકરણ છઠ્ઠું.

### એક વચન.

ગ્લેન વેલેન્ડ ફરી પાછી તેના પલંગ ઉપર અંધારા ઓરડામાં પડી હતી. અને તેની મા અને માર્થા તેની પાસે બેઠાં હતાં અને શાન્તિથી તપાસ રાખતાં હતાં. પ્રયત્નો કર્યા પછી જ્યારે ગ્લેન પાછી શુદ્ધિમાં આવી હતી ત્યારપછી ફક્ત એકજ વખત તે બોલી હતી. "કેવી રીતે ?," એટલુંજ તેણે લથડતા અવાજમાં પુછયું હતું અને વધારે બોલી શકી નહોતી. ડોરીસના બારણા આગળ તેણે સફેદ કોફીન જોયું હતું એટલે " કોણ " એમ પુછવાની તેને

જરૂર રહી નહોતી. તે તરતજ પામી ગઈ હતી. તેના સવાલનો જવાબ રોથે આપ્યો કે "અચાનક અને કંઈપણ પીડા વગર થયું, ગ્લેન. તેના હૃદયના લીધે મરણ થયું." પછી તરતજ તેણીએ મ્હોં ફેરવી નાખ્યું અને ત્યારથી બે હાથે મ્હોં ઢાંકીને પડી રહી હતી. તેની માએ તેને બોલાવવાનું કર્યું ત્યારે તેણે એટલુંજ કહ્યું હતું કે "મને–એમને એમ–એકલી પડી રહેવા દો–મા–"

ડૉકટરે પણ તેને શાન્ત પડી રહેવા દેવાનું કહ્યું. ડૉકટરે એક ચીઠી લખી, મીસીસ વેલેન્ડને આપી તેમાં લખ્યું હતું કે "હમણાં તે વધારે ખમી શકશે નહિ. પણ તે સારા નશીબે મજબુત છે તેથી ટકી રહેશે. તેને કહેવા જેવી તેની તબીયત થશે એટલે હું તમને જણાવીશ." મીસીસ વેલેન્ડ આ ચીઠી વાંચતી હતી તે વખતે ડૉકટરે ગ્લેનના ખભા ઉપર હાથ મૂકી કહ્યું "ગ્લેન, આ વખતે તું તારી માને મદદરૂપ થઈ પડીશ એવી મારી ખાત્રી છે. તું મજબુત છે અને તારી મા કેવી નબળી છે તે તુ જાણે છે. તે અત્યારે હુશીયારીથી કામ લે છે. તે હિમ્મતવાન છે; તેમ તારે બતાવી આપવું જોઇએ કે તેની છોકરી પણ હિમ્મતવાન છે."

ગ્લેન ઉભી થવા જતી હતી પણ ડૉકટર તેને પાછી સુવાડીને બોલ્યો "બસ, એમજ હોવું જોઇએ. તું સમજે છે. હવે મારૂં કહ્યું કર. હાલચાલ કરવાની શક્તિ આવે ત્યાં સુધી, પડી રહે. પછી તારે તારી માને છુટી કરવી પડશે."

એમ કહી ડૉકટર બહાર જતો હતો તે વખતે મીસીસ વેલેન્ડે બારણા આગળ જઇને તેને કહ્યું.

"તમારો ઉપકાર માનું છું, ડૉકટર, તમે મારી દીકરીને બરોબર ઓળખો છો. પણ તે ખરેખર મજબુત છે એમ માનો છો?"

"તમારાં કરતાં વધારે મજબુત છે. પણ તમારે ધ્યાનમાં રાખવું જોઇએ કે હજી તે હમણાંજ, એક આકરા ને કાતિલ ઝેરની અસરમાંથી છુટી થવા પામી છે અને તરતજ બીજો ઘા......"

" ડૉકટર તેને પુછવાનો મને હજી વખત મળ્યો નથી. આ ઝેર કેવી રીતે—? "

" તમે તેને પુછયું નથી ? "

" હું તેને પુછવાની હતી."

" નહિ, તેને પુછશોજ નહિ. પોતાની મેળેજ કહેવા દો. અહિં ભેદ ઉપર ભેદ છે. અને મીસીસ વેલેન્ડ હજી આપણે વધારે રાહ જોવી પડશે. હવે તમે એની પાસે જાઓ."

ડૉકટર જ્યારે ડૅારીસના ઓરડામાં પાછો ગયો ત્યારે ત્યાં જેસ્પર અને માર્થા હતાં. માર્થાને તેણે કહ્યું." " તું સમજીને,— મીસ ગ્લેન માંદી છે ત્યાં સુધી એ બહાનાથી તું કોઇને ઉપર આવવા દઇશ નહિ. બારીઓના પડદા નાંખી દે અને જો જે, કોઇ પણ કારણસર કોઇને પણ આ કૉફીનનું ઢાંકણું ઉઘાડવા દેવાનું નથી. અમે તારા વિશ્વાસે રહીશું, માર્થા."

" નિરાંતે રહો સાહેબ."

" મને ખાત્રી છે " પછી જેસ્પર તરફ ફરીને બોલ્યો " હવે જેસ્પર આપણે કેપ્ટનના ઓરડામાં જઇને બેસીએ. ગરીબ બીચારો તે ઘણોજ ન'ખાઇ ગયો છે."

જેસ્પરે કહ્યું " હું તમારી સાથે થોડી વાતચિત કરવાની તક શોધતો હતો. પણ તે વાત કેપ્ટનની સન્મુખ નહિ કરી શકું. આપણે બીજા ઓરડામાં જઇએ."

તેઓ પછી બીજા ઓરડામાં ગયા અને જેસ્પરે બારણું બંધ કર્યું. " અહિંથી ગ્લેનના ઓરડાનું બારણું ઉઘડશે તો આપણે સાંભળીશું. પણ આપણી વાતચિત કોઇ સાંભળી શકશે નહિ. તેજ મારે જોઇએ છે."

"કેમ" ડાકટરે પોતાની હમેશની રીત મુજબ પુછયું "શું છે?"

"એટલુંજ કે, મેરીક અહિ આવી પહોંચે તે પહેલાં આપણે બેએ એક નિશ્ચય કરવાનો છે."

"આપણે બેજ કેમ ?"

"કારણ કે, હું કહેવા માગું છું તે સાંભળવાને અત્યારે તમે એકલાજ લાયક છો એમ હું માનું છું"

ડાકટરનો ચ્હેરો એકદમ નરમ થઇ ગયો. તે સ્હેજ વાંકો વળ્યો અને કેનેથના હાથ ઉપર હાથ મુકયો. "કેનેથ, હું આજ સવારનો જોઉં છું કે તને કોઇપણ પ્રકારની ચિન્તાને પીડા થાય છે. તેની અસર કંઇપણ દેખઇતા કારણ વગર તારા ઉપર કયારની થઇ છે તે હું ઘડીપળ સાથે કહી શકું એમ છું"

"ત્યારે શું મારા વિચાર મારા ચ્હેરા ઉપર દેખાઇ આવે છે ?"

"બિલકુલ નહિ. તારો ચ્હેરો એક સરસ બુરખા જેવો છે. તે તું જાણે છે. પણ આજે સવારે જ્યારે તું તે મરણ પામેલી છોકરીનું શરીર ધ્યાનથી જોતો હતો અને હું સ્હેજ આઘો ઉભો ઉભો વિચાર કરતો હતો તે વખતે અચાનક તારા ચેહેરામાં ફેરફાર થયો ને તારી આંખોમાં વિચિત્ર ચળકાટ આવ્યો તે મેં જોયું હતું. તેથી હું તરતજ જાણી ગયો હતો કે તુ કોઇક ચીજ જોઇને ચમકયો હતો; પછી તું નીચો વળ્યો ને છોકરીના હાથ અને પીસ્તોલ બારીકાઇથી તપાસ્યાં અને પછી ફરી ગયો. પણ ચિન્તાએ તે વખતથીજ તારા મન ઉપર ઘેરો ઘાલ્યો છે."

"ડૉકટર, તમારી દષ્ટિ ચપળ છે. અતિ આશ્ચર્ય પેદા કરનારૂં તમે પણ ત્યાં કંઈ નહોતું જોયું ?"

"તું ભુલે છે. કેનેથ. બારીક વસ્તુઓનું ધ્યાન રાખવા જેવી મારી દષ્ટિ ઝીણી નથી. દાખલા તરીકે, હું ના જોઇ શકુ તેવા ઝીણા અક્ષર તું વાંચી શકે."

કેનેથે તેની સામું જોયું અને તેના બોલવામાં કંઈ ગુઢાર્થ છે કે કેમ તે વિચારવા લાગ્યો. થોડીવારે તે બોલ્યો; " તમે ધારો છો કે આ કેસમાં કોરોનરની તપાસ થવી જોઇએ ?

" ખરી રીતે જોતાં, જ્યાં મરણનું કારણ જણાતું નથી અને મરણ વખતે કોઈ ડૉકટર હોતો નથી તેવા કેસોમાં કોરોનરની તપાસ થવી જોઈએ. હું આજે ગામમાં ગયો હતો ત્યારે કોરોનર વ્હાઈટને મળ્યો હતો ને તેને આપણા કામ પુરતી આ બાબતની માહિતી આપી હતી. તું ચીકણો થવા માગે છે, જેસ્પર ? "

" નહિ. હું એટલુંજ જોવા માગું છું કે આપત્તિના વખતમાં તમે કેટલા દરજજા સુધી ચીકણા થઇ શકો છો. "

" દાખલા તરીકે ? "

" દાખલા તરીકે–તમારા મગજમાં એમ આવે કે આ મરણનું કારણ હૃદય બંધ થવાનું નથી તો પછી ? "

" ચલાવ—તારુ મન ખાલી કર. "

"ડૉકટર, તમારી ખાત્રી છે કે આ આપઘાતજ હતો ! "

" ખાત્રી ? નહિ. મેં કશી બાબતની ખાત્રી કરવાનો પ્રયત્નજ કર્યો નથી. મરણ પામેલા શખસને નુકશાન પહોંચે નહિ તેવી રીતે જીવતાં માણસોનાં નામ અને આબરુને જાળવી રાખવાનો મેં પ્રયત્ન કર્યો છે."

" પણ બહારથી જણાય છે તેવી રીતે આ બનાવ બન્યો નહોતો એમ માનવા તમને પુરતાં કારણ જણાય તો ? "

" તો—મારે કંઇક વધારે જાણવું જોઇએ."

" શું વધારે ? "

" પુરાવો—હેતુ—અને માણસ."

"અને તે સત્યથી આપણા મિત્રોને બીજો ઘા પડે એમ હોય તો?"

ડૉક્ટર રૉથ એકદમ ઉશ્કેરાઈ ગયો હોય એમ જણાયું. તે એકદમ ઉભો થયો અને આમતેમ આંટા મારવા લાગ્યો. પછી તે જેસ્પર આગળ થોભ્યો અને કર્કશ અવાજે બોલ્યો; "કેનેથ તું શું કહેવા માગે છે તે હું જાણું છું, પણ મને કંઇ સમજ પડતી નથી. આવી બાબતમાં સંશોધન કરવાની તારામાં શકિત છે એ હું જાણું છું. તે બાબત તને જન્મથીજ બક્ષિસ મળી હોય એમ લાગે છે. તને શું વ્હેમ છે તે હું જાણતો નથી—હું અનુમાન પણ કરી શકતો નથી. ડોરીસ ગ્રેના મિત્રોને માટે હું ગમે તેટલું કરીશ; પરંતુ તેના ખુનીને સજા પમાડયા વગર હું કદી પણ જવા દઇશ નહિ."

"મેં એમજ ધાર્યું હતું." જેસ્પરના મ્હોંમાંથી શબ્દ નિકળ્યા. પછી તે જરા અચકાયો પણ ડૉકટરે આગળ ચલાવ્યું: "કેનેથ—તારે મને ખરી વાત કહેવી પડશે—અને તે અત્યારેજ"

"હું કહીશ—હું એમ કરવાજ ચાહું છું. પણ તે પહેલાં તમારે વચન આપવું જોઇશે. તમારે સોગન લેવા જોઇશે કે મારી સંમતિ શિવાય તમે જાણો તેનો તમારે ઉપયોગ કરવો નહિ."

ડૉકટરે સામો સવાલ કર્યો "તું જાણે છે એટલે કહે કે મારી સ્થિતિમાં તું હોય તો તું માગે છે તેવું વચન તું આપે?"

"હું તો આપું."

"તો હું પણ આપીશ. મારૂં વચન છે—લે આ હાથ."

"ઉભા રહો. તેના હાથમાંનું હથીયાર તેનું પોતાનું નહોતું એમ નીકળે તો પછી, તે જેવી રીતે પડી હતી તે જોતાં અને આસપાસના સંજોગો જોતાં તેણે આપઘાત કર્યો હતો એમ તમે કહેશો!"

" બીજી બધી વસ્તુઓ અને સંજોગો હાલ છે તેવાજ હોય અને તેના હાથમાંની પિસ્તોલ તેની નહિ પણ બીજાની હતી એમ હું જાણું તો પછી તે પોતાને હાથેજ મરી ગઈ હતી એમ હું કદી પણ માની શકીશ નહિ."

" ત્યારે હવે ડૉકટર, તમે અને હું ઘણીજ વિલક્ષણ અને દુઃખદાયક સ્થિતિમાં છઇએ. તે હથીયાર—તમારૂં વચન યાદ રાખજો—ડોરીસ મેરીકનું ન હોતું."

" ભલા આદમી—તું શું ગાંડો થયો છે ? "

"હું ઇચ્છું છું કે હું ગાંડો હોત.ગયા મે મહિનામાં "નેસ્ટલેક" ના મારા ઘરમાં મેં બધાને મીજબાની આપી હતી તે સાંભરે છે?"

" હા."

" તે દિવસે, ગ્લેન વેલેન્ડની બગીમાં તેની સાથે ઘેર પાછા ફરતાં મેં ચપ્પુથી તેની પિસ્તોલ ઉપર તેના નામના પહેલા અક્ષરો કોતર્યા હતા. હું ઇચ્છું છું કે તેમ કરવા કરતાં મેં મારા હાથો કાપી નાંખ્યા હોત. આ બે છોકરીઓને એક સરખી પિસ્તોલની ભેટ આપવાનું મેરીકને કયાંથી સુજયું ? "

" પછી ? "

" પછી ! મેં તમને કહ્યું નહિ કે, ડોરીસના હાથ આગળ તે પિસ્તોલ હતી અને તેના ઉપર ગ્લેનના નામાક્ષર કોતરેલા હતા ? "

" ઓ પ્રભુ ! " રૉથ એટલુંજ બોલી શકયો.

તે બન્ને ધીમેથી ઉઠયા અને થોડીવાર સુધી એક બીજા સ્હામું જોઇ રહ્યા. પછી કેમેથ જેસ્પરે ડૉકટરના હૃદય ઉપર હાથ લગાડી કહ્યું " ડૉકટર, યાદ રાખજો. હું તમારા વચન ઉપર આધાર રાખું છું."

# પ્રકરણ સાતમું.

—:૦:—

## મધ્ય રાત્ર.

તે રાત્રે અગીયાર વાગ્યાથી કેપ્ટન જેસ્પર મધ્યરાત્રિએ યુજીન મેરીકને આવવાની રાહુ જોતો કેપ્ટનના વાંચવાના ઓરડામાં બેઠો હતો. તે વખતે ઘરમાં બધાં શાન્ત નિદ્રામાં પડયા હતાં પણ ફક્ત જેસ્પરજ જાગ્રત અવસ્થામાં, કેપ્ટનની ખુરશી ઉપર તે દિવસ બનેલા બનાવો ઉપર વિચાર કરતો અને ભેદ ઉકેલવાનો પ્રયત્ન કરતો બેઠો હતો. પણ તે સઘળું વ્યર્થ જતું. ગમે ત્યાંથી તેના મનમાં એકજ સવાલ આગળ આવીને ઉભો રહેતો. “ ડોરીસના હાથમાં પિસ્તોલ હતી તેના જોડાની ડોરીસની પોતાની પિસ્તોલ કયાં હતી ? ” તે આથી એટલો અકળાઇ ગયો હતો કે સ્હેજ ખુલ્લી હુવા ખાવા બારી આગળ આવ્યો. તે વખતેજ રસ્તા ઉપર ગાડીના પૈડાંનો અવાજ સંભળાયો. યુજીન મેરીકને તેડવા જતી તે ગાડી હતી. જેસ્પરે બહાર જઇને ગાડી ઉભી રાખી હાંકનારને કહ્યું “જોન, જોજે ધીમેથી ચુપકીથી આવજે અને મેરીકની સાથે વાતો નહિ કરતો, ગમે તેવો ઢોંગ કરજે પણ વાતુડીયો થઇ અહિંનો બનાવ તેને જણાવતો નહિ. સમજ્યો,” ગાડી જતી રહી અને જેસ્પરે, મેરીક આવે ત્યાં સુધી બહારજ ફરવાનો વિચાર કર્યો. પ્રથમ તે કેપ્ટન અને મીસીસ વેલેન્ડના ઓરડા આગળ હતો. ત્યાંથી આગળ ચાલતાં ડોરીસના ઓરડાની બારી ઉપર તેની નજર પડી. ત્યાર પછી જેમ કોઇ વાળો ઓરડો આવ્યો. બધે શાન્તિ પ્રસરી રહી હતી. આગળ જતાં ગ્લેનનો ઓરડો આવ્યો અંદર અંધારૂં ઘોર હતું. સ્વાભાવિક રીતે ગ્લેનના ઓરડાએ તેને પાછો પિસ્તોલના વિચારમાં નાખ્યો. એક પળ તે વિચાર કરતો ઉભો રહ્યો અને પછી તરતજ ચમકયો. ગ્લેનના

ઓરડામાં કોઇ ફરતું હતું, અને તેના હાથમાં ઝીણી મીણબત્તી હતી. તે સ્હેજ આગળ આવ્યો ને ધારીને જોયું. ગ્લેન પાછી માંદી થઇ હતી કે શું ? તે એકલી હશે ? નહિ. બતી ઓરડામાંથી પસાર થઇ અને પછી મોટા ઓરડાના બારણામાંથી બત્તીનો ખુલ્લો પ્રકાશ પડતો તેણે જોયો અને તે પ્રકાશમાં ગ્લેન વેલેન્ડનો આકાર બીન શકે જોયો ! તેણે જોયું કે ગ્લેન વેલેન્ડે પ્રથમ બત્તી ધરીને પરસાળમાં જોયું અને પછી તે ચાલી ગઈ. તે વખતે, જેસ્પર તરતજ ઘરમાં ગયો. ગ્લેને ફક્ત ઢીલો ઝભ્ભો પહેર્યો હતો અને તેના વાળ વીખરાયલા છુટા હતા. એકલી હોવાથી તે બ્હીધી તો નહિ હોય ? પણ તરતજ એક બીજા વિચારે જેસ્પરને ચમકાવ્યો. ઘરની અંદર જવાને તે ખુણો વળ્યો કે અજવાળું તેની નજરે પડયું તેચે ઉંચું જોયું તો તે અજવાળું ડોરીસ મેરીકના ઓરડામાંથી આવતું હતું. “ ઓહ ! તે તેના ઓરડામાં ગઇ છે ! ” જડપથી કુદકા મારતો પણ સંભળાય નહિ એવી રીતે જેસ્પર દાદર ઉપર અડધે ચડીને ઉભો રહ્યો. તે ગ્લેનને જોઇ શકે એમ હતું પણ ગ્લેન તેને જોઈ શકે એમ નહોતું. ઓહ ! ગ્લેન તે ઓરડામાં કેટલો વખત રહી ! આખરે એક ધીમો અવાજ તેણે સાંભળ્યો અને તેણે ગ્લેનને મોટા ઓરડામાંથી પસાર થઇ પોતાના ઓરડામાં જતી જોઇ. તરતજ તે નીચે ઉતરી કેપ્ટનના ઓરડામાં ગયો ને વિચારમાં ગુંથાયો. ગ્લેન દાદર આગળથી પસાર થઇ તે વખતે તેના ડાબા હાથમાં રૂમાલથી વીંટાળેલી કંઇ લાંબી ચીજ તેણે જોઇ હતી તે શું હશે ? તેની પાસે ઓરડાની બીજી કુંચી હશે ? આ વિચારોમાં ગાડીના ખડખડાટે ખલેલ પાડી. તરતજ તે બહાર ગયો ને ગાડીને ઉભી રાખી “ ઉભી રાખ જોન— સાહેબજી મેરીક તમને જોઇને મને આનંદ થાય છે;” તેઓએ હાથ મેળવ્યા અને જેસ્પર તેને લઇને અંદર ચાલ્યો. “ આ રસ્તે આવવાનું છે મેરીક. વાત એમ છે કે આપણો અવાજ

આગલા ભાગમાં કોઇને સંભળાવો નહિ જોઇએ " મેરીક તેની પાછળ ગયો. દીવાના અજવાળાથી જેસ્પરે જોયું કે તેનો ચ્હેરો કંઈ વિચિત્ર રીતે બિહામણો દીસતો હતો.

" જેસ્પર " મેરીકે બારણા આગળજ અંદરથી ઉભાં રહીને પૂછયું " આ શું કહેવાય ? તુંજ મને પહેલો મળે છે અને બીજું કોઇ—"

" પહેલાં મને બારણું બંધ કરવા દે, પછી હું સમજ પાડીશ. "

'મેરીક બહુજ થાકી ગયો હોય તેમ જે ખુરશી હાથ લાગી તેના ઉપર પડયો ને બોલ્યો " આહ ! હું અત્યંત થાકી ગયો છું. તદન લોથ થઇ ગયો છુ. સ્હેજમાં ત્રેન ચુકતો બચી ગયો. મેં તાર મૂકયો ના હોત—" તે એકદમ બોલતો બંધ થયો અને જેસ્પરના ગંભીર ચ્હેરા તરફ જોવા લાગ્યો " જેસ્પર, તને શું થાય છે ? અહિં કંઇ ખોટું તો થયું નથી કેની ? એમજ હોવું જોઇએ'. મીસીસ વેલેન્ડ વધારે બિમાર છે ?

જેસ્પરે ડોકુ ધૂણાવ્યું. તેને આ કામ ઘણુંજ અઘરૂં લાગવા માંડયું. મેરીક એકદમ ઉઠયો ને જોરથી જેસ્પરનો હાથ પકડીને બોલ્યો; " થયું છે શું ? તું આવો કેમ જણાય છે, જેસ્પર ? અને—તું—એકલો—નીચે મારી રાહ જોતો બેઠો હતો ! તું—"

" તારા કરતાં મારી સ્થિતિ વધારે ખરાબ નથી." જેસ્પરે વખત ગાળવાના ઇરાદાથી કહ્યું પણ તેને લાગ્યું કે કોઇપણ કારણસર મેરીક ઘણોજ ઉશ્કેરાયલો હતો. "તારી આંખો કંઇ વિચિત્ર દેખાય છે, મેરીક. તું શું માંદો હતો ? "

" માંદો નહિ. પણ આવો કંગાળ દેખાવાનું કારણ છે ખરૂં. વીન્સ્ટન છોડયું ત્યારથી હું ઉંઘ્યોજ નથી. ધંધાના

અગત્યના કામે મને આ વખત ઘણોજ પજવ્યો: મારે ઘણીજ ધાડાધાડ કરવી પડી કારણ કે આજે ડોરીસને મળવા હું ઘણોજ આતુર હતો-વળી હું ગાડી ચુકી જતો હતો. ગાડીમાં થાકયો પાક્યો જરા ઉંઘ્યો તો અધુરામાં પુરૂં સ્વપ્નું-અરે ઈશ્વર ! કેવું ભયંકર સ્વપ્નું ! પણ જવાદે જેસ્પર-માફ કર મને મારા ઓરડામાં જવાદે. તારે જો કંઇ કહેવું હોય—"

"ઉભો રહે !" જેસ્પરે એકદમ ઉઠી તેને અટકાવીને કહ્યું. "મેરીક તારે જવાનું નથી. એવો એક બનાવ બનેલો છે જે તને-"

"મારી સ્ત્રી ? શું—શું છે ?"

"તે——"

"ગઈ ?" તે પોકારી ઉઠયો "પ્રભુ ! ને ભયંકર સ્વપ્નું ! "તે લથડી પડયો ને બારણા આગળજ ખુરશી ઉપર ફસડાઇ પડયો. "કયારે—કયારે ?" પણ તેને કંઈ ઉત્તર ન મળ્યો એટલે ફરી પૂછયું "તેણે કંઇ સંદેશો—નથી મુકયો ?"

"કંઈજ નહિ."

મેરીક ટેબલ ઉપર કોણી ટેકાવી, હથેલીમાં માંથું નાંખી દઇ મનને કાબુમાં રાખવાનો પ્રયત્ન કરતો બેઠો. થોડીવાર પછી સ્હેજ શાન્તિથી તેણે કહ્યું "હવે મને જે—ખરાબમાં ખરાબ હોય તો તે—કહે"

હવે વધારે વખત લેવો એ વ્યર્થ હતું. કોઇ પળે ચણ ઘા તો પડવાનોજ હતો. એટલે જેસ્પરે કહ્યું "મેરીક, એક દારુણ ઘા સહન કરવાને તૈયાર થા. આજે સવારે તારી સ્ત્રી તેના ઓરડામાં મરણ પામેલી મળી આવી."

આહ ! મેરીકે કેનેથ સ્હામું તે વખતે જોયું ત્યારે તેનો ચ્હેરો કેવો બીહામણો હતો ! તે કમનશીબ માણસ ઉઠયો—

લથડતો લથડતો અડધે સુધી ગયો. ખરેખર તે પડીજ ગયો હોત પણ જેસ્પરે તેને પકડી લીધો ને ખુરશી ઉપર બેસાડયો. તે વખતે તે ઢીલો ને ધ્રુજતો હતો.

"મને જે હોય તે બધું કહી દે" મેરીકે પાછું ધ્રુજતા અવાજે કહ્યું.

જેસ્પરે તેની પાસે બેસી સવારથી બનેલી બધી હકીકત કહી; તે દરમ્યાન મેરીક વચમાં વચમાં અકળાતો અને દુઃખી થતો ખુરશીમાં આમતેમ મરડાતો હતો અને તેના નિઃશ્વાસ અને ડુસકાં તો પળે પળે સંભળાતાં હતાં. છેવટે જેસ્પરે પુછયું

"હવે બીજું સહન કરી શકશે ?"

"બીજું ! બીજું ગમે તે હોય—તેની મને કંઇ દરકાર નથી."

"માફ કર. પણ તું બીજા કોઇને મળે તે અગાઉ તારે એ જાણવું જોઇએ."

"બોલ ત્યારે."

જેસ્પરે તેથી, ખરી બિના બધા લોકોથી કેવી રીતે છુપાવી હતી તે કહ્યું. "ખરી વાત તો કેપ્ટન, મીસીસ વેલેન્ડ, રૅાથ અને હુંજ જાણીએ છીએ. તારા માટેની લાગણી ખાતર કેપ્ટને તો તને કહેવાનો પણ વિચાર રાખ્યો નહોતો. પણ તેટલે સુધી જવાને અમારી હિમ્મત ચાલી નહિ. તને ખરી હકીકત જાણવાનો હક્ક છે. તે ઉપરાંત, અમને આશા હતી કે તું કંઇક ખુલાસો કરી શકશે."

"હું ! ઓ પ્રભુ ! તે—હું ધારૂં છું કે તે બધી રીતે સુખી હતી. હું તે ખાત્રીથી જાણું છું—મ્હારા જેટલીજ તે પણ સુખી હતી." અને તેમ બોલતાં તેણે ડુસકાં ખાધાં, ફરી તે બોલ્યો.

"તેનો કંઇ પણ સંદેશો છે ?"

"કંઇજ નહિ."

મેરીક ઉઠયો અને દારૂ પીધેલા માણસની માફક તે બારણા તરફ ગયો ને પાછાં ફરીને જેસ્પરને કહ્યું "હું બહાર ખુલ્લી હવામાં જાઉં છું. મને એખલો રહેવા દેજે. પાછળ આવીશ નહિ--અટકાવીશ નહિ. અત્યારે વચમાં પડશે તો--હું તને કે મને જરૂર મારી નાંખીશ" એમ બોલી લથડતો લથડતો તે બહાર ચાલી ગયો.



## પ્રકરણ આઠમું.

——:o:——

### કંઇ વિશેષ હતું.

યુજીન મેરીક પાછો ફર્યો ત્યારે પ્રાતઃકાળ થયો હતો અને તે વખતે તે મરણ પથારીમાંથી ઉઠયો હોય તેવો દેખાતો હતો; પણ તદ્દન શાન્ત અને મૂંગો હતો. તેની લાગણીઓ નષ્ટ થઇ ગઇ હોય એમ જણાતું હતું. આગલી રાતે, જેસ્પરને વહેમ જવાથી તે મેરીકની પાછળ ન જણાય એમ ગયો હતો અને તેની ખાત્રી થઈ હતી કે તે હતભાગી મનુષ્યના મનમાં એકલાં ફરવા શિવાય બીજો વિચાર નહોતો. જ્યારે તેઓ પાછા મળ્યા ત્યારે મેરીકે હાથ લંબાવ્યો ને દીનતાથી કહ્યું "તું મારા તરફ ઘણો માયાળુ થયો છે. તેને માટે હું તારો ઉપકાર માનું છું. હુ હવે અંદર-તેની પાસે-જઇશ. પણ પ્રથમ મને કહે કે તું માને છે કે આ આપ—આમાં તેનો પોતાનો હાથ હતો ?"

"હું !" થોડીવાર જેસ્પર મૂંગો રહીને બોલ્યો "છે તે એ મારો પ્રથમ અભિપ્રાય હતો. બીજો શું વિચાર આવી શકે? કોઇને કહીએ તો તુર્ત માની શકાય એવી વાત નથી–પણ બધો પુરાવો સબળ હતો. ઓ પ્રભુ! અને હજી તેમાં ભેદ છે એ વિચારજ—તને પણ..."

મેરીક વચમાંજ બોલી ઉઠયો "ભલા આદમી! મારો પ્રેમ જીતનાર દુનિયામાં તે એકજ સ્ત્રી–એકજ ચીજ હતી અને તું ધારે છે કે આવી આફતનો મને જરા પણ શક ગયો હોત તો હું તેને કદાપિ એખલી મૂકીને જાત? તેના પોતાના મ્હોડાથી તે અપાર સુખી છે એમ સાંભળીને હું–તેનો ધણી–તે આપઘાત કરશે એવો ભયંકર વિચારજ કેમ મનમાં લાવી શકું? હું તેને છોડી ગયો તે પહેલાં અડધા કલાક ઉપર તે બોલી હતી કે—ઓ પ્રભુ! હું તે કહી શકતો નથી. પણ આપઘાત! હોઇ શકેજ નહિ!"

જેસ્પરે શાન્તિથી જવાબ આપ્યો "તે છોકરી અને તેના મિત્રો માટે ખરી હકીકત છુપાવી તેને બચાવવી એજ સૌથી સારૂં છે એમ માનીને જે રસ્તો આપણે ગ્રહણ કર્યો છે તે માટે કદાચ આપણે બધા પાછળથી પસ્તાઇશું. બેમાંથી એક ગ્રહણ કરવું જરૂરનું હતું અને વિલંબ કરવાનો અવકાશ નહોતો."

"હું કંઇ સમજી શકતો નથી."

"કારણ કે, મેરીક, તું વિચાર કરી શકે એવી સ્થિતિમાં અત્યારે નથી. ડૉકટર રૉથ બારીક સ્થિતિમાં આવી પડયા હતા. તેણે જે અભિપ્રાય આપ્યો છે તે પ્રમાણે અભિપ્રાય આપવો અગર તો કોરોનરને બોલાવવો. એ બેજ રસ્તા હતા. તું ડૉકટર રૉથને ઓળખે છે. તેના કરતાં વિશેષ સાચો મિત્ર તારી સ્ત્રીનો કોઇ નહોતો એમ પણ તું જાણે છે. બીજી રીતે બની શકતું હોય ત્યાંસુધી તે, તારી સ્ત્રીએ આપઘાત કર્યો છે એમ જાહેર કરે કે કેમ

તે તુંજ વિચારી જો. હજી પણ, આ ભયંકર ભેદ જાહેરમાં ખુલ્લો કરવો કે કેમ તે તારી મુનસફીની વાત છે."

મેરીક મ્હોં છુપાવીને આઘો ખસ્યો ને ઘરનાં પગથીયાં ઉપર જઇને બેસી ગયો. તે નંખાઈ ગયો હતો અને ઘણોજ નબળો જણાતો હતો. જેસ્પર તેની પાસે ગયો અને ખંભા ઉપર હાથ મૂકી બોલ્યો "મેરીક, આ બાબત ઉપર વિચાર કરવા કે વાત કરવા જેવી સ્થિતિમાં તું નથી. તું ભુખ્યો છે ને ઉંઘ આવતી હશે વળી—"

"તે—ક્યાં છે?"

"તેના—તારા ઓરડામાં."

"તે—એવીજ છે?"

"મળી આવી તેવીજ? નહિ. તેને કૉફીનમાં મૂકી છે."

મેરીકે ઉંચું જોયું ને પૂછયું "તું મારી સાથે આવશે? તું મને નબળો ધારીશ પણ મને મૃત્યુનો એક જાતનો વિચિત્ર ભય લાગે છે. હું જોવા-જાણવા ઇચ્છું છું. પણ એકલાથી તે નહિ બને" તે ધીમેથી ઉઠયો.

"થોડીવાર સબુર રાખ. પહેલાં તું જરા ખાઇ લે."

"બીજા કોઇને મળું તે પહેલાં મારે તે કરી લેવું છે. તું આવશે કે નહિ?"

"તારો આગ્રહ હોય તો અલબત્ત હું આવીશ. પણ મને ખાત્રી છે કે રૉથ—"

"તેનું નામ ના દઇશ." મેરીક એકદમ તટાર થઇને બોલ્યો.

તેઓ ધીમેથી ચુપકીથી ઉપર ગયા. તે વખતે મેરીકે ધીમેથી પૂછયું "ઓરડાને તાળું છે?"

"હા" જેસ્પરે મનની અંદર સ્હેજ આશ્ચર્ય થતાં કહ્યું "માર્થા તેની સંભાળ રાખે છે; અને તેની સાથેના ઓરડામાં સુવે છે. બારણા આગળથી હું કુંચી લઈ જઈશ."

*　　　*　　　*　　　*

તે દિવસે સવારનો નાસ્તો મોડો થયો હતો અને જેને જેમ ફાવ્યું તેમ ખાઇ લીધું હતું. જેસ્પર અને મેરીકે સાથે નાસ્તો લીધો હતો. જેસ્પરને ખાતો મૂકી મેરીક એકદમ પોતાના ઓરડામાં ચાલી ગયો હતો. "મને માફ કરશે—હું મારા ઓરડામાં જઇશ. મારે ગમે તેમ કરીને એકલાંજ આની સામે થવું જોઇએ." એમ કહીંને તે ચાલી ગયો હતો. જેસ્પર પોતાના મનમાં આજ બાબતનો વિચાર કરતો બેઠો હતો તે એકદમ એક ઠરાવ ઉપર આવ્યો; "તે મને ધિક્કારશે" પોતાના મનથી બડબડયો; "પણ હું જો એ વાત બીજાને કહીશ તો વધારે ધિક્કારશે—અને તે વ્યાજબીજ ગણાય. મારે તેમ કરવુંજ પડશે." અને તેજ વખતે—તેનું પારખું જોવાને હોય તેમ—ગ્લેન વેલેન્ડ ત્યાં આવી. જેસ્પરે ઉભા થઇ, ખુરશી આપતાં સ્હેજ અચકાઇને પૂછયું. "હવે તમને તદ્દન સારૂં છે મીસ વેલેન્ડ? આટલાં જલદી અને મજબુત તમને જોવાની મને થોડી આશા હતી—મજબુત એટલે અહિં આવી શકો તેટલાં."

"હું ઘણી મજબુત છું" ગ્લેન વેલેન્ડે ચ્હાની કીટલીમાં જોતાં કહ્યું "હું ધારૂં છું કે હું કોઇ દિવસ માંદી થઇ નથી—એટલે કે અછબડા આવી ગયા પછી. આ મારી છેલ્લી માંદગી મને બિલકુલ સમજાતી નથી. અને તે પણ આવે વખતે આવે! આ વખતે હું બીચારી મારી માને મદદ કરવા જેવી નહિ હતે—" એટલું બોલતાં તેણે ચ્હા લઈ આવનાર છોકરી તરફ ફરીને પુછયું "જેની, મમ્માએ આ ચ્હા મોકલી છે?"

"હા, મીસ ગ્લેન."

"અલબત્ત. મેં જાણી લીધું હતું—પુછયું એજ નકામું હતું. તે જે કહે તે તારે લાવવું, જેની." પછી જેસ્પર ગમ ફરીને બોલી "વ્હાલા માજી! તે જાણે છે કે મને ચ્હા ગમે છે. પણ નિયમની ખાતર હું તે લેતી નથી. પણ આજે હું લઇશ. તમે અહિં છો તેથી હું ખુશી છું, મી. જેસ્પર. મારે તમને કેટલાક સવાલ પુછવા છે."

"હું સંતોષકારક જવાબ આપી શકીશ એમં મને આશા છે."

કંઇ છાની વાત કરવી હોય તેમ પહેલાં પાછળ નજર કરીને તે બોલી. યુજીન આવ્યો છે કે?"

હા."

"તેણે નાસ્તો લીધો?"

"તે હમણાંજ ગયો."

"આહ! ત્યારે હવે કંઇ ભય નથી. પિતાજી ને મમ્મા સાથે નાસ્તો કરે છે. એટલે અહિં હમણાં કોઇ આવશે નહિ. પણ—ડૉકટર?"

"ડૉકટર અડધા કલાક પહેલાં શહેરમાં ગયા છે." જેસ્પરે શાન્ત દેખાવ ધારણ કર્યો હતો. પણ અંદરથી તે ગ્લેનની શાન્તિ અને એ અસંબધ્ધ સવાલો ને ટીકાથી આશ્ચર્ય પામતો હતો; તેનો ચ્હેરો ફીક્કો હતો. તેને જાણે એમ લાગતું હતું કે તેની આગળ બેઠેલી ગ્લેન વેલેન્ડ એક જુદીજ સ્ત્રી હતી.

"મી. જેસ્પર, આ મારૂં ઘર એકાએક ત્રાસનું ઘર થઇ પડયું છે. તેમાં એવો ત્રાસદાયક ભેદ અત્યારે છે કે હું ઉકેલી શકતી નથી. હું જોઉં છું કે મારા સવાલોથી મારાં માતપિતાને વધારે

દુઃખ થાય છે અને ચાકરોને હું પુછી શકતી નથી. પણ મેં જોયું છે—હું જાણું છું કે તમે પણ બીજાના જેટલું જાણો છો અને કહી શકો એમ છો. અત્યાર સુધી તમે મારા માયાળુ મિત્ર તરીકે રહ્યા છો. અને તેથી તમને પુછું છું કે ચાકરો પણ જે હકીકત જાણતાં લાગે છે તે હકીકતથી મને બીનવાકેફ રાખવાનું કારણ શું છે?"

"તમે કેટલું જાણોછો તે મને કહેશો તો પછી હું કહી શકીશ." જેસ્પરે કહ્યું "ખરૂં પુછો તો હું તમારી સ્થિતિ જાણતો નથી. તમે ગઈ કાલે કેટલાં માદાં હતાં!"

"ખરી વાત અને મારે વાસ્તે ત્યાંથીજ ભેદની શરુઆત છે. જ્યારે હું શુદ્ધિમાં આવીને પૂછવા લાગી ત્યારે સ્વાભાવિક રીતે પહેલાં મેં મારી બ્હેન ડોરીસ વિશે સવાલો કર્યા. તે સવાલ ઉડાવવામાં આવ્યો. પછી મને કહેવામાં આવ્યું કે તે પણ મારી માફક બિમાર છે. અને પછી, તમે જાણોછો કે, મેં ઓરડામાંથી બહાર અચાનક જોયું અને ડૉકટર રૅાથને બીજા બે માણસોની સાથે મેં તમને ડોરીસના બારણા આગળ એક સફેદ કોફીનને ઝાલીને ઉભેલા જોયા; અને પછી હું મારી જીંદગીમાં પહેલીવાર બેશુદ્ધ થઇ. હું પાછી સાજી થઇ ત્યારે એ લોકોએ મને કહ્યું કે "ડોરીસ મરણ પામેલી છે; અને તે રાતમાં એકાએક હૃદય બંધ પડવાથી મરી ગઈ છે. તે લોકોએ મને બધું કહ્યું નથી એમ હું ખાત્રીથી માનું છું. તે તમે મને કહેશો?"

"આહ!" જેસ્પરના વિચારોમાં નવિન અજવાળું પડયું હતું. તેણે વાંકા વળી ગ્લેન સામું એકી નજરે જોઇ કહ્યું "મારે તમને કેટલાક સવાલો કરવા પડશે. પછી હું તમારા જવાબ આપીશ."

"બહુ સારૂં. ચાલો."

"તમે અહિં છો એમ તમારાં માતાજી જાણે છે?"

"નહિ. તે ધારે છે કે હું મારા ઓરડામાં છું. અડધા કલાક અગાઉ તે મારો ઓરડો છોડી ગઇ ત્યારે તે મને ઉંઘી ગયેલી ધારતી હતી. પણ તેઓના ગયા પછી હું કપડા પહેરી અહિં આવી. ગઈ રાત્રે તેઓએ મને કહ્યું કે ડોરીસ હૃદય બંધ પડવાથી મરી ગઇ; અને મારી મા હું વધારે સવાલો ના પુછું તે બાબત ઇંતેજાર જણાઇ તેથી મેં વધારે પુછ્યું નહિ. પણ મધ્યરાત્રિએ હું તદન સારી થઈ ગઇ. ને વિચાર કરવા લાગી. પછી મેં ધાર્યું કે હું તમને મળું તો તમે કંઇક કહી શકશો. મારાં માતાપિતા તેઓનાં ઓરડામાં નાસ્તો લેવાનાં હતાં અને મેરીક જતો રહ્યો છે એમ મેં જાણ્યું. એટલે હું તમારી પાસે આવી. હું કેવી નિખાલસ છું તે તમે જુવો છો, મી૦ જેસ્પર. કોઇપણ કારણથી મારી મા મને ખરી હકીકત કહી શકતી નથી. પણ તેનું કારણ શું?" તમે એમ ધારોછો કે ડોરીસ મરી ગઇ છે તે વિચારથી મને કંઈજ લાગતું નથી? તેમ નથી પણ એવા ઘાથી પટકાઇ પડું નહિ એવી હું મજબુત છું. એ ઘાથી વધારે દુઃખદાયક બીજું શું હોઈ શકે?" તે બોલતી બંધ થઇ; પણ જેસ્પરે કંઇ જવાબ આપ્યો નહિ. તે વિચાર કરતો હતો. ગ્લેને, નિરાશાથી નિઃશ્વાસ મૂકયો ને બોલી "તમે પણ મને કહેવાની ના પાડો છો? મારાથી છાનું રાખવા તમે બધાએ સંપ કર્યો છે શું?" તે એકદમ બોલતી બંધ પડી કારણ, જેસ્પરે હાથ લાંબો કરી એવી રીતે તેના સામું જોયું કે તે ચમકી ઉઠી.

"મીસ વેલેન્ડ, ગ્લેન, મારૂં ચાલે ત્યાં સુધી, હું તમારે વાસ્તે ના કરૂં એવી કોઈ પણ ચીજ નથી; ગમે તે થાય પણ એ તમારે યાદ રાખવું. તમારી પોતાની ખાતરજ, ડૉકટરના હુકમથી અને તમારી માતાની ઉત્કંઠાથી તમને અંધારામાં રાખ્યાં છે.

અહિં વિચિત્ર બનાવો બન્યા છે; અને તે તમારે જાણવા જોઇએ એ વાત ખરી; પરંતુ સર્વથી દુઃખદાયક વાત સહન કરવાને તમે શક્તિવાન થાઓ ત્યાં સુધી તમને કહેવાને મોકુફ રાખ્યું હતું."

"સર્વથી દુઃખદાયક !"

"હા; અને તમે અહિં આવ્યાં છો ત્યારે તમને હું જાણું છું તેટલું નહિ કહેવાને કંઇ કારણ જોતો નથી. છતાં, પહેલાં એક વચન આપવાને તમને વિનતિ કરૂં છું."

"વચન ! કેવું વચન ?"

"એવું કે જે તમે સહેલાઇથી આપી શકો ને પાળી શકો. નહિતર હું તમને વચન આપવાનું કહુંજ નહિ. તમને તેમાં કંઇ મુશ્કેલી પડશે નહિ તેવો ભરોસો તમને આપું છું. તમારે ફકત એક સ્હેલું કાર્ય કરવાનું છે."

"મને તમારો ભરોસો છે. તમે મને ભરોસો આપો છો તો હું વચન આપું છું. હવે—"

"ઉભાં રહો. મને ના પાડશો નહિં. તેમ મને ગાંડો પણ ધારશો નહિ. તમને કહેવાની હકીકત લાંબી છે અને અહિં ગમે ત્યારે કોઈ પણ આવી ચડવાનો સંભવ છે. આપણે બ્હાર કોઇ જગ્યાએ જઇએ તો શું ? હજી વહેલું છે અને—"

ગ્લેન એકદમ ઉભી થઇ. "કંઇ નહિ. આપણને કોઇ નડતર કરે નહિ ત્યાં જઇએ ચાલો." એમ બોલી તે બારણા તરફ ગઇ. અત્યારે તે પાછી અસલની ગ્લેન વેલેન્ડ બની હતી. જેની સાથે બાળકપણમાં જેસ્પર રમ્યો હતો અને લડયો પણ હતો તે ગ્લેન વેલેન્ડ સીધી અને સરળ—સ્હેજ ચોખ્ખાબોલી અને જીણા શિષ્ટાચારને નહિ ગણકારનારી અને ગમે તેટલા દુઃખદાયક બનાવોને ધીરજથી સ્હામે થનારી હતી. જેસ્પરે, આતુરતાથી અને

કરગરતો હોય એવા દેખાવથી હાથ લંબાવ્યો અને ગ્લેન ચમકીને ઉભી રહી.

"શું છે? જલદી કરો. કોઇ આવી પહોંચશે."

"તમારૂં વચન. તમે બધું જાણો ત્યાં સુધી સવાલ નહિ કરો તો એક પળમાં તે પાળી શકશો."

"બહુ સારૂં. મારે શું કરવાનું છે?"

જેસ્પર તેની પાસે આવીને ધીમેથી બોલ્યો. "તમારા ઓરડામાં જઇને, મેરીકે તમને પિસ્તોલ આપી છે તે લઇને જલદી મારી પાસે આવો. તે તમે કહેશો ત્યારે હું પાછી આપી દઇશ. જાઓ. હું તમારી રાહ જોતો અહિં ઉભો છું. મહેરબાની કરી જલદી જાઓ."

તે એક વિચિત્ર અને બેહુંદી માગણી હતી અને ગ્લેન વેલેન્ડ શિવાય બીજી કોઇ છોકરી હોત તો તેણે આંચકો ખાધો હોત, સવાલો કર્યા હોત, જેસ્પરને ગાંડો ગણ્યો હોત અને ના પાડી હોત. પણ ગ્લેન એક પળ સુધી તેની સામું આશ્ચર્યથી જોઈ રહી અને પછી બોલ્યા વગર પાછી ફરીને ચાલી ગઇ. અને જલદી પાછી આવી. ખચિત, તેટલા થોડા વખતમાં તો ગ્લેનથી, જે ચીજ તે શાળમાં વીંટાલીને લાવી હતી તેને ધ્યાનથી તપાસવાનું બની શકે એમ નહોતું.

"ચાલો હવે તે આ રહી. તમારાં કોઈ અહિં આવે છે. આપણે હવે જઇએ." અને પછી તેઓ બન્ને બહાર ચોકમાં થઇને ચોતરા ઉપર ગયાં અને આઘે એક જગ્યાએ જઈ અટક્યાં. તે જગ્યાએ બેઠેલાં માણસોને ઘરમાંથી ને બાગમાંથી દેખી શકાય ખરાં પણ તેઓની વાતચિત છેક પાસે ગયા વગર સાંભળી શકાય નહિ; તેમજ તે લોકોના જાણ્યા વગર છેક પાસે કોઇ જઈ શકે નહિ.

"ચાલો આપણે અહિં બેસીએ. અહિં આપણે છુટથી વાત કરી શકીશું. સૉન્ડર્સ પણે છે તેથી કંઈ અડચણ આવશે નહિ. છાની વાત કરવામાં મને કંઇ હરકત નથી."

"બરોબર છે." જેસ્પરે અનુમોદન આપ્યું.

તેઓ તે જગ્યાએ બેઠાં. અને જેસ્પરે પેલી સંતાડેલી પીસ્તોલ તરફ દૃષ્ટિ કરી, તે જોઈ ગ્લેને કહ્યું. "સૉન્ડર્સ ત્યાં છે ત્યાં સુધી હું પીસ્તોલ તમને આપી શકીશ નહિ. પણ તે અહિં મારા ખોળા ઉપર છે. તમારે જરૂર હોય ત્યારે એ લઈ લેજો અને હવે—બધું મને કહો."

"હું કહીશ. હું વચન આપું છું. પણ પહેલાં તમારી હકીકત મને કહો એટલે મને સહેલું પડશે."

"મારે ઘણુંજ થોડું કહેવાનું છે. હું કાલે સવારે ઉઠી ત્યારે માંદીજ હતી એમ બધા કહે છે. મને કંઇજ સાંભરતું નથી. બધું સ્વપ્ન જેવું ભાસે છે. મને ચ્હેરા જોયેલા, શબ્દો સાંભળેલા અને ડૉક્ટરે દવા આપેલી એવું ઘણું ઝાંખું સાંભરે છે. પછી હું જાગી ત્યારે નબળી અને ગભરાટમાં હતી. મમ્મા એટલાં દુઃખી અને ફીક્કાં જણાયાં કે મને લાગ્યું હું ઘણી માંદી પડી હોઇશ; છતાં ડોરીસ મારી પાસે નહોતી તેથી મને બહુ આશ્ચર્ય લાગ્યું. પછી મમ્માએ મને કહ્યું કે એ પણ માંદી હતી. પછી ખરી હકીકત મેં કેમ જાણી તે તમે જાણો છો."

જેસ્પરે ડોકું ધુણાવ્યું.

"જ્યારે હું શુદ્ધમાં આવી ત્યારે ડૉક્ટરે મને બોલવાની ના કહી ને મને શાન્તિની દવા આપી. પછી મમ્માએ મને ડૉક્ટરે જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે કહ્યું. તે એટલુંજ કે ડોરીસ એકાએક હૃદય બંધ પડવાથી મરી ગઈ હતી. આહ! પણ મને ખાત્રી છે કે તેથી કંઇક વિશેષ હતું."

## પ્રકરણ નવમું.



### "હું તે કદી ફરી સંભારીશ નહિ."

"તેનાથી કંઇક વિશેષ !" કેનેથ જેસ્પરે ગ્લેનના શબ્દો ફરી ઉચ્ચાર્યા, અને થોડી વાર સુધી ચુપ રહ્યો; પછી સવાલ કર્યો "તમે શું કહેવા માંગો છો ?"

"એજ કે મને સર્વથી દુઃખદાયક સમાચાર કહ્યા નથી. જુવાનીમાં મૃત્યુ થાય તે હમેશાં દુઃખદાયક હોય છે. પરંતુ તેથી ફકત ત્રાસજ થાય છે કે સાથે નામોશી પણ આવે છે તેનો આધાર મૃત્યુ કેવી રીતે થયું તેની ઉપર રહે છે."

તેણીએ થોડીવાર ચ્હેરો ફેરવ્યો ને પછી જેસ્પરની સામું જોઇ લાગણીથી ને દૃઢતાથી બોલી. "હું મારી માતાનો હુકમ અમાન્ય કરી અહિં આવી છું તે સત્ય જાણવાની ખાતરજ પણ મને લાગે છે કે હું ધારતી હતી તેટલી સશક્ત નથી. આ બનાવનું ખરેખરૂં સ્વરૂપ મને જણાવો. એ ખૂન હતું કે—આપઘાત ?" થોડી વારે પોતાની મેળેજ ગ્લેને જવાબ આપ્યો "નહિં આપઘાતતો નથીજ."

જેસ્પર ચમકયો ને આસપાસ જોયું. તેણી જોસભેર બોલી હતી. આ છોકરી દરેક પળે તેને વધારે ગુંચવાડામાં નાંખતી હતી. તે શું કહેવા માગતી હતી ? તે શું જાણતી હતી ? તે સેહજ વધારે પાસે આવ્યો ને વાંકો વળીને બોલ્યો "હવે મને મારી હકીકત કહેવા દો. પછી આપણે એક બીજાને સમજી શકીશું. તમને એટલી તો ખબર છે કે શાહેરમાંથી હું બે દિવસ પહેલાંજ આવ્યો છું; અને તમારી બ્હેનનાં લગ્ન પછી મેં તેને જોઇ

નહોતી હું આવ્યો ત્યારે તમારા પિતાજીએ આવીને મને કહ્યું હતું કે તમારી માતા શિવાય બીજાં બધાં સારી પઠેમ હતાં અને તમારી માતા પણ એટલાં સારાં હતાં કે નવાં પરણેલાં જોડાંએ બહારગામ જવાનું ઠેરવ્યું હતું. ”

“ હા ” તેણીએ નિઃશ્વાસ મૂકયો.

“ બીજી સવારે એટલે ગઇ કાલે તેણે મને ટેલીફોનથી બોલાવ્યો ને ડૉકટરને તેડીને જલદી આવવા કહ્યું. ” પછી જેસ્પરે ગ્લેનને બધો ઈતીહાસ કહી બતાવ્યો. પણ તેમાં ફક્ત બેજ હકીકત તેણે છુપાવી: ડોરીસના હાથમાં પિસ્તોલ હતી તેનું વર્ણન તેણે બરોબર કર્યું નહિ અને બીજું તેણે ડોરીસના ઓરડામાં શોધ કરી હતી તે પણ કહ્યું નહિ. અન્તે ગ્લેને સવાલ કર્યો “મને ડૉકટરે તપાસી તે વખતે તેણે એક શબ્દ વાપર્યો હતો તે મને બરોબર સાંભરતો નથી. તેણે એમ કહ્યું હતું કે મને—”

“ ઝેર દીધેલું છે. તેને માટે પૂછોછો? તેણે તપાસીને એમ કહ્યું હતું કે તમારી માંદગીનું તે એકજ કારણ કહી શકે છે, તે એ કે કોઇપણ કારણથી, ભૂલથી અગર જાણી જોઇને તમે એક સખ્ત ઝેરી દવા પીધી હતી.”

“ પીધી હતી ? ”

“ અગર તમને પાવામાં આવી હતી. તે બેમાનું શું ખરૂં છે તે જાણુવાની તે તક શોધે છે. ”

“ અને તે, તમે અને બધા આપઘાત જાહેર કરોછો ? ”

“ હમે બીજું શું કહી શકીએ ? ”

તેઓની આંખ મળી અને જાણે એક બીજાને યુદ્ધનું નિમંત્રણ કરતાં હોય એવો દેખાવ થયો.

“ તે—શું કહે છે ? ”

"કોણ ?"

"યુજીન—તે આ વાત માને છે ?"

"મીસ વેલેન્ડ! કોઇ પણ શું વીચારી શકે ? આ બનાવના બધા સંજોગો ચોખ્ખા અને સાદા મોજુદ છે. પહેલાં તો હમે મેરીક તરફથી કંઇક સુચના મળવાની આશા રાખી હતી અને—કદાચ તમારા તરફથી પણ."

"મારા તરફથી !"

"હેતુ અમને જડતો નથી અને તેજ મુશ્કેલીનું કારણ છે."

ગ્લેન થોડીવાર સુધી મુગી રહી; પછી પુછ્યું "લોકોને શું કહેવામાં આવ્યું છે ?"

"જે તમને કહ્યું હતું તેજ. કંઇ પણ વધારે નહિ." જેસ્પરે ફરી પાછી બધી હકીકત કહી સંભળાવી અને મેરીકના આવ્યા પછીની પણ બધી હકીકત કહી. તેણે પૂરૂં કર્યું એટલે ગ્લેન ઉઠીને બોલી, "તેણે આપઘાત કર્યો છે એમ હું માની શકતી નથી. તે ગમે તેમ હોય, પણ તેની પાછળ કોઇ બીજો ગુન્હો છુપાયલો છે એમ હું ખાત્રીથી કહી શકું છું. મને કહો કે તે પહેલાં કેવી દેખાતી હતી ?"

"પહેલાં તેનો દેખાવ દુઃખી અને શ્રમિત હતો. આશા છોડીને જીંદગીનો અંત આણ્યો હોય તેવો નિરાશામય ચ્હેરો તેનો જણાતો હતો."

"અથવા" તેણીએ વધાર્યું. "પોતે ચહાતી હોય તેનેજ પોતાના ઘાતક તરીકે જોવાથી જેવો ચ્હેરો થાય તેવો ચ્હેરો હશે."

"અત્યારે તેનો દેખાવ જુદો છે." જેસ્પરે ઉઠતાં વધાર્યું. "મને કહેવાની રજા આપો તો, મીસ વેલેન્ડ તમે તેને જુઓ તો—"

"મેં તેને જોઈ છે" તે એકદમ બેસી ગઇ અને મ્હોં ઉપર હાથ ઢાંકી દીધા. આ બીજી વખત ગ્લેને જેસ્પરને અચંબામાં અને ગુંચવાડામાં નાંખ્યો. થોડીવાર ઉભો રહીને તે પાછો બેઠો ને આસ્તેથી ને નરમાશથી બોલ્યો "મારે તમારી સાથે નિખાલસ થવું જોઇએ, મીસ વેલેન્ડ. આજે સવારે હું બ્હાર લૉન ઉપર હતો તે વખતે મેં તમને તેના ઓરડામાં જતાં જોયાં હતાં. આ વાત તમને જણાવવાની યોગ્ય તક હું શોધતોજ હતો."

પહેલીજ વખત ગ્લેન ચમકી અને ગભરાએલી જણાઈ, અને ધ્રુજતાં અવાજે બોલી "મારે ત્યાં જવુંજ પડયું." એમ કહી તેણે જેસ્પરની સ્હામું પૃચ્છાથી દૃષ્ટિ ફેરવી.

"એ વાત મારા જાણ્યામાં અકસ્માતજ આવી. અને ફરીથી કદી હું તે સંભારીશ નહિ" જેસ્પરે આતુરતાથી કહ્યું.

"ઉપકાર." તેણીએ ધીમા અવાજે કહ્યું અને તેનો ફીક્કો પડેલો ચ્હેરો જોઇને જેસ્પરને ચિન્તા થઇ. તેણે હાથ લંબાવ્યો અને ગ્લેનની શાલ નીચે સંતાડેલા હાથમાંની વસ્તુ ખોળવા લાગ્યો.

"તમે બહુ સાહસ કર્યું છે" જેસ્પરે શાન્તિનો દેખાવ ધારણ કરતાં કહ્યું "મને પિસ્તોલ આપો. હું તમને પાછાં ઘેર તેડી જઇશ. તમે ખરેખર ફીક્કાં પડતાં જાઓછો."

સૉન્ડર્સ કામ કરતો હતો તેણીગમ ગ્લેને નજર કરી. તેને જોયો નહિ એટલે તેણે શાલમાંથી હાથ બહાર કહાડયો. તેમાં એક ચામડાની નાની પેટી પકડેલી હતી. જેસ્પરે તે લેવાનું કર્યું એટલે ગ્લેને તે પાછી ખેંચી લીધી, અને પેટીની ચાંપ દબાવી. તે ઉઘડી એટલે ગ્લેને અંદર ચળકતી પિસ્તોલ સામું નજર કરી; જેસ્પર તે ફરી લેવા જતો હતો એટલામાંજ તેણીએ હાથ પાછો ખેંચી લીધો અને તે વખતે તેનાથી એક ધીમી ચીસ પડાઈ ગઇ.

"મને આપી દો" જેસ્પરે કઠોર અવાજથી કહ્યું અને ગ્લેનના નરમ હાથમાંથી તેણે પિસ્તોલ ખુંચાવી લીધી; પણ તે ઘણું મોડું થયું. ગ્લેને તે આગમચ પિસ્તોલ બરોબર જોઇ લીધી હતી.

"ઓ પ્રભુ!" ગ્લેન પોકારી ઉઠી "મને તે વિચારજ ન આવ્યો. મને કહો, તે તેના હાથમાંની પિસ્તોલ—આના જેવી હતી? કહો હું તે જાણીશજ."

જેસ્પરે તે પેટી પોતાના ગજવામાં મૂકતાં ડોકું હલાવી હા કહી.

"આહ! ત્યારે તે—તેના હાથમાંની પિસ્તોલ—મારી હતી! તેના હાથા ઉપર મારા નામાક્ષર કોતરેલા હતા!"

"હું ઇચ્છું છું કે મારા હાથ પહેલાંથીજ કપાઈ ગયા હોત." જેસ્પરે દાંત પીસી કહ્યું: અચાનક ગ્લેને જેસ્પર તરફ ફરીને જોયું અને તે વખતે તેનું આગલું બળ પાછું ફરેલું જણાતું હતું.

"મને તે પેટી આપી દો." તેણીએ હુકમ કર્યો.

"નહિ,"

"હું આગ્રહથી કહું છું"

"નહિ."

"તમે શા માટે રાખી મૂકો છો."

"તમે શા માટે માગો છો?"

"એટલા માટે કે ખરી વખતે હું તે રજુ કરી શકું"

"નહિ. આજે રાતરે, તમારી મરજી હશે તો હું આપીશ—આ નહિ પણ તમારી પોતાની. મારા ઉપર વિશ્વાસ રાખો, ગ્લેન, હું તે બદલી લઇશ."

"તમે—શું કરશો ?

"ચુપ, ગ્લેન. તમારે વિશ્વાસ રાખવો જોઇએ. જુઓ, હું તમારા ઉપર શક નથી રાખતો. હું તમને કંઇ પુછતો પણ નથી. તમારો અને તમારી મરજી હોય તો તેણીનો ભેદ સાચવી રાખો. ગ્લેન, કાલે જ્યારે તે પિસ્તોલ ઉપર તમારા નામાક્ષર મેં જોયા ત્યારે તે ત્યાંથી ઉંચકીને દુનિયા ભ્હાર ફેંકી દેવાનું મારાથી બન્યું હોત તો કર્યું હોત. હું જ્યારે ઓરડામાં એકલો પહચો ત્યારે મેં બીજી પીસ્તોલ–આ પિસ્તોલ માટે શોધ કરી હતી. એવા હેતુથી કે હું તે બદલી નાંખું. મેં તમને રાતરે તેના ઓરડામાં જોયાં ત્યારે તમારો હેતુ હું સમજી શકયો. મને ખબર હતી કે રૉથે તે પિસ્તોલ પેટીમાં સંતાડી, કુંચી માર્થાને સોંપી હતી. પણ હવે હું તે મેળવીશ. મારા ઉપર વિશ્વાસ રાખો, ગ્લેન."

"તમારા ઉપર વિશ્વાસ રાખું !" ગ્લેન ધીમે ધીમે તેનાથી આઘી ખસી ગઇ હતી. અને હવે જ્યારે તેણે હાથ લંબાવ્યો ત્યારે તેણીએ તેને જોરથી તરછોડી નાંખ્યો ને ઘર તરફ ધસી ગઇ. જતાં જતાં બોલી કે "મારી સાથે બોલશો નહિ." જેસ્પર મુગો મુગો ફીકકે ચહેરે તેની પાછળ ગયો. પગથીયાં ઉપર મીસીસ વેલેન્ડ રાહ જોતી સામીજ મળી.

"ગ્લેન, દીકરી, તું કેટલી ફીકકી લાગે છે ? શા માટે—" તેણી એકદમ બોલતી બંધ થઇ હાથ લાંબા કરી ગ્લેનને પકડવા આગળ ધસી પણ ગ્લેન પગથીયાં ઉપર પડી ગઇ તેને જેસ્પરે પાછળથી પકડી લીધી. "મીસીસ વેલેન્ડ" જેસ્પરે ગ્લેનને અંદર ઉંચકી જતાં કહ્યું "આવું થવામાં મારો દોષ છે તે માટે હું માફી ચાહું છું. તેને મારી પાસેથી બધી હકીકત જાણવાની ઇચ્છા થઇ હતી." ઓરડામાં જઇ ગ્લેનને બિછાના

ઉપર સુવાડતાં કહ્યું " તે પાછી શુદ્ધિમાં આવે ત્યારે તેને વાત કરાવશો નહિ. તે બહુ ઉશ્કેરાયલી છે."

—:૦:—

## પ્રકરણ દશમું.



### ' પહેલું પગથીયું.'

ત્રણ દિવસ સુધી ડોરીસ મેરીકનું કૉફીન તેના ઓરડામાં રહ્યું અને ચોથા દિવસે, સંબંધીઓ તથા મિત્રોને જોવા ફાવે તે માટે તેને નીચે લાવવામાં આવ્યું હતું. કૅપ્ટનના ઘરમાં સર્વત્ર શાન્તિ અને શોક પ્રસરી રહ્યાં હતાં. ગ્લેન, ફીકકી થોડા બોલી અને ચિન્તાગ્રસ્ત ઘરમાં ફરતી હતી. મીસીસ વેલેન્ડ બહારથી ધીરજ રાખવાનો યત્ન કરતી ઘણું ખરૂં પોતાના ઓરડામાંજ વખત ગાળતી. બહારનાં લોકોને મળવાનું કામ "જેમ ફોઇ" ને માથે આવ્યું હતું. કૅપ્ટન ભાગ્યેજ એકલો રહી શકતો અને બનતાં સુધી ડૅાકટર રૉથ અને જેસ્પરની સાથે વખત ગાળતો હતો. યુજીન મેરીક, રાતના ખાણા શિવાય, ભાગ્યેજ કોઈ વખતે નીચે જણાતો હતો. સવારનો ને બપોરનો નાસ્તો તે એકલો પોતાના ઓરડામાં લેતો અને જેસ્પર સાથેની વાતચિત પછી ભાગ્યેજ તે કોઇની સાથે બોલ્યો હતો. મીસીસ વેલેન્ડને તેની તબીએત વિશે ચિન્તા થવાથી, ડૅાકટર રૉથે મેરીકને તપાસી કહ્યું હતું કે "તેને એખલો રહેવા દો. આ વખતે તેને એખલો રાખવાથીજ સારૂં છે.

ડોરીસ મેરીકને યોગ્ય વખતે દફનાવવામાં આવી; તેની સાથે ખરી હકીકત બહાર આવવાની ધાસ્તી પૂર્ણ થઈ. અને લોકોએ હમેંશને માટે માન્યું કે ડોરીસ—સુંદર ડોરીસ મેરીક જે એક અઠવાડીયાં પહેલાં લગ્ન માટે દેવળમાં ગઈ હતી તે હૃદય બંધ પડવાથી ચિરકાળનો આરામ લેવા ગઈ છે. બધાં જ્યારે ડોરીસને પહોંચાડીને પાછાં ફર્યાં ત્યારે મેરીકે મીસીસ વેલેન્ડને કહ્યું "મીસીસ વેલેન્ડ, ડોરીસના ઓરડામાં કંઈ પણ ચીજને ખસેડશો નહિ. હમણાં તેને તાળુંજ રાખજો. મને પુરી હિમ્મત આવશે ત્યારે હું બારીક તપાસ કરવા માગું છું. હું નથી માનતો કે, તે કંઇ પણ સંદેશો મૂકયા વગર ગઇ છે. મારી માગણી અયોગ્ય તો નથીને?"

"તમે તમારા હકકથી માગી શકો છો તે માગ્યું છે. ઓરડાઓને તાળું દઈશ અને કુંચીઓ મારી પાસે રહેશે."

* * *

આઠ દિવસ પછી જેસ્પર અને જેમ ફ્રોઇ તેઓને ઘેર ગયાં. કેપ્ટનના ઘરમાં ફક્ત ચારજ જણાં રહ્યાં. તે ચારે જણાના મન ઉપર ડોરીસના મરણથી ઘણીજ અસર થયેલી જણાતી હતી. મીસીસ વેલેન્ડ પોતાનું દુઃખ અને ચિન્તા દબાવી દઈ કેપ્ટન અને ગ્લેનને જેમ બને તેમ વધારે દિલાસો મળે એવો પ્રયત્ન કરતી હતી. યુજીન તો પહેલાંની માફક એકલો અટુલોજ દિવસો ગાળતો હતો. ગ્લેન તો તેનાં માતપિતાને પણ એક ન ઉકેલી શકાય એવી સમસ્યારૂપ થઇ હતી. ડોરીસને દફનાવી આવ્યા પછી ઘેર આવ્યાં એટલે દાદર આગળ કેપ્ટનના હાથમાંથી પોતાનો હાથ ખેંચી લઈ, તેની મા સામું જોઇ ગ્લેન બોલી કે "મમ્મા" હુ મારા ઓરડામાં જઇશ.

મને હમણાં કોઇ બોલાવશો નહિ. મને હમણાં આરામની જરૂર છે." એમ કહીને તે પોતાના ઓરડામાં ચાલી ગઇ હતી. છેક બીજે દિવસે સવારે તે પાછી નાસ્તા વખતે જણાઇ ત્યારે તેનો ચ્હેરો ફેરવાઇ ગયો હતો. તેના ચ્હેરા ઉપર ઉદાસિનતાની સાથે, શાન્તિ અને દૃઢતા પણ જણાતાં હતાં અને દુનિયાને છેતરવાને ડોળ કરતી હોય એમ જણાતું હતું. તે તેની મા સાથે પણ બહુ ભળતી નહિ અને પોતાના ઓરડામાંજ વખત ગાળતી. મળવા આવનારને પણ તે મળતી નહિ. એક વખત જ્યારે તેની માએ તેની માંદગીનું કારણ જાણવાની ઇંતેજારી કરી હતી ત્યારે તેને ચોખો જવાબ આપ્યો હતો કે "મમ્મા મને તે માંદગી વિશે કંઇ પુછશો નહિ. એ માંદગી કેવી રીતે આવી તે હું જાણતી નથી. મારા કોઇ પણ કૃત્યથી તે માંદગી આવી હતી એમ હું કહી શકતી નથી."

જ્યારે આ હકીકત મીસીસ વેલેન્ડે ડાક્ટરને કહી ત્યારે તેણે સલાહ આપી કે "તેને કંઇ પુછશો નહિ. એને ગમે તેમ કરવા દો. તે દેખાડવા માગે છે તેવી શાન્તિ તેના મનમાં છે કે કેમ તે વિશે મને શંકા છે. તે મજબુત મનની છે ખરી. પણ હાલમાં મને તે શાન્ત નહિ પણ ઉશ્કેરાયલા મનને ઢાંકી દેવાનો પ્રયત્ન કરતી હોય એમ જણાય છે." અને તે પછી ગ્લેનને મરજી માફક ચાલવા દેવામાં આવી હતી પણ તેની હિલચાલ હમેશાં તેની મા અને એક બીજો મનુષ્ય તપાસતો હતો.

યુજીન મેરીક તો ગ્લેનનાં કરતાં પણ વધારે અતડો ફરતો હતો. આખો દિવસ તે તેના ઓરડામાંજ બેસી રહેતો. ઘરમાં પણ તે કોઇની સાથે વાતચિત કરતો નહિ. તે દિવસે દિવસે વધારેને વધારે ગળાતો ગયો. તે પોતાના ધંધામાં પણ કંઇ મન આપતો નહોતો.

દરરોજ સવારે ડૉકટર અને જેસ્પર કેપ્ટન પાસે આવતા અને એ ત્રણુ જણા વાતોમાં ગુંથાતા હતા. કેપ્ટન પણ દરરોજ સાંજે જેસ્પરને ત્યાં જતો હતો. ડોરીસને દફનાવ્યા પછી, એક સાંજે જરા વહેલો કેપ્ટન જેસ્પરને ત્યાં આવ્યો. જેસ્પરને એખલો જોઇ બારણું બંધ કરી તેની પાસે બેઠો. "કેન જેસ્પર" તેણે ધીમેથી શરૂ કર્યું "ડોરીસનાં મરણનું મુળ કારણ હું જાણીશ નહિ ત્યાં સુધી મારા મન ઉપરથી આ ભયંકર ભેદનો ભાર દુર થવાનો નથી. મને લાગે છે કે તું જો એ કામ માથે લઇશ તો કંઇક શોધી કહાડશે. જ્યારે તું મારા ધંધામાંથી છુટો પડ્યો ત્યારે તેં કહ્યું હતું કે તું મારી ખાતર ગમે તે કરીશ. હવે આજે હું તને એ વચન પાળવાનું કહું છું. તું તે પાળશે?"

જેસ્પરે હાથ લંબાવીને કહ્યું "કેપ્ટન, અત્યારસુધી એક કલ્પના સરખી પણ મારે હાથ લાગી નથી કે જેના આધારે હું શોધ ચલાવી શકું. પણ તમને મદદ કરવાને હું મારી જીંદગી પર્યંત બનતો પ્રયત્ન કરીશ. ફકત તમારે મને પહેલું પગથીયું બતાવવું જોઇએ—બતાવી શકોતો."

"ને જો ન બતાવી શકું તો?"

"પણ તમે બતાવી શકો એમછો. હું જાણું છું"

"સારૂં ત્યારે. મારૂં પહેલું પગથીયું યુજીન મેરીક છે."

---

## પ્રકરણ અગીઆરમું.

---

"મારી સ્ત્રીનું ખૂન થયું છે."

"મારૂં પહેલું પગથીયું યુજીન મેરીક છે."

આ સાંભળી જેસ્પર એકદમ તટાર થઇ ગયો. તે ઘણોજ આશ્ચર્યચકિત થયો હતો. તેને ધાસ્તી હતી કે કેપ્ટન હજી

કંઇ વધારે દુઃખદાયક હકીકત કહેશે. પણ કેપ્ટન વધારે કંઇ બોલ્યો નહિ ત્યારે જેસ્પરે પુછયું "તમને મેરીક ઉપર શક છે એમ કહેવા માંગોછો ?

"મને તેના ઉપર શક છે, એમ હું કહેતો નથી. તે કોઇ પણ રીતે દોષિત છે અગર કારણ જાણે છે એમ પણ હું કહેવા તૈયાર નથી. પણ તે પોતે ગમે ને રીતે આ બનાવનું કારણ છે. મને તે વીશે ખાત્રી છે."

"કેપ્ટન" જેસ્પરે વધારે ને વધારે આશ્ચર્ય પામતાં કહ્યું "તમારા મનમાં કંઇક કલ્પના–કંઇ વિચાર–કંઈ શંકા છે."

"હું ખરૂં કહું છું કે તેમાંનું કંઇજ નથી. તો પણ હું ખાત્રીથી માનું છું કે તે–મેરીક–નહોત તો અત્યારે ડોરીસ જીવતી અને સુખી હોત. મને ગમે તો, ગાંડો ગણ પણ હું તે વિચાર છોડી શકતો નથી. અને–તે છોડવા માગતો પણ નથી."

જેસ્પરે કેપ્ટન ભણી તાકીને જોતાં કહ્યું "કેપ્ટન, હું તમારાથી ઘણો નાનો છું એ વાતભુલી જઇ મને કંઇ પણ પૂછયા શિવાય થોડા જવાબો આપશો ?"

"હા. હું અત્યારે ઘણોજ આતુર છું. તારે જે પુછવું હોય તે પુછ છોકરા."

"પ્રથમ તો તમારાં પત્નિ આ જાણે છે ?"

"હું તને કામ સોંપું છું તે ? હા. તે જાણે છે અને તેને મળતી થાય છે. આ ધિક્કારવા જોગ ભેદ ઉકેલવાને મારી જેટલીજ ઇંતેજાર છે."

"અને મેરીક ઉપરનો તમારો શક–તે જાણે છે ?"

"ના."

"આહ!" જેસ્પર થોડી પળ શાંત રહ્યો. ફરી તેણે પૂછવાનું શરૂ કર્યું "તમે શોધ ચલાવવાની તૈયારી કરી છે એમ મેરીકને તમે જાણવા દેવાના છો?"

"ઉંહ! તેથી તેને વધારે દુઃખ થશે એમ મીસીસ વેલેન્ડ ધારે છે. અને મને પણ એમ લાગે છે. પણ અલબત્ત, એ બધું તારી મરજી ઉપર છે. તને ગમે તે રસ્તે તું કામ કર. પણ આ ભેદનું અંતરપડ ઉઘાડું પાડ."

"ઠીક. તમને મેરીક તરફ અણગમો લાગે છે?"

"મને? ના કંઇ પણ અણગમો નથી. ડોરીસને તેના શિવાય બીજા કોઇને આપવાની મારી ઇચ્છા નહોતી. તે તેને ચ્હાતો હતો તે હું જાણું છું. અને તેને માટે તેને ખરા અંતઃકરણથી અતી શોક થાય છે તે પણ હું જાણું છું."

"તે છતાં—"

"ઓહ! તું શું કહેવા માગે છે તે હું સમજું છું. પણ ના ઇલાજ છું. ડોરીસ તેને અતિ ઘણા પ્રેમથી ચ્હાતી હતી અને કોઈ ભયંકર બિના બની ન હોત તો આવી રીતે તે તેનાથી છુટી પડત નહિ, એમ મારી ખાત્રી છે. તે બિના શું છે કે હતી તે હું કહી શકનો નથી. પણ મને લાગે છે કે હું ખરો છું."

કેનેથ જેસ્પરનો ચ્હેરો વધારે ગંભીર બનતો હતો. "અને તમે સ્હેજ પણ સૂચના આપી શકતા નથી?" તેણે પુછ્યું.

"ખરેખર—હું નથી આપી શકતો. હું જાણું છું કે તે ગાંડુ જણાય છે. પણ હું લાચાર છું."

હું તમારી વૃત્તિ સમજ્યો છું; અને તમારી લાગણીઓમાં હું પણ કેટલેક અંશે ભાગી છું. હવે, તેના મરણ પહેલાંના ચોવીસ

કલાકમાં તેને લગતી શું શું હકીકત બની હતી તે ધીમેથી અને સંભાળથી મને ફરીથી કહી જાઓ.”

“ આવો સવાલ કોઈ વખતે થશે એવું જાણીને મેં ને મારી પત્નિએ તે દિવસના બધા બનાવો યાદ કરીને ગોઠવીજ રાખ્યા છે. તે આખો દિવસ, ખાણા પછી તે અમને છોડી ગઇ ત્યાં સુધી ડોરીસ હમેશની માફક સુખી અને ઉલ્લાસી હતી. અને અમે તેને છેલ્લી એવીજ જોઇ હતી. ખાણા વખતે તે મુસાફરીને લગતા વિચારોમાં મશગુલ હતી. તે જ્યારે અમને હસ્તે મ્હોડે છોડી ગઇ ત્યારે ડોરીસ મેરીક ઉપર મૃત્યુનો પડછાયો બિલકુલ જણાતો નહોતો.”

“તે પાછી નીચે નહોતી આવી ?”

“તેણીએ અમને કહ્યું હતું કે માર્થાનું માથું દુઃખતું હતું તેથી તેણે તેને રજા આપી હતી. વળી સામાન પોતાને હાથેજ બાંધવાનો તેનો વિચાર હતો. ‘યુજીનની ટૂંક હું મારે હાથેજ ઠીક ગોઠવીશ એટલે બધી વસ્તુઓ તેને સહેલાઇથી જડી શકશે,” એમ તેણીએ 'હસતાં હસતાં કહ્યું હતું.

“ હા ” જેસ્પરે જમીન ઉપર નજર રાખી કહ્યું; પણ તે કંઇક વિચારમાં લીન થયો હતો.

“ અને પછી તે સામાન બાંધવા પોતાના ઓરડામાં ગઇ એમ તમે કહ્યું ને ? ”

“યુજીનનો સામાન. માર્થાએ અમને કહ્યું હતું કે ડોરીસનો સામાન તો ખાણાં પહેલાંનો બંધાઇ ગયો હતો અને યુજીનનો ફક્ત બાકી હતો. અને તે તેણી પોતાને હાથે બાંધવાની હતી.”

"અને—ત્યાર પછી તેને કોણે જોઇ હતી ?"

"ફક્ત જેનીએ એકપળ તેને જોઈ હતી; અને ગ્લેન તેના બારણા આગળ ગઇ હતી તેણે. ગ્લેન ઓરડામાં ગઇ નહોતી એમ હું ધારૂં છું."

"તમે જેનીને પુછયુંજ હશે"

"અલબત્ત મારી પત્નિએ ઘણી બારીકાઈથી તેને પુછયું છે. માર્થાના કહેવાથી તેને બદલે જેની ડોરીસને કંઇ ચીજ વસ્તુ જોઇએ છે કે કેમ તે પૂછવા અને બની શકે તો મદદ કરવા ગઇ હતી. ડોરીસ તેની મેજ આગળ બેઠી હતી પણ તેણે પાછું ફરી જોયું નહોતું. તેણે જેનીને કહ્યું હતું કે તેને કંઇ મદદની જરૂર નહોતી પણ એક ગ્લાસ લેમોનેડ મંગાવ્યું હતું. તેથી જેનીએ એ લાવીને ટેબલ આગળ મૂકયું અને ગઇ તે વખતે ડોરીસ મેજ આગળજ હતી."

"લખતી હતી ?"

"જેનીને એમ લાગ્યું કે તે મેજમાં બધું ઠીકઠાક કરતી હતી. તેણે તેને એકાદ કાગળ કાડીને ટોપલીમાં નાંખતાં જોયું હતું."

"અને—મીસ ગ્લેન ?"

"ફક્ત સૂતાં પહેલાં સલામ કરવા ગઇ હતી. અલબત્ત તે વખતે જો ડોરીસના બોલવા ચાલવામાં કંઈ વિચિત્રતા હોત તો ગ્લેનને તરત તે માલૂમ પડયું હોત. અને તેના મરણની વાત તેણે જાણી તે વખને તેણે કહ્યું હોત."

"અલબત" કેનેથે શૂન્ય દેખાવથી કહ્યું; પછી ઉંચુ જોઇ ટટાર થઇને બોલ્યો. "હવે, કેપ્ટન, મારી એમ ઈચ્છા છે કે, આ બાબત સંબંધી મને વિચાર કરવાનું બની આવે ત્યાં સુધી આપણે એ સંબંધી કંઇ બોલશું નહિ."

કેપ્ટન વેલેન્ડ, પોતાનું કામ પૂર્ણ થયું હોય તેમ તરતજ ઉઠયો ને બોલ્યો: "બહુ સારૂં કેન હવે હું જવાને તયાર છું. તું આ બાબત ઉપર પુખ્ત વિચાર કરીને કંઇ પણ હાથ લાગે એવું હશે તો તરતજ ઉપાય લેશે એમ મારી ખાત્રી છે-તેથી આજે હું નિરાંતે ઉંઘીશ"

"કેપ્ટન, મારી પાસેથી ઘણી આશા રાખશો નહિ." જેસ્પરે ગંભીરતાથી કહ્યું " હજીસુધી તો મને શરૂઆતની રેષા પણ જણાતી નથી."

" હરકત નહી. ધીમે ધીમે કામ કરજે " એમ કહીને કેપ્ટન બહાર ગયો. કેનેથ જેસ્પર ત્યાર પછી અંધારા ઓરડામાં બારી આગળ ઘણીવાર સુધી બેસી રહ્યો: વચમાં વચમાં પોતાના વિચિત્ર વિચારોથી તે ચમકી ઉઠતો. તેણે એક પછી એક ઘણી શકય કલ્પનાઓ ઘડી કહાડી હતી પણ તેમાંની કોઇપણ હાલના સંજોગોને બંધબેસતી નહોતી. છેઠ અરધી રાતે તે સુવા ગયો પણ સ્વપ્નમાં તેણે વેલેન્ડના ઘરનાં મનુષ્યોજ જોયા. બીજી સવારે તે સ્હેજ મોડો ઉઠયો હતો. નાસ્તાની ટેબલ ઉપર બેઠો બેઠો પણ પોતે હવે કામ કેવીરીતે શરૂ કરવું તેના વિચારો કરતો હતો; પણ તે કોઈ પણ એક નિશ્ચય ઉપર આવી શક્યો નહિ, છેવટે તે ઉઠયો તે વખતે બડબડયો " મારા મનને હજી વધારે સ્થિર થવાની જરૂર છે " તે વખતેજ બારણા ઉપર કોઇએ ટકોરા માર્યા; તે ઉઘાડતાં તેણે યુજીન મેરીકને ફીકકો ને કંટાળેલો ઉભેલો જોયો. ડોરીસના મરણ પછી સુજીન વેલેન્ડસમાંથી આ પહેલીજવાર બહાર નીકલ્યો હતો; તેથી આ વખતે તેને આવેલો જોઇને જેસ્પરને ઘણું આશ્ચર્ય લાગ્યું. મેરીક અંદર આવ્યો એટલે તેણે બારણું બંધ કરી થોડીક ખાનગી વાત કરવાની ઇચ્છા જણાવી. જેસ્પરને તેથી વધારે આશ્ચર્ય થયું. મેરીકે બારણું બંધ કરી વાતની શરૂ-

આત કરી "થોડો વખત પહેલાં જેસ્પર, પેલા ખૂનના કેસમાં તેં જે ચાલાકી બતાવી હતી તેને વીશે કેપ્ટન વેલેન્ડે મને વાત કરી હતી; અને તારા આવા કામ માટેના વલણથી મારા મન ઉપર ઘણી અસર થઇ હતી. આવા દુઃખને ભેદના બેવડા ભાર નીચે હવે વધારે વખત હું રહી શકતો નથી. તેને ઉકેલવાને હું તને કહેવા આવ્યો છું. તેના અંતરમાંથી શું ભયંકર ચીજ બહાર આવશે તે તો પરમેશ્વરનેજ માલૂમ છે. પણ હાલના વ્હેમી વાતાવરણ કરતાં તો તે સારૂંજ કહેવાશે."

જેસ્પરે ધીમેથી મેરીક તરફ ફરીને કહ્યું "આ દુઃખદાયક બિનાની ખરી હકીકત જાણવાની તારી ઇચ્છા હું સારી રીતે સમજું છું. તારી જગ્યાએ હું હોત તો હું પણ એમજ કરત; પણ તે વાસ્તે શેહેરના કોઈ અનુભવી ને હોશીઆર ધંધાદારી ડીટેકટીવને બોલાવે તો વધારે સારૂં નહિ થાય ?"

"નહિ" મેરીકે અધીરાઇથી કહ્યું "મને તારી શકિત ઉપર પૂર્ણ વિશ્વાસ છે. મને શહેરના ધંધાદારીઓની કામ કરવાની રીત બિલકુલ પસંદ નથી. વળી મારી સ્ત્રીનું નામ ન્યુસપેપરે ચડાવવાની ઇચ્છા નથી; અને આ શહેરના લોકો ને ન્યુસ પેપરોના રીપોર્ટરો હમેશાં મળતીયા હોય છે. તું તેના કુંટુબનો મિત્ર છે. અને તેનો મિત્ર હતો."

જેસ્પરે ગંભીરતાથી માથું હલાવ્યું. તેને બરોબર ઓળખનાર, દાખલા તરીકે ડૉકટર રૅાથ, તરત કહી શકતે કે તે સાંભળતો હતો તેની સાથે નિરીક્ષણ પણ કરતો હતો. પણ મેરીક તો પોતાનાજ ધ્યાનમાં હતો. "મારે જણાવવું જોઇએ કે કેપ્ટને મને આ વિચાર પહેલાં જણાવ્યો હતો પણ મેં વાંધો લીધો હતો. કારણ પાછળથી તને જણાવીશ. આ બાબત મારા હાથમાં હોવી જોઇએ અને હું અહીં આવ્યો છું. એ વાત કેપ્ટનને નહિ જણાવવાની

હું તને વિનતિ કરૂં છું.” જેસ્પરે ફરી માથું હલાવ્યું અને મેરીક થોડી વાર શાન્ત રહ્યો. પછી અચાનક બોલી ઉઠયો “મારાથી એ સહન નથી થતું. ડોરીસ જેવા મધુર અને સાધુ આત્માને કોઇ શંકાથી જુવે તે હું ખમી શકતો નથી. હું તે કદી થવા દેનાર નથી.

“ અને એવું કોઇએ કર્યું છે? ” જેસ્પરે પૂછયું.

“ હા.”

“ કોણ તે મને કહેશો ? ”

મેરીક સ્હેજ અચકાયો “ હા, શા માટે નહિ. તેનો મામોજ એમ કહે છે.”

જેસ્પરે તે વખતે મેરીક સામું એક તીક્ષ્ણ દૃષ્ટિથી જોયું અને પછી પૂછયું. “ એમ કહેવું એ સ્હેજ વધારે પડતું નથી ?”

“ છે. હા, એ વધારે પડતું છે. છતાં પણ હું તે કહું છું; ને નિશ્ચયપૂર્વક કહું છું. અને તેમ કહેવા મારી પાસે કારણો છે.” એમ કહી તેણે ગજવામાંથી એક પાકીટ કહાડયું અને તે હાથમાં પકડી જેસ્પરને પૂછયું. “ હું આ ઉઘાડું તે પહેલાં મારે જાણવું જોઇએ કે તું મને મદદ કરવા તૈયાર છે કે કેમ ? ”

જેસ્પર મેરીકના સામું બરોબર ગોઠવાઇને બેઠો. મેરીક જેમ જેમ વધારે અધીરો થતો ગયો તેમ તેમ જેસ્પર વધારે ઠંડો થયો અને દરેક શબ્દો વિચારીને તોળીને બોલતો ગયો. “હું ધારૂં છું કે હું મદદ કરીશ. મેં પણ આ બાબતમાં વિચાર કર્યો છે અને મેં શોધ કરવાનો નિશ્ચય કર્યો છે. ફકત તારે ખાતર નહિ; પણ આ ભેદનું મૂળ શું છે તે જાણવાની મારી પણ ઉત્કંઠા વધતી જાય છે. માટે હવે આગળ ચલાવ.”

મેરીકે પાકીટ ઉઘાડી તેમાંથી કાગળના બે કડકા બહાર ક્હાડયા. તે પકડીને બોલ્યો "તું જાણે છે કે મારી ઇચ્છાથી ડોરીસના ઓરડાઓ બંધ રાખવામાં આવ્યા છે. પહેલાં તો હું તેની પાસે પણ જઈ શકતો નહિ. પણ ત્રણ દિવસ અગાઉ એક સવારે મેં મારી વસ્તુઓ જોવાને બ્હાને કુંચીઓ મંગાવી અને એખલો ઓરડામાં ગયો. ત્યાં હજી બધું જેમનું તેમ છે. મારી ટ્રંકો પણ તેણે ગોઠવી હશે, તેવી ને તેવીજ છે. તે દિવસે ક્રેપ્ટને તને બોલાવ્યો ત્યારે તું કપડાં પહેરવાના ઓરડામાં ગયો હતો ?"

જેસ્પરે ડોકું હલાવી ના કહી.

"તેં જોયું હોત તો સગડીમાંનો રાખનો ઢગલો તારી નજરે પડયો હોત. ઘણી ખરી રાખ હતી તેમાં કોઇ કોઇ અડધા બળેલા કાગળના કટકા પણ હતા. તેથી જણાઇ આવતું હતું કે કોઇએ તરતનાજ કાગળ બાળ્યા હતા. મેં આસપાસ તપાસ કરી પણ મેજ બંધ હતી અને કુંચી ત્યાં નહોતી."

જેસ્પરે હોઠ કરડયો. તેની પોતાની સૂચનાથી મીસીસ વેલેન્ડે મેજ બંધ કરીને કુંચી પોતાની પાસે રાખી હતી.

"ટોપલી પણ મેં ખાલી જોઇ." મેરીકે આગળ ચલાવ્યું "પણ થોડીવાર ખણખોસ કર્યા પછી, સગડીની ચીમનીમાં વાંકા વળીને જોઈ શકાય એવી જગ્યાએ આ કાગળનો કટકો ચોંટેલો મને મળી આવ્યો."

આ વખતે જેસ્પર ખરેખરો ચમકયો. તેનો ચ્હેરો વધારે સાવચેત અને તીક્ષ્ણ થયો. મેરીક, થોડીવાર તે કટકો જેસ્પર સામું ધરીને અચકયો ને પાછો બોલ્યો "એક ક્ષણ પછી તે સગડી આગળના પડદાની કોરે વળગેલો આ બીજો

કડકો મેં જોયો. આ બન્ને કડકા એક સાથેજ પવનથી ઉડીને ત્યાં વળગેલા હોવા જોઇએ. બન્ને ઉપર મારી સ્રીના અક્ષર છે. તું જરા તે જોશે?" પછી તેણે એક ચોપડીનાં પૂઠાં ઉપર તે કડકાને સરખા મૂકી જેસ્પરને બતાવ્યા. જેસ્પરે જોયું કે તે એકજ કાગળના કડકા હતા, અને એક બીજાની સાથે મૂકતાં તે બરોબર બેસતા હતા. તેના ઉપર નીચે પ્રમાણે લખેલું જણાતું હતું.

હું કપટી જ ણુ
ને મારા કુટુંબ ને બદ
નહિ કારણ કે તે વાત ઉઘાડી પાડ
છુટીને ના સી જવાનું બનીશ
ફરીથી જોઇશ.

જેસ્પર આ કડકા ધ્યાનથી તપાસતો હતો તે વખતે મેરીક તેનો ચ્હેરો બારીકાઇથી તપાસતો હતો, અને જેસ્પરે ઉંચું જોયું ત્યારે તેણે પૂછ્યું. "તું આ કડકા ઉપરથી શું ધારે છે?"

"કંઇ નહિ—હજી સુધી તો." તરત જવાબ મળ્યો. "આ બાબત ઘણી નાજુક ને દુઃખદાયી છે. તેની શોધ કરૂં એમ તારી ઇચ્છા હોય તો આ કડકા તારે મારી પાસે રાખવા જોઇશે."

મેરીકે ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. "હું તે સારી રીતે જાણું છું. પણ તું તે કામ કરશેને?"

"મેં તને ખાત્રી આપીજ છે."

"ખરી વાત."

"પણ હું કંઇ પણ પગલાં ભરૂં તે પહેલાં વિચાર કરવાનો વખત જોઇશે."

"અલબત્ત." મેરીક સ્હેજ અચકાતાં બોલ્યો. થોડો વિચાર કરીને ગજવામાંથી એક ત્રીજો કડકો કહાડયો તે પેલા બીજા કટકાની પાસે મૂકયો ને કહ્યું. "કચરાની ટોપલીને તળીયે વળગેલો આ ત્રીજો કડકો મને જડયો. તું જોઈ શકશે કે એ પેલા બેના જેવોજ છે તે એકજ કાગળના કડકા હોવા જોઇએ. હું કબુલ કરૂં છું કે આ ત્રણ કડકા ઉપરથી મેં એક કલ્પના ઘડી કહાડી છે. તેમાં તું કેટલે દરજ્જે મળતો થાય છે તે જોવાનું છે."

"તે શું ?"

"માફ કર. પણ પહેલાં તું આ વાંચ. પહેલેથીજ તારા મન ઉપર ખોટી અસર કરવા હું નથી માગતો."

"બરોબર." જેસ્પરે તે ચોપડી પાસે ખેંચી ને ત્રીજો કડકો બારીકાઇથી તપાસ્યો. તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

તમારો ભેદ હાથ
કંગાળ અને અધમ સ્ત્રી
તમારા સાથી થવાનું અશકય છે
સહન કરી શકીશ નહિ
મારા મામા.

આ ત્રીજા કડકા ઉપર જેસ્પરે ઘણું ધ્યાન આપ્યું, ને તેને તપાસતાં બહુ વાર લગાડી. છેવટે તેણે ઉંચું જોઇ પૂછયું. "તને આ કચરાની ટોપલીમાંથી જડયો ખરૂં ?"

"હા."

"કેવી રીતે તે જરા કહીશ."

"તદ્દન અકસ્માતથી. પહેલા બે કડકા મળ્યા એટલે મેં ધાર્યું કે કોઇએ તે રાતે કાગળો ફાડયા છે. મેં કચરાની ખાલી ટોપલી ઉપાડીને ઉંધી વાળી એટલે આ કડકો તેમાંથી નીચે પડયો."

"ઠીક, અને ટોપલી ક્યાં હતી?"

"મેજની પાસેજ."

"હમેશાની જગ્યાએ?"

"હા. મેજની ડાબી બાજુએ હતી. દેખીતી રીતે કાગળો ફાડીને પહેલાં તે ટોપલીમાં નાંખ્યા હશે. પછી કોઇએ તે ટોપલી ખાલી કરી હશે."

"ઉહ!" જેસ્પર ઉઠયો, કબાટનું ખાનું ઉઘાડયું, અંદરથી એક પાકીટ કહાડી તેમાં કટકા મૂકયા ને પાકીટની ઉપર કંઇ લખી પાછું તે પાકીટ કબાટમાં મૂકી કળ દઈ દીધી. પછી બારી આગળ આવીને કહ્યું. "હજી હું એને બારીકાઇથી તપાસીશ. અલબત્ત, એ ઉપયોગમાં લેવાનેજ તેં મને બતાંવ્યા હતા ખરૂં ને?"

"હા. ફકત તારે એટલુંજ ધ્યાન રાખવું કે કોઇ બીજાના હાથમાં એ જાય નહિ. અને કોઈ પણ કારણથી તેનો નાશ કરવાનો નથી."

"સમજ્યો, અને મેરીક હવે કહેશે કે તેં શું કલ્પના ઘડી કહાડી છે?".

યુજીન મેરીક ટટાર થયો ને જેસ્પરની સામું જોઇ બોલ્યો. "પરમેશ્વરને માથે રાખી કહું છું કે, મારી વ્હાલી ડોરીસે અત્યાર સુધીમાં એક પણ શબ્દ કે વાકય એવું નહોતું ઉચ્ચાર્યું કે લખ્યું કે જેથી આ બનાવનું કારણ જાણવાને આપણાથી બની શકે. હું

એ દિવસ માટે તે રાતે તેને છોડી ગયો ત્યારે તે ઘણીજ સુખી હતી એમ હું હજી માનું છું ને તે વખતે માનતો. આપણને મદદ મળે એવું મારી પાસે કંઈ નથી; એક શબ્દ પણ નહિ. જેસ્પર, હું ખાત્રીથી માનું છું કે હું ગયો તે વખતે આવો બનાવ બનશે એવું મને કે તને જેટલું ભાન હતું તેથી વિશેષ તેને નહોતું."

"હું પણ એમજ માનું છું."

"એમ ? ઓહ–ત્યારે તેં––"

"રાખ––રાખ. ઉતાવળો થઇશ નહિ. હું એથી આગળ હજી ગયો નથી. તારી સ્ત્રી એક ઘણીજ નિખાલસ, સ્પષ્ટવક્તા અને ખુલ્લા દીલની સ્ત્રી હતી. હું નથી ધારતો કે તે એક અડધો કલાક પણ ઢોંગ કરી જુઠો દેખાવ કરી શકે. તેના બીજા મિત્રો પણ એમજ કહે છે. છેવટની ઘડી સુધી તે હમેશાની મધુર સુંદર અને સુખી સ્ત્રી હતી. હવે મને કહે કે તેના—મરણના સંબંધમાં તેં તેના મામા અને મારા વાલીનું નામ શા માટે દીધું છે ?"

"ઉપકાર કે તેં "આપઘાત" શબ્દ ન વાપર્યો. કારણ કે જેસ્પર, મારી સ્ત્રીનું ખૂન થયું છે."

---

## પ્રકરણ બારમું.

---

### "હવે હું કામે લાગીશ."

"ખૂન !"

"હા. હું તે ખાત્રીથી માનું છું. તને કદિએ સંભવિત નથી લાગ્યું ?"

જેસ્પર અને મેરીક અત્યાર સુધી ઉભા હતા. જેસ્પર હવે બેસી ગયો ને બોલ્યો, "મેરીક, જરા બેસ. આપણે ચોખવટથી વાત કરવી જોઇએ. કેપ્ટન વેલેન્ડ ઉપર તું શું તોહોમત મૂકે છે ?"

"હું તોહોમત નથી મૂકતો." મેરીક ખુરશી ઉપર બેસતાં બોલ્યો.

"ત્યારે તું તેના ઉપર વ્હેમ રાખે છે?"

"જેસ્પર, તેં પેલા છુટાછવાયા શબ્દો વાંચ્યા છે. તેનો ગૂઢ અર્થ તને દેખાઇ નથી આવતો? હું તોહોમત મૂકતો નથી તેમ કંઇ વ્હેમ પણ લઇ જતો નથી. હજી સુધી એ ફક્ત મારી કલ્પના છે. પણ હું તને પૂછું છું કે ડોરીસે આપઘાત કર્યો એમ કહેવું તેના કરતાં આ માણસે તેનું ખૂન કર્યું એમ કહેવું એ વધારે અસંભવિત, વિચિત્ર અને બેહુંદું શા માટે ગણાય?"

"નહિજ. વધારે અસંભવિત ગણાય નહિ. પણ એ બન્ને નહિ માની શકાય એવી વાતો છે."

"તો પણ બેમાંથી એક તો ખરૂં હોવુંજ જોઇએ."

"તારી કલ્પના શું છે?"

"કંઈ ચોક્કસ નહિ. પરંતુ કંઇ પણ ભયંકર ભેદ હોવો જોઇએ. કેપ્ટન વેલેન્ડને મારી સ્ત્રી ઘણી સારી રીતે પીછાનતી હતી અને તેને કેપ્ટન સારી રીતે પીછાનતો હતો. છેલ્લી ઘડીચે કોઇ પણ રીતે તેણીએ પોતાને લગતી તેની કંઇ ભયંકર છુપી વાત જાણી હોય એમ કેમ ન બને? આમ જો મને ખબર પડી છે કે સામાન બાંધતાં પહેલાં તે માળીયામાં ગઇ હતી અને ત્યાં કેટલીક ચીજોની ખોળ કરી હતી. ત્યાંજ એને કંઇ મળી આવ્યું હોય એમ કેમ ના બને?"

જેસ્પર, અત્યાર સુધી મક્કમપણે શાન્ત રહ્યો હતો તેણે મેરીક સામું દૃઢતાથી જોઈ પૂછ્યું.

"આહ! ટૂંકોના ઓરડામાંથી તેણે નીચે શું મોકલાવ્યું હતું? તને ખબર છે—બરોબર?"

" હા--પોતાની બધી પેટીઓ, મારી બે પેટી, એક બે બૅગ, એક બે ગોદડાં. તેથી કંઇ બીજું વધારે હતું કે નહિ તે હું બરોબર જાણુતો નથી."

" નહિ કે? હવે મને કહે કે, તું ધારે છે તેમ કેપ્ટનની કંઇ છુપી વાત હોય અને તે ડોરીસના જાણવામાં આવી હોય તોપણ ડોરીસનીજ પિસ્તોલથી તેનું મરણ થયું છે તે કેવી રીતે બની શકે?

" તેની પિસ્તોલથીજ તેનું મરણ થયું હતું એમ સાબિત કરી શકો છો?"

" તે તો--નહિજ." જેસ્પરે નજર ફેરવી નાંખીને લુલો જવાબ આપ્યો.

" અને તને ખબર પડે છે કે ગયા બે મહિનાથી સાંજના છ વાગ્યાથી સુતાં સુધી, કેપ્ટન મારી સ્ત્રીની પિસ્તોલ જેવડીજ એક પિસ્તોલ સાથે રાખી ફરતો હતો?"

" નહિ. જરા ખુલાસાથી બોલ.' મેરીકની આ ખબરથી જેસ્પરને આશ્ચર્ય થયું તે છુપાવવાનો તેણે પ્રયત્ન કર્યો નહિ.

" તેં એ તો સાંભળ્યું હશે કે બદમાશોએ સાંજના વખતે બે ફેરા કેપ્ટનના ઘરમાં આવવાનો પ્રયત્ન કર્યો હતો?"

" હા. કંઇક સાંભળ્યું છે ખરૂં."

" પહેલી વખત કેપ્ટન જ્યારે હમેશાની રીત મુજબ બહાર બીડી પીતો ફરતો હતો ત્યારે રસોડાંની બારીમાંથી કોઇને અંદર ડોકીયું કરતાં તેણે જોયો. તેની પાછળ થતાં, ઝાડીમાંથી એક બીજો માણસ પણ છુપાઇ બેઠો હતો તે નાઠો. તે પછીથી કેપ્ટને એવો નિયમ લીધો હતો કે હરરોજ સાંજે તે પિસ્તોલ લઇને બાગમાં ફરી આવતો."

જેસ્પર હસ્યો. "અને પછી તેનો ગુસ્સો ઉતરી ગયો એટલે તેણે કંઈ કર્યું નહિ."

"એમજ. તું એની ટેવ જાણે છે. થોડા દિવસ પછી પાછું એમ બન્યું કે તે તબેલામાં તેની લંગડી ઘોડીની ખબર કહ્વાડવા ગયો ત્યાં બે બદમાશોને જોયા. પોતાની પાસે હથીયાર નહિ હોવાથી તેમને પણ જતા કરવા પડયા. તે વખત પછીથી દર સાંજે તે પિસ્તોલ લઇને ફરે છે."

"અને તું ધારે છે કે, મીસીસ મેરીકના ઓરડામાં તે પિસ્તોલ લઇને ગયો—"

"ઓ પ્રભુ! નહિ. હું એવું કંઇ ધારતો નથી. પણ એમ ધાર કે તેણીએ કંઈ હકીકત જાણી હોય અને તેને બોલાવ્યો હોય. ડોરીસ કોઇ પણ જાતના અન્યાય કે અસત્યથી ઉશ્કેરાય તેવી હતી, તે તું જાણે છે. અને કેપ્ટનનો સ્વભાવ પણ તું જાણે છે. તે કેવી રીતે એકદમ ઉશ્કેરાઇ જાય છે તે વખતે તેના મન ઉપરનો કાબુ ખોઈ દે છે તેની પણ તને ખબર છે. આવો માણસ આવેશમાં આવી જઇ--ખાસ કરીને તેને ભય ઉત્પન્ન થયો હોય તો--બીજા સંજોગોમાં ન કરે તેવું કોઈ પણ કામ સહેલાઇથી કરી નાંખે."

"અને પિસ્તોલ-તારી સ્ત્રીની પિસ્તોલનું શું?"

મેરીક અધીરાઇથી જેસ્પરની સામું આવીને ઉભો રહ્યો અને કડવાશથી બોલ્યો. "મેં જો એવું કૃત્ય કર્યું હોય અને તે જાણતો હતો તેમ, તે બીજી પિસ્તોલ કયાં હતી તે હું જાણતો હોઉં તો મને લાગે છે કે આત્મરક્ષણની પ્રેરણાથીજ, તે બીજી પિસ્તો-લને તે જ્યાં પડી હતી ત્યાં મૂકી દઉં; અને—ખરેખર-મારા જેટલી ચતુરાઇ તો કેપ્ટનનામાં છે એ હું કબુલ કરૂં છું."

"તે વાત ખરી. પણ પછી લગ્નનો પોશાક—તેનો તું કેવી રીતે ખુલાસો કરે છે?"

"સહેલાઇથી. તેણે એવી રીતે તે પહેલીજ વાર પહેર્યો નથી. મને એ પોશાક ગમતો હતો એ તે જાણતી હતી; અને હું તેને એ પોશાકમાં સજ્જ થયેલી જોઉં તે માટે વારંવાર તે પહેરતી હતી. એવી બાબતોમાં તો તે છોકરવાદજ હતી."

"મેરીક" જેસ્પરે થોડીવારે કહ્યું. "હું ઇચ્છું છું કે થોડો વખત તારે ચુપ રહેવું અને મને આની તપાસ કરવા દેવી. જો-હું તારા જેવીજ સંભવિત બીજી કલ્પના રજુ કરૂં છું. તારી સ્ત્રી પાસે—તેના કબજામાં—વધારે પૈસા હતા?"

"હા. આશરે સાતસો આઠસો ડોલરો હશે. હું શહેરમાં ગયો તે વખતે તે પૈસા મેં એની પાસે રાખ્યા હતા."

"અને—પછી તેં તે પૈસા જોયા છે?"

"ના. નથી જોયા. પણ બીન શકે તેની મેજમાં તાળા કુંચીમાં છે."

"ઓહ!" જેસ્પરનું મ્હોં એકદમ સ્હેજ સંકોચાયું અને તેની આંખોમાં તેજ આવ્યું. તે સારી રીતે જાણતો હતો કે મેજમાં કંઇજ નહોતું.

"હવે, ધાર કે તે મેજમાંથી તને કંઈ ન મળે અને તે ઓરડામાં બીજે કોઈ ઠેકાણેથી પણ ન મળે. તો પછી બીજો સંભવિત બનાવ બન્યો હશે એમ તું કબુલ નહિ કરે?"

"બીજો શું?"

"કે દાખલા તરીકે, કોઇ અજાણ્યો માણસ—ઘરની આસપાસ એવાં માણસો ફરતાં હતાં એમ તો તું કહે છે—ઘરમાં પેસી ગયો હોય અને બધાં ખાણાં ઉપર બેઠાં હોય તે વખતે તે ડોરીસના ઓરડામાં જઇને સંતાઇ રહ્યો હોય. તે ડોરીસ—આવીને લગ્નનો પોશાક પહેરે છે. અને અચાનક તે સંતાયેલો માણસ તેને

માલૂમ પડે છે. તે મુસાફરીને માટે સામાન બાંધતી હતી એટલે તેણે પિસ્તોલ, તે અજાણ્યો માણસ તરત જોઇ શકે અને લઈ શકે એવી જગ્યાએ મૂકી હોય એ તદ્દન શકય છે, અને પછી તે માણસે તે પિસ્તોલનો ઉપયોગ કેમ ન કર્યો હોય? મને કહેવામાં આવ્યું છે કે, ખાણા પછી મીસીસ વેલેન્ડ એક કલાક સુધી પિયાનો વગાડતાં હતાં; તેના ઘોંઘાટમાં તે બદમાશ એ કામ કરીને જતો રહ્યો હોય એમ ના બને?"

મેરીક ચુપ રહ્યો. તેનો ચ્હેરો ફીક્કો હતો અને તે ધ્રુજતો હતો એમ દેખાઇ આવતું હતું. "હું" જેસ્પરે આગળ ચલાવ્યું. "આના ટેકામાં એક મજબુત દલીલ રજુ કરી શકું છું."

"શું—તે શું?"

"તે પોતાને હાથેજ મરી ગઇ હોય તો તેણે કંઇ સંદેશો ન મૂકયો એ આપણને વિચિત્ર લાગે છે. અને મારી કલ્પનાથી તેનો ખુલાસો નથી થતો?"

મેરીકે હાથ ઉપર માથું નમાવી દીધું હતું. તે બોલ્યો "તું ખરૂં કહે છે. તેમ બનવા જોગ છે."

"એથી પણ વધારે મજબુત કારણ એક બીજું હું બતાવી શકું છું."

"તે શું?"

"તારી સ્ત્રીની મેજમાં કંઈ પૈસા નથી." તને તાર કરવા માટે હું તારૂં ન્યુયોર્કનું સરનામું શોધવાને તે ઓરડામાં ગયો હતો—મેં તને તાર કર્યો હતો એ કહેવું અત્યાર સુધી ભૂલી ગયો છું—મેં મેજમાં બધું ખોલીને જોયું હતું. પણ તેમાં કંઈ પૈસા નહોતા. મેજમાં ઘણી થોડીજ વસ્તુઓ હતી. પણ મુસાફરી માટે તે તૈયારી કરતી હતી. એટલે કાગળો તેણે બાળી નાંખ્યા હશે કે બીજે મૂકયા હશે."

"મેરીકનું તેના બોલવા ઉપર લક્ષ નહોતું. પણ તેણે પૂછયું. "તાર—તેં કયાં મોકલ્યો હતો ?"

"તે હું કહી શકતો નથી--પણ તે શેરીનું નામ મને અજાણ્યું હતું. ત્યાર પછી તરતજ કેપ્ટન ઉપરનો તારો તાર અમને મળ્યો, અને અમે ધાર્યું કે અમારો તાર તને મળશે નહિ."

મેરીક પાછો ઉભો થયો. પણ આ વખતે તે ગુંચવાડામાં પડયો હોય એમ દેખાતું હતું. તેણે લાચારીથી કહ્યું. "મને લાગે છે કે હવે હું જાઉં. તેં મને વિચાર કરવા જેવું ઘણું કહ્યું છે. તને પાછો કયારે મળું ?"

"હું તને કહેવડાવીશ. હું ધારૂં છું કે હમણાં તું અહિંજ રહેવાનો છે ?"

"હું ?" મેરીક ચમકયો. "હા–અલબત્ત. હું હમણાં જઇ શકીશ નહિ." તે બારણા તરફ ગયો ને પાછો ફરીને કહ્યું. "હું તારા ઉપર આધાર રાખું છું. તું તારાથી બનતું કરીશને ?"

"આ બાબતમાં સત્ય હું શોધી કહાડીશ." કેનેથ જેસ્પર દૃઢતાથી બોલ્યો. "હું મારાથી બની શકતી મહેનત કરીશ."

"ઉપકાર. અને હું જાણીને ખુશી છું કે તું મારી માફક એટલું તો માને છે કે મારી સ્ત્રીએ આપઘાત કર્યો નહોતો."

"અરે ! તું મારા કહેવાનો ખોટો અર્થ ના કરતો. હું તારી સાથે મળતો નથી તેમ જુદો પણ પડતો નથી. હું હજી સુધી કંઇજ જાણતો નથી. અને મેરીક, મારી સલાહ છે કે તારે હમણાં કંઇ ખરાબ વિચાર લાવવા નહિ. મનુષ્ય સ્વભાવના તારા જ્ઞાન અને અનુભવ ઉપર શંકા અને ખરાબ વિચારને જય મેળવવા દઇશ નહિ. એ પણ યાદ રાખવાનું છે કે પેલા કાગળના કડકાના ઘણા જુદા જુદા અર્થ થઇ શકે એમ છે. તેમના ઉપર બહુ આધાર રાખીશ નહિ."

મેરીકના ગયા પછી કેનેથે બીડી સળગાવીને તે પીતાં પીતાં વિચાર કરવા લાગ્યો.

" આ એક વિચિત્ર ગુંછળું ગુંથાતું જણાય છે, અને મેરીક પેલી હકીકત ઉપરજ ઉતરતો હતો ! આહ ! મારાથી બનશે ત્યાં સુધી હું તે એને જાણવા દઇશ નહિ. બસ, હું હવે કામે લાગીશ. ને મેરીક બીજા માણસને આમાં દાખલ ન કરે તેથી હું કંઇ પણ વખત ખોઇશ નહિ. આહ ! પણ તે શું હતું ? આપઘાત કે ખૂન ? "

તે ઉઠયો, મેજ આગળ ગયો ને પેલા કડકા કહાડી યંત્ર વડે ફરી તપાસવામાં ગુંથાયો.

—:o:—

## પ્રકરણ તેરમું.

### " આડીતેડી વાતો."

કેનેથ જેસ્પર હવે આ બનાવની તપાસમાંજ ખંતથી કામે લાગ્યો. તેના બે મિત્રો તરફથી, એક બીજા ઉપર આક્ષેપ મૂકનારા એકમેકથી વિરૂદ્ધ સંકલ્પો તેની આગળ રજુ થયા હતા. તેમાંથી એક પણ તેને સ્વીકારવા જેવો લાગ્યો નહોતો. પરંતુ તેના પોતાના મગજમાં એક જુદોજ ઝાંખો સંકલ્પ પોતાની મેળે ઘડાતો હતો અને દર પળે તે વધારે તેની નજર આગળ આવતો હતો.

કેપ્ટન બીજે દિવસે જેસ્પરને મળવા આવ્યો ત્યારે તે હમેશના જેવોજ નિરૂત્સાહી ને હતાશ હતો. " જેસ્પર, આ કેસ એવો છે કે તેનો છેડો જણાતો નથી તેમ શરૂઆત પણ હાથ આવતી નથી. તને જો એમ લાગે કે આમાં જે થયું છે તે સહન કરીને બેસી રહ્યા શિવાય બીજો ઇલાજ નથી, તો મને નિરાશા તો થશે—પણ તેથી વધારે મને લાગશે નહિ."

"કેપ્ટન તમારે શક્તિની જરૂર છે. તમે ડૉક્ટર પાસે જાઓ અને આ ગુંછળું મને જ ઉકેલવા દો. હજી હું હારી બેઠો નથી. આ ગુંછળું ઉકેલવાનો મેં નિશ્ચય કર્યો છે. અને તેના તાર એક પછી એક ખેંચવાની હું તરતજ શરૂઆત કરીશ. કારણ, મને ભાસે છે કે વધારે વિલંબ કરવાથી તેની ગુંછમાં વધારો થવાનો સંભવ છે. અને હવે કેપ્ટન"—આ વખતે જેસ્પરનો અવાજ પૂર્ણ ગંભીર અને આગ્રહયુકત હતો—"આપણે અમુક બાબતો વિષે ચોખવટ કરવી જોઇએ છે. પ્રથમ તો, તમારે એવું વચન આપવું પડશે કે પહેલેથી છેલ્લે સૂધી હું જે કંઇ કરૂં તેમાં તમારે આડે આવવું નહિ તેમજ કારણ જાણવા ઇંતેજાર થવું નહિ. મને તમારી સલાહ કે મદદની જરૂર હશે ત્યારે ખચિત તે હું માગી લઇશ. તે વખતે પણ બિલકુલ જીજ્ઞાસા વગર તમારે મદદ ને સલાહ આપવી પડશે. હું મારાથી બનતું કરી રહીશ ત્યારે તમને પરિણામ જણાવીશ—ફત્તેહ કે નિષ્ફળતા જે હશે તે. ત્યાં સૂધી—સમજ્યા ?"

કેપ્ટન સમજ્યો હતો. તેણે કંઇ પણ આનાકાની કર્યા વગર સંમતિ આપી કારણ કે તે પોતે આ બાબતમાં કંઇ કરી શકે એવી સ્થિતિમાં નહોતો. એવુંજ વચન જેસ્પરે તેજ દીવસે મેરીક પાસેથી પણ લીધું હતું અને વધારામાં પોતાને કેપ્ટનના ઘરમાં રહેવાનું બની શકે એવી ગોઠવણ કરવાનું તેને કહ્યું. "વેલેન્ડસના અમુક માણસો સાથે મારે દરરોજ સહવાસમાં આવવું પડશે. તેથી એક બે અઠવાડીયાં હું ત્યાં ઘરનાં એક માણસ તરીકે રહી શકું એવી તું કોઈ રીતે ગોઠવણ કરી શકે તો ઠીક પડશે–સમજ્યો ?

"બરોબર—હું તેમ કરી શકીશ."

* * *

કેપ્ટનને જ્યારે જેસ્પર ફરીથી મળ્યો ત્યારે તેની પાસેથી એવાજ પ્રકારની માગણી કરી; "કેપ્ટન, મારે બધી હકીકત પુરેપુરી જાણવાને માટે તમારા ઘરમાં થોડા દિવસ રહેવું પડશે. અને હું ત્યાં રહી શકું એવી ગોઠવણ તમારે કરવી પડશે. પણ મેરીકના, મનમાં વહેમ આવે એવી રીતે તે થવું જોઇએ નહિ. મીસીસ મેરીકના ઓરડાઓની છેક નજીકમાં હું રહેવા માગું છું, અને મારો હેતુ તેના—મેરીકના જાણવામાં આવવો જોઇએ નહિ. એવી રીતે મારી જગ્યા કરી શકશો ?"

"ખુશીથી–તું જો કંઈ બહાનું બતાવી આપે તો."

"તે હું કરી શકીશ." અને તે પ્રમાણે તેણે જલદીજ કર્યું; જેમ ફ્રોઇને બધી હકીકતથી વાકેફ કરીને, સમજાવીને મુસાફરીએ મોકલવાનું નક્કી કર્યું. જેમ ફ્રોઇ પણ કેનને સારી રીતે પિછાનતાં હતાં એટલે તેણે કબુલ કર્યું. છેવટની ગોઠવણ એ મુજબની થઇ કે જેમ ફ્રોઇ તેની વિધવા નણંદને મળવા ઑસ્ટ્રેલીયા જાય; કેનેથ વીશીમાં રહીને ખાય તે તેમને પસંદ નહોતું તેથી મીસીસ વેલેન્ડને કહીને જેમ ફ્રોઇએ, કેનેથ જેસ્પર તેટલો વખત કેપ્ટનના ઘરમાં રહે એવી ગોઠવણ કરી આપી. અલબત્ત જેમ ફ્રોઇનાં ઘરની કુંચી તો જેસ્પરની પાસેજ રહેવાની હતી.

---

## પ્રકરણ ચોદમું.



### "હું ચેતીને ચાલીશ."

મીસ જેસ્પર ઉપરની ગોઠવણ કરી ગયાં તે રાતે ખાણાં વખતે કેપ્ટને, કેનેથ જેસ્પર રહેવા આવવાનો છે, એ ખબર બધાંને કહી તે સાથે કારણ પણ જણાવ્યું.

" એ ગોઠવણુથી આપણુને પાછું પહેલાંના વખત જેવું ગોઠી જશે. મેરીક, જેસ્પર ઘણોજ મળતાવડો છે."

" તે જાણીને હું ખુશી છું. એક ખુશાલ ને હસમુખા માણસની આ ઘરમાં હમણાં જરૂર છે—અને મને તો તે ઘણુંજ પસંદ પડશે. મને લાગે છે કે હું બધાંને મારા અતડાપણાથી હમણાં કંટાળો આપતો હોઇશ. પણ મારો ઇલાજ નથી. હું ફરી કદી પહેલાં જેવો બની શકીશ નહિ, એવી મને બીક રહે છે."

" તમને ઘણોજ સખ્ત આઘાત થયો છે, મેરીક." મીસીસ વેલેન્ડે ધીરેથી કહ્યું. " પણ હજી તમે ઘણા જુવાન છો તેથી નિરાશ થવું જોઇએ નહિ."

" લાગણીમાં તો " તેણે ઉદાસીથી કહ્યું. " હું ઘરડો—ઘણોજ ઘરડો છું."

" વખત જતાં આપણુને બધાંને ગોઠી જશે." ક્રેમ્ટને કહ્યું. " મેરીક તું હમણાં હમેશાં એકાંતજ શોધે છે."

" ક્રેમ્ટન, તમને ખબર નથી. હમણાં મારા મનમાં એકજ વિચાર ઘોળાયાં કરે છે. અને તેજ વિચાર બધાંને જણાવવા માગું છું. પણ જણાવી શકું તેવી સ્થિતિમાં નથી. એટલે હું કોઇનો સહવાસ રાખવા ચાહતો નથી. એવી રીતે જરા વધારે વખત ચલાવી લેશો એટલીજ મારી ઇચ્છા છે."

મીસીસ વેલેન્ડ અને ગ્લેન ખાણા ઉપરથી ઉઠીને ગયાં ત્યારે બારણાં બહાર જઇને મીસીસ વેલેન્ડે ગ્લેનને કહ્યું. " ગ્લેન, દીકરી, અત્યારમાં તારા ઓરડામાં જતી ના રહેતી. લાયબ્રેરીમાં બેસ. હું હમણાં ત્યાં આવીશ. મારે તારૂં જસ કામ છે."

" બહુ સારૂં, મમ્મા." ગ્લેને જવાબ આપ્યો, અને લાય-

બારી તરફ ગઈ. પણ તરતજ પાછી ફરીને તે મીસીસ વેલેન્ડની પાછળ ગઈ ને બારણામાં ઉભી રહી.

"કેમ ગ્લેન? અંદર આવ દીકરી" મીસીસ વેલેન્ડે કહ્યું. પણ ગ્લેનના ચ્હેરા ઉપર ચિંતાની છાપ જોતાં ચમકી અને બારણું બંધ કરી પૂછ્યું. "ગ્લેન, દીકરી શું છે?"

"મમ્મા, તમે કદી આમ થવા દેશો નહિ." ગ્લેને કહ્યું. તેના અવાજ ઉપરથીજ તેનો મનોવિકાર જણાઈ આવતો હતો: જો કે તે છુપાવવાને તે પ્રયત્ન કરતી હતી. "તેને અહિંયાં આવવા દેવો નહિ જોઇએ."

"તું કેનેથ જેસ્પર વિષે કહે છે, ગ્લેન?"

"હા."

"પણ તેનું કારણ?"

"કારણ!—કારણ કે તેની સાથે એકજ ઘરની અંદર રહીને જીંદગી ગુજારવી એ મને અસહ્ય થઇ પડશે."

મીસીસ વેલેન્ડ થોડી પળ સુધી ચુપકીદીથી છોકરી સામું જોઇ રહી. પછી ધીમેથી દૃઢ અને આજ્ઞાસુચક શબ્દોમાં પણ મધુર અને માતૃપ્રેમથી ભરપુર અવાજમાં ગ્લેનને તેણે કહ્યું "વ્હાલી દીકરી, અત્યાર સુધી મારામાં તેં વિશ્વાસ મૂકયો છે. તારી દરેક ગુપ્ત વાત હૃદય ખોલીને તેં મને કહી છે. તે હવે તું છોડી દેવા ઈચ્છે છે? અને તે પણ અત્યારે-આવે વખતે? તારી બ્હેનના મરણના દિવસથી તારા મન ઉપર કોઇ પણ પ્રકારનો ભાર છે. મારા ઉપર વિશ્વાસ રાખ. ખચિત, તને તે ભાર સહન કરવામાં અગર તેને વશ કરવામાં હું મદદ કરી શકીશ. તારા પિતાનો પાલ્ય થોડા વખત સુધી આપણે ત્યાં મહેમાન તરીકે રહે તેમાં હરકત શું છે?"

" હરકત એજ કે તે એક–જાસુસ તરીકે આવે છે ? "

" ગ્લેન ! "

" હું ખરૂં કહું છું. મમ્મા, તે ખરૂં છે એમ તમે પણ જાણો છો. પિતાજીએ ખાણા ઉપર એ વાત કહાડી ત્યાર પહેલાંથી તમે એ વાત જાણતાં હતાં."

" તો–તેથી શું–દીકરી ? "

" મમ્મા, તમે ત્રણ–પિતાજી, તમે અને કેનેથ જેસ્પર–મારી બ્હેનના વિલક્ષણ મૃત્યુનાં કારણની શોધ કરવા માંગો છો ? ખરી વાત ? "

" અને તેમ હોય તો શું ? તે ભેદ ઉકેલવાની તારી ઇચ્છા નથી ? "

" ઘણી વખત મેં પિતાજીને કહેતાં સાંભળ્યા છે કે કેનેથ જેસ્પર આશ્ચર્યકારક સંશોધન શકિત ધરાવે છે; અને મને અનુભવ છે કે તે વાત ખરી છે. તે આ ઘરમાં આવશે તો તોહોમત કોના ઉપર મૂકશે તે તમે જાણો છો ? "

" તોહોમત ? આ ઘરમાંથી તો કોઇના ઉપર નહિજ."

" તમે ભૂલો છો, મમ્મા." ગ્લેને ટટાર થતાં કહ્યું " તેણે અત્યાર આગમચ શું શોધી કહાડયું છે તેની તમને ખબર નથી એમ જણાય છે. કેનેથ જેસ્પર મારા ઉપર જાસુસી કરવા મારા ઘરમાં આવવાનો છે."

" ગ્લેન, તું ગાંડી થઈ છે કે શું ? "

" હજી સુધી તો નહિ. પણ હું કહું છું તે ખરૂં છે. મમ્મા તેણે શું જાણી લીધું છે તે હું તમને કહું ? "

" કહે જોઇએ ? "

"તે જાણે છે કે ડોરીસના હાથમાં પિસ્તોલ હતી તે બીજી ધારતા હતા અને હજી ધારે છે તેમ તેની નહોતી પણ મારી હતી."

"મારા પ્રભુ ! તું શું બકે છે ગ્લેન ?"

"અને તે પહેલા દિવસની રાતરે તમે બધાં જ્યારે મને ઘણી માંદી ધારી, ઓરડામાં સૂતેલી ધારતા હતા તે વખતે હું-ચોરી છુપીથી ડોરીસનું મૃત શરીર જે ઓરડામાં હતું ત્યાં એકલી ગઇ હતી એ પણ તેણે શોધી કહાડયું છે."

"તું ?" મીસીસ વેલેન્ડે અતિશય કષ્ટથી પૂછયું.

"હા—હું."

"ગ્લેન—તેનો અર્થ શું ?"

"મમ્મા—હું તે કહી શકતી નથી—એટલે કે અર્ધ રાત્રિએ તેના ઓરડામાં જવાનું કારણ કહી શકતી નથી. પિસ્તોલ તો તેના હાથમાં કેવી રીતે આવી તે હું જાણતી નથી."

"પણ ગ્લેન—હું તને સારી રીતે ઓળખું છું. તને કંઇ વહેમ હશેને ?"

બન્ને જણાં ફીક્કાં પડેલાં હતાં અને બન્ને ધીમેથી વાત કરતાં હતાં. ગ્લેન એક પળ છાની રહી. પછી તેણે તેની માનો હાથ પકડી કહ્યું. "માજી, મેં આ સંબંધી ઘણો વિચાર કર્યો છે. ફરી ફરીને મેં તે મનમાં તપાસી જોયું છે; ને મારી ખાત્રી થઈ છે કે આપણે હમણાં જે વાતો કરી તે વિશે મારે કંઇ કહેવું નહિ; અને તમે એ જાણોછો એમ તમારા શબ્દોથી કે કૃત્યોથી જણાવવા દેવું નહિ, એજ ઉત્તમ છે. આ ભયંકર ભેદનો ખુલાસો થઈ શકે એવું હું કંઇ પણ કહી શકું એમ નથી—એક શબ્દ પણ નહિ. અને હાલની સ્થિતિ સુધારવા જેવું પણ હું કંઇ કહી શકું એમ

નથી. પણ, હું આજીજી કરૂં છું કે કેનેથ જેસ્પરને જાસુસ તરીકે આપણા ઘરમાં ના આવવા દો. તેને મારા ઉપર વ્હેમ છે."

"ના—"

"તેણેજ મને તે કહ્યું છે."

"ગ્લેન, તું ગાંડી થઈ છે."

"કેટલીક વખતે તેમ થવાની મને ઘણીજ ઇચ્છા થાય છે મમ્મા. આપણે આમાં સંપ કરવો જોઇએ. હું ખાત્રીથી માનું છું કે મારો વિચાર સર્વોત્તમ છે, અને ન હોય તો પણ મારે એજ રસ્તો ગ્રહણ કરવો પડે એમ છે. ઓહ! હું માગી લઉં છું કે આ ઘરમાં શોધ થવા દેશો નહિ ને તમે તેમાં સંમતિ આપશો નહિ."

ગ્લેન બોલતી હતી તે વખતે તેની માએ ધીમે ધીમે સત્તાયુક્ત દેખાવ ધારણ કર્યો હતો અને તેનો અર્થ ગ્લેન બરોબર સમજતી હતી. ગ્લેન બોલી રહી એટલે મીસીસ વેલેન્ડે કહ્યું. "ગ્લેન, તારાથી બની શકે એમ હોય તો તારે મારા સવાલના જવાબ આપવા પડશે. આ પિસ્તોલની બાબતમાં હું કંઈ જાણતી નથી, અને તારી તે રાત્રિની છુપી મુલાકાત વિશે હું હમણાં તો કંઇ બોલીશ નહિ. પણ મને કહે કે તારી બ્હેનના મૃત્યુના કારણ વિશે તારા હૃદયમાં કંઇ સંદેહ છે?"

"ડોરીસ મેરીક પોતાને હાથેજ મરી ગઇ છે સમજ્યાં? પોતાને હાથેજ. અને બીજી વાત આપણે સાંભળવી પણ જોઇએ નહિ."

"મારૂં પણ એમ માનવું છે. પણ—કોઇ પણ રીતે તે માટે કોઈ બીજો જવાબદાર છે. ગ્લેન, મને તારા ઉપર પૂર્ણ વિશ્વાસ છે. મને પ્રથમથીજ એવું લાગ્યા કરે છે કે તું આ બાબતનો કોઇ

પણ હુયેં ભેદ જાણે છે. તું હજી પણ તે કહેવાની ના પાડશે તો હું એમજ માની લઇશ કે વચનથી અથવા બીજી રીતે તું મુંગી રહેવાને કોઇની સાથે બંધાઇ ગઇ છે. હું ખરી છું? હા કે ના નોજ જવાબ આપ."

"તમે ખરાં પણ છો ને ખોટાં પણ છો. હું કંઇ કારણ કે હેતુ જાણતી નથી. તેમ મને વ્હેમ પણ નથી કે અનુમાન પણ કરી શકતી નથી. અને—હું મુંગી રહેવા બંધાઇ, ગઇ છું એ વાત ખરી છે."

"આહ!" મીસીસ વેલેન્ડ ગ્લેન આગળ આવીને ઉભી અને બોલી." "ત્યારે ગ્લેન, હું ખાત્રીથી માનું છું કે, આ કૃત્ય બાબત બીજો કોણ જવાબદાર છે તે તું જાણે છે અથવા જાણે છે એવું તું માને છે."

ગ્લેન આડું જોઇને-મુંગી હાલ્યાચાલ્યા વગર બેસી રહી.

"તું કહે છે કે કેનેથ જેસ્પરે આ ઘરમાં જાસુસ તરીકે આવવું નહિ. તે બાબતમાં ચોખવટ કરવી જોઇએ છે. તું શું એમ માને છે કે આ ગોઠવણ તારા પિતાની કે મારી ઇચ્છાથી થઈ છે?"

"ત્યારે—એમ નથી?"

"પહેલેથીજ અમે બન્ને આ બનાવનું કારણ જાણવાને આતુર છીએ. અમે એવો નિશ્ચય કર્યો કે, કોઈ બીજા અજાણ્યા ડીટેકટીવ કરતાં કેનેથે એ કામ ઉપાડી લેવું. અને તેમાં કેનેથે સંમતિ આપી."

"કયારે મમ્મા? તેને કેટલો વખત થયો?"

"ગયા અડતાળીશ કલાકની અંદર."

"અને—તેના અહિં આવવાનો વિચાર કોનો સુજાડેલો છે?"

"તેનો પોતાનો."

"તેનો ?" ગ્લેનના અવાજમાં, દેખાવમાં એકાએક ધિક્કાર જણાયો. તે ઉઠી અને તેની મા આગળ આવીને ઉભી રહી બોલી. "ત્યારે એ ભલે આવે." અને એમ કહી તેણીએ ચાલવા માંડયું.

"અને તું—તું એ તારા ઉપર વ્હેમ લઇ જાય એવું તો કંઇ નહિ કરેને ?"

"તેને મારા ઉપર વ્હેમ છેજ."

"ત્યારે તો એણે તને વધારે સારી રીતે ઓળખવી એ જરૂરનું છે. પણ હું માનું છું કે તું ભુલે છે. તારા વિશે કોઇ બીજાને પણ વ્હેમ જાય નહિ."

"વળી પાછાં તમે ભુલ્યાં, માજી. ડૉક્ટર રૅાથ પણ મને શંકાથી જુએ છે."

"તદન અશક્ય."

"બિલકુલ નહિ. ડોરીસ પોતાની જાતે મરી ગઈ એમ એ માને છે કે કેમ તે એને પૂછીને ખાત્રી કરો."

"તે બીજું શું માની શકે ?"

"ગમે તે. ડૉક્ટર રૅાથ ડોરીસને ચાહતા હતા. તેને નિર્દોષ ઠરાવવાને તે કંઇ પણ નહિ કરે એમ તમે માનો છો? તે માણસ દૃઢાગ્રહી અને ઝનુની છે અને—કેનેથ જેસ્પર જાણે છે એ હકીકત તે પણ જાણે છે."

"જાણવા દો. મારૂં સાંભળ, ગ્લેન. હું જોઈ શકું છું કે તું એક વાત જાણે છે. પણ તે કહી શકતી નથી. તું વચનથી બંધાઇ છે તેથી એમ કરે છે. અગર પોતાની લાગણીથી એમ કરે છે. તે હું તને પુછતી નથી. હું તને કંઇજ પુછીશ નહિ. મને તારામાં પૂર્ણ વિશ્વાસ છે. પણ મેં દૃઢ નિશ્ચય કર્યો છે કે કેનેથ જેસ્પરને, આ ભેદ ઉકેલવામાં દરેક તકે આપણે મદદ આપવી જોઇએ. ડોરીસના

મરણનું કારણ આ ઘરમાંજ હશે તો પણ કેનેથને માટે સઘળાં દ્વાર ખુલ્લાં રહેશે. હાલની શંકાયુક્ત સ્થિતિ કરતાં બીજું ગમે તે સહન કરી શકાશે."

"બહુ સારૂં. માજી હું હવે વધારે બોલીશ નહિ. પણ મને ભીતિ છે કે તમે પસ્તાશો. યુજીન જાણે છે?"

"ના. આપણે ચારજ—હું-તું, તારા પિતા અને જેસ્પર—જાણીએ છીએ."

"તમે ભૂલો છો ડૉક્ટર રૅાથ રહી ગયા."

"હા. તે પણ ખરા કદાચ."

ગ્લેન બહાર જવા બારણા તરફ ગઇ અને બોલી "હું મારા ઓરડામાં જાઉં છું માજી. મને રોકશો નહિ. હું કંઇ પણ હરકત કરીશ નહિ તે તમે જોશો. હવે શું થશે તે હું જાણું છું. હું મારો પાઠ ભજવીશ. કંઇ હરકત નહિ." એમ કહી તે રૂવાબમાંજ ચાલી ગઇ.

નીચે દાદર આગળ જ તેને યુજીન મળ્યો અને તેની સ્હામું જોયું અને બોલ્યો "ગ્લેન હું તમારી સાથે કેટલા એક દિવસથી વાત કરવા માગું છું જરા બ્હાર ખુલ્લામાં આવશો?"

ગ્લેને પ્રથમ સ્હેજ આંચકો ખાધો પણ એક પળ પછી તે બારણા તરફ આગળ ચાલીને મેરીક તેની પાછળ ગયો. બ્હાર ઘરથી થોડે દૂર એક માંડવો હતો તેમાં બન્ને જણા જઇને બેઠાં. પછી ગ્લેને કહ્યું "શું છે યુજીન?"

યુજીને પોકળ અને ઉદાસીન અવાજે શરૂ કર્યું "ગ્લેન, તમને એકલીનેજ ડોરીસ એક મિત્ર તરીકે ચ્હાતી અને તમારા ઉપર વિશ્વાસ રાખતી હતી. હું અહિં આવ્યો ત્યારે તમે માંદાં હતાં અને હું પણ કંઇ વિચાર કરી શકું એવી સ્થિતિમાં ન્હોતો. તમારાં ભલાં માજીએ મને ખાત્રી આપી કે તમે કંઇ

જાણતાં નથી અને ડૉકટરે મને કહ્યું હતું કે તમને વાત કરાવીને ફરકેરવાં નહિ, હવે અત્યારે હું તમને પુછું છું કે તમે તેને છેલ્લાં મળ્યાં ત્યારે તે કેવી સ્થિતિમાં હતી ને શું બોલતી હતી ?"

"તમારી માગણી વ્યાજબી છે. યુજીન." ગ્લેને થોડીવાર તેની સ્હામું જોઇ રહી ને પછી કહ્યું "અને તદન સ્વાભાવિક છે. ડોરીસની હકીકત હું જાણું છું તેટલી પુછવાને તમારે અચકાવાની જરૂર નથી પણ હું વધારે કંઈ કહી શકું એમ નથી. ખાણાં પછી તે ઉપર ગઈ તે વખતે તે સુખી હતી. માજી પિયાનો વગાડવામાં પડયાં. હું મારા ઓરડામાં ચોપડી વાંચતી હતી. મને ગમ્યું નહિ એટલે હું ડોરીસના ઓરડામાં ગઇ; બારણાં આગળ મને જોઇનેજ ડોરીસ ચમકી; તે કાગળ લખતી હતી. મેં તેને મદદ કરવાનું પુછયું પણ તેણે ના કહીને કાગળ પૂરો કરવાની ઇચ્છા જણાવી લખવા માંડયું. એટલે હું તેને સલામ કરી મારા ઓરડામાં આવી ને ઉંઘ આવતાં સુધી વાંચ્યું."

"બસ—એથી વિશેષ કંઇ નથી ?"

"આહ ! હું ઇચ્છું છું કે વધારે કહી શકતે !"

"અને તેનો દેખાવ ? મને કહો—ફીક્કી નબળી જણાતી હતી ?"

"તેનો ચ્હેરો મારાથી જોવાયો નહોતો. પણ તેનો અવાજ કંટાળેલો લાગતો હતો. મેં ધાર્યું કે તમારાથી વિખુટાં પડવાને લીધે તેને એમ લાગતું હશે અને તે મેં વિચિત્ર ધાર્યું નહિ. તે વખતે પાછળથી બનાવ બન્યો તેનો મને ખ્યાલ પણ નહોતો."

મેરીક ફીક્કો થયો. "ત્યારે તેને જીવતી દેખનાર તમે છેલ્લાંજ હતાં નહિ ?"

"હું ધારૂં છું કે જેની પછીથી ગઇ હતી."

"ખરી વાત—મને સાંભર્યું."

ગ્લેને ચાલવા માંડયું, અને મેરીક તેની પાછળ ગયો. ઘરના બારણાં આગળ તે અટકયો અને ગ્લેનની સામું ફરી બોલ્યો. " આ ભેદ ઉકેલીને સત્ય જાણવાને આખી દુનિયાનો ખજાનો આપવા હું તૈયાર છું."

ગ્લેને પણ તેના સ્હામું તાકીને કહ્યું. " અને હું પણ તેને પાછી મેળવવાને મારૂં સર્વસ્વ આપી દેવા તૈયાર છું. હું તમારી જગ્યાએ હોઉં તો તેણે કેમ—"

" તેણે કેમ આપઘાત કર્યો એમ તમે કહેવા જતાં હતાં ?" મેરીક એકદમ ઉશ્કેરાઇ ગયેલો જણાયો. તેનો ચ્હેરો પહેલાં લાલ થયો ને પછી તરતજ ફીક્કો પડી ગયો. તેણે ગ્લેનનો હાથ સ્હેજ સખ્તાઇથી પકડીને કહ્યું. " ગ્લેન, તમે માનો છો કે ડોરીસે પોતેજ પોતાની જીંદગીનો અંત આણ્યો છે ?"

" બીજી માન્યતા શકય છે ખરી ?" ગ્લેને શાંતિથી જવાબ આપ્યો. " તમને શક છે—"

" મને કંઈ શક નથી. પણ હું જાણું છું કે ડોરીસનું ખૂન થયું છે." એમ કહી તે જતો રહ્યો.

ગ્લેન વેલેન્ડ પોતાના ઓરડામાં જઇ બારણું બંધ કરી ઓરડામાં આંટા મારવા લાગી. " ઠીક છે. મારે બે જણની સ્હામે થવાનું છે. પણ તેઓ મારી પાસેથી કંઇ કહડાવી શકશે નહિ. હું મુંગીજ રહીશ એટલે તેઓ કંઇ પણ કરી શકશે નહિ. હવે હું ચેતીને ચાલીશ."



# પ્રકરણ પંદરમું.

## શકય વાતો ઉપર ધ્યાન આપવું.

કેનેથ જેસ્પરના આવ્યાથી વેલેન્ડના ઘરનાં માણસોની રહેણી કરણી ઉપર કંઈ વધારે અસર થઈ નહોતી. ફક્ત કેપ્ટનને જરા વધારે ગમતું હોય એમ જણાતું હતું. મેરીક તો હમેશાની માફક અતડો અને અટુલોજ ફર્યાં કરતો હતો અને કવચિતજ ન છુટકે ઘરનાં માણસો સાથે બોલતો. જેસ્પર સાથે પ્રથમ તેણે જરા વધારે છુટ લેવા માંડી હતી; પણ ઘરના બીજા માણસોને વ્હેમ પડશે એવું બ્હાનું બતાવી જેસ્પરે તેને તેમ નહિ કરવા ચોખ્ખી સમજણ આપી દીધી હતી, એટલે મેરીક તો હમેશ માફકજ વર્તતો હતો. જો કે તેની આવી વર્તણુકથી બધાંને કોઈ વાર ઘણું આશ્ચર્ય લાગતું હતું.

ડોરીસને દફનાવી હતી તે કબરસ્તાન વેલેન્ડસથી થોડેજ દૂર હતું. મીસીસ વેલેન્ડને ડૉક્ટરે રોજ ફરવા જવાની સલાહ આપ્યાથી તે દરરોજ થોડાં ફુલો અને રોપા લઈ જઇને ડોરીસની કબરને શણગારતી હતી. કોઇ કોઇ વાર તેની સાથે ગ્લેન પણ જતી હતી. ત્રણ દિવસ પછી એક સવારે જેસ્પરને સારી તક મળી. તેણે ગ્લેન અને મીસીસ વેલેન્ડને ગાડીમાં ફુલોના ઢગલા સાથે ફરવા જતાં જોયાં. તે જાણતો હતો કે કેપ્ટન તેના વરન્ડામાં ન્યુસ પેપર વાંચતો હતો અને, તેણે ધાર્યું હતું તેમ મેરીક વરન્ડાની દિવાલ ઉપર હાથમાં હૅટ રાખીને બેઠેલો હતો. તેણે કેપ્ટનની પાસે જઇને કહ્યું. “મને એમ વિચાર આવ્યો છે, કેપ્ટન, કે અત્યારે હું ગામમાં જઇશ તો મને પેલી ચોપડીઓ મળી આવશે. તમે તો નહિ આવી શકો કેમ ?”

" નહિજ " કેપ્ટને જવાબ આપ્યો." યુજીનને તેડી જા. તેને ફાયદો થશે."

પણ મેરીકે ઉતાવળથીજ કહ્યું. " નહિ. હું હમણાંજ ફરવા જાઉં છું. વળી કોઇ વાર આપણે જઈશું."

એટલે જેસ્પર તબેલા તરફ ગયો અને મેરીક ફરવા ગયો. જેસ્પર તબેલામાંથી ગાડી જોડીને બહાર નીકળ્યો ત્યારે તેણે મેરીકને આઘે જતો જોયો. મેરીકથી દેખાય નહિ એવી જગ્યાએ જેસ્પર આવ્યો એટલે એક ઉંચી ઝાડી આગળ ઘોડાને બાંધી, પાછો ઘરમાં આવી કેપ્ટન આગળ ગયો—જે તેને આવી રીતે પાછો આવેલો જોઇને અતિ આશ્ચર્ય પામ્યો.

" કેપ્ટન " જેસ્પરે તરતજ કહ્યું. " કંઇ પૂછશો નહિ. વખત કિમતી છે, મને જવાબ આપો. ડોરીસના ઓરડાની કુંચી કોની પાસે છે ? "

" મીસીસ વેલેન્ડ પાસે."

" તમે લાવી શકશો ? "

" ખચિત."

" ઠીક ત્યારે. મારે તે હમણાંજ જોઇએ. પણ પહેલાં મને કહો કે તે દિવસ પછીથી તે ઓરડામાં કંઈ ફેરફાર કર્યો છે ? "

" થોડોજ. ચાકરોને એ ઓરડો સાફ કરવાનું ઘણું મન હતું. પણ મને પ્રથમથીજ વિચાર આવ્યો હતો. મેં મારી સ્ત્રીને કહી તે ઓરડાને તાળાંજ રખાવ્યાં છે. પછી તરતજ મેરીકે પણ એવીજ માગણી કરી. એટલે તે બંધજ છે."

" તમને ખાત્રી છે ? "

" એ—મેરીકે એક દિવસ તે ઉઘાડયા હતા. પણ તે તે જગ્યાથી બ્હીતો હોય એમ જણાય છે. તેણે પોતાની ટ્રંકો પણ ત્યાંથી ખસેડી નથી."

જેસ્પર એકદમ ઉઠયો. "તે તો વધારે સારૂં. તમે બરોબર કર્યું છે. અને હવે તમે કુંચી લઇ આવો તો બધા બહાર છે ત્યાં સુધીમાં હું મારી શોધ ચલાવું. અને આ વાત કોઇએ જાણવી જોઇએ નહિ. કોઇએ પણ નહિ હોં. અને બધીજ કુંચી મળશેને?"

"હા. મીસીસ વેલેન્ડે બધું પોતાના હાથેજ દીધું છે."

"કયારે?"

"તે દિવસે રૅાથે પેલી પિસ્તોલ કયાં મૂકવી એમ પૂછયું તે તને સાંભરે છે?"

"હા."

"તેં તેને પેટીમાં મૂકી ને પછી મીસીસ વેલેન્ડે બીજી બધી વસ્તુઓને કળ દીધી. પણ પછી બીજે દિવસે તેણે જઇને, મેજની કળ ઉઘાડી નાંખી, એવા હેતુથી કે મેરીક તે મેજ તપાસી શકે."

જેસ્પરના ચ્હેરા ઉપર સ્હેજ ગુંચવણ દેખાઈ આવી. "તમે એમ કહ્યું કે મીસીસ વેલેન્ડે મેરીક માટે મેજ ઉઘાડી રાખી?"

"હા. મેં જો કે વાંધો લીધો હતો."

"અલબત્ત. હવે વખત જાય છે. કુંચી લાવો."

વેલેન્ડે તેને કુંચી આપી એટલે તેણે કહ્યું. "હજી એક કલાક છે ને તે પૂરતો છે. પણ તમે અહિં નીચે ઉભા રહેશો તો ઠીક પડશે. મેરીક કે કોઇ બીજું અચાનક આવી ચડે તો તરત મને વખતસર ખબર આપજો."

"હું તે બાબત કાળજી રાખીશ."

જેસ્પર પછી તરતજ ઉપર ચાલી ગયો અને ઓરડો અંદરથી બંધ કર્યો ને કળ પણ અંદરથી ઢાંકી દીધી કે બ્હારથી કોઇ અંદર જોઇ શકે નહિ. પ્રથમ તેણે મેજને તપાસી–પોતાની પાસેની કુંચીથી તે ઉઘાડી, દીધી અને ફરી, ઉઘાડી, કુંચી અને કળની

રચના તપાસી-ને છેવટે તેણે પાછી મેજ બંધ કરી. “ મીસીસ વેલેન્ડે જો મેજ ઉઘાડી રાખી હોય તો તે બંધ હતી એમ મેરીકને કહેવાનું કારણ શું ? ઠીક છે. તે જોઇ લેવાશે.” કચરાની ટોપલી તેણે તપાસી પણ તેમાંથી કંઇ મળ્યું નહિ. પછી તેણે સગડી તપાસી. “ અત્યારે ત્યાં કંઇ નથી; પણ મેરીક કહે છે તેમ કટકાઓ ત્યાં ભરાઈ રહ્યા હોય એ બનવા જોગ છે.” પછી તે ટ્રંકો આગળ ગયો. પહેલી ટ્રંક તેણે ઉઘાડી પણ તેને ખોલ્યા વગર બડબડયો “નહિ તેમ કરવાની જરૂર નથી. મારી કલ્પના ખરી હોય તો ખરો આઘાત થતાં પહેલાં તે તૈયાર થઇ ગઈ હતી. મારે જોઇએ છે તે ચીજ એમાં નથી.” બીજી ટ્રંકને તેણે છેડી નહિ; ત્રીજી ટ્રંક તેણે ઉઘાડી પણ તરતજ પાછી તે બંધ કરી.

“ મીસીસ વેલેન્ડને એ કામ સોંપવું પડશે. એ જરા અસંભવિત લાગે છે પણ શકય તો છેજ. શકય વાતો ઉપર પણ ધ્યાન આપવું જોઇએ.” ફરી પાછો તે મેજ આગળ ગયો અને ઉઘાડીને જોયું તો માલૂમ પડયું કે તેને કોઇએ ખોલી હતી. તેણે પહેલા દિવસે મેરીકના સરનામા વાસ્તે તે ઉઘાડી હતી તે વખતે તેણે થોડાં બે માલૂમ નિશાન રાખ્યાં હતાં અને તે ઉપરથીજ તેને જણાઇ આવ્યું કે મેજને કોઇએ ખોલી હતી. મેજમાં તપાસ કરતાં તેને બે ચીજો ઉપયોગી મળી આવી. એક તો ગુલાબી બ્લોટીંગનો ચોખંડો કડકો હતો તે નવોજ હતો અને થોડો વપરાયલો જણાતો હતો. બીજી વસ્તુ દેખીતી રીતે નજીવી હતી. એક જીણા કાગળનો ટુકડો જણાતો હતો. પણ બારીકાઇથી જોતાં તે સંભાળથી વાળેલું જીણું પડીકું જણાયું. જેસ્પરને તે એક ખાનાનાં છેક છેડા ઉપરથી મળી આવ્યું. પહેલાં તો બેફીકરાઇથી તેને લીધું. પણ તેને હાથી જોતાં જેસ્પરની બેફીકરાઇ ઉડી ગઇ, અને એકદમ તેણે પડીકું ખુલ્લું કર્યું. તેની અંદર પાછાં બીજાં બે ત્રણ

જીણાં લાંબાં પડીકાં જણાયાં. તેણે તેમાંનું એક ખોલી જોયું અને ધોળા ભૂકામાંથી સ્હેજ કણી આંગળી ઉપર લીધી: અને ગજવામાંથી સૂક્ષ્મદર્શક યંત્ર કહાડી તેણે તે તપાસી ને પછી જીભ ઉપર મૂકી; પણ તરતજ કટાણું મ્હોં કરીને થુંકી નાંખી. “એજ. મેં ધાર્યું જ હતું!” તે એકદમ પોકારી ઉઠયો. “હા એજ. બીજું હોઈ શકેજ નહિ.” તેણે પાછું તેજ ખાનામાં તપાસ્યું તો એક કાગળનો કટકો ઉપાડી લેતાં તેનાથી “આહ!” બોલી ઉઠાયું. તે કટકો પેલા પડીકાના કાગળ જેવાજ કાગળનો હતો. પણ તેમાં કાંઈ હતું નહિ. તે પણ તેણે પેલા પડીકાં સાથે મૂકયો. “આજે ઘણુંજ સરસ કામ થયું છે એમ મને ભાસે છે.” જેસ્પર સંતોષથી બડબડયો. મેજમાંથી તેને બીજું કંઇ મળી આવ્યું નહિ. જેસ્પરે હવે પોતાને મળેલી ચીજો સંભાળથી પાકીટમાં બીડી પોતાની નોટબુકમાં મૂકી. હવે તેની શોધ પૂરી થઇ હતી; પણ એક બીજું કામ તેને કરવાનું બાકી હતું. તેણે બારીએ જઇને જોયું તો હજી કોઇ આવતું તેને જણાયું નહિ. તેથી ગજવામાંથી એક કુંચી કહાડી જે ટ્રંક તેણે પહેલાં ઉઘાડી નહોતી તે ઉઘાડી અને તેને જરૂર હતી તે ચીજ ઉપરજ, પોતે મૂકી હતી ને જગ્યાએજ, પડેલી હતી; તે ડોરીસના હાથમાંની પિસ્તોલ હતી. તેને ઉપાડી લઇને તેની જગ્યાએ ગ્લેનના હાથમાંથી છીનવી લીધેલી પિસ્તોલ મૂકવાનું કામ એક ક્ષણમાં તેણે પૂરૂં કર્યું. તે “જી. ડબલ્યુ”ના અક્ષરવાળી પિસ્તોલ પોતાના ગજવામાં સંતાડીને સંભાળીને મૂકી ને પેલી ટ્રંક બંધ કરી ત્યારેજ તેણે છુટકારાનો એક લાંબો દમ ખેંચ્યો. જતાં જતાં તેણે પેલી ત્રણ ટ્રંકો જે બંધ હતી તેની તરફ જોયું ને બડબડયો. “વિચિત્ર. ટ્રંકો અને તેની કળો બધી સરખીજ જણાય છે. બીજી બધી કુંચીઓ છે છતાં તેનીજ કુંચીઓ કેમ જણાતી નથી. આહ!” તે એકદમ તે ટ્રંકો પાસે ગયો;

છેલ્લી ટ્રૂંકને જરા તપાસી હલાવી જોઇ પણ ભારે લાગી. છેવટે તેણે તેના પટાઓથી પકડીને એક છેડેથી ઉંચકી અને ઉભી કરી તો તેણે શું જોયું? ટ્રૂંકની નીચે જમીન ઉપર એક કુંચી ને કાગળનો કડકો પડેલો હતો. જેસ્પરે તે બન્ને વસ્તુઓ ઉપાડી લીધી. તે કડકો પેલા મેરીકને જડેલા કડકા જેવોજ હતો; પણ તે કુંચી—મીસીસ વેલેન્ડના ઝુમખામાંની એકે કુંચીને મળતી નહોતી; તેમ એવી કુંચી તેણે કોઇ દિવસ જોઇ પણ નહોતી. તેનો ચ્હેરો કડક અને ઉગ્ર થયો. "આહ! આ એક અગત્યની ચીજ મળી આવી છે અને તેથી કદાચ મારી કલ્પના ફેરવવી પણ પડે." તેણે તે કુંચીને પણ નોટબુકમાં મૂકી.

——:o:——

## પ્રકરણ સોળમું.



### "મારે માહિતી જોઇએ છે."

તરતજ બારણા ઉપર ટકોરા વાગ્યા. જેસ્પરે ઉતાવળથી બધું ઠીકઠાક કરી નાખ્યું ને બ્હાર આવીને કુંચી વેલેન્ડના હાથમાં નાંખતાં બોલ્યો "બારણાંને કળ દઈ દો. હું જાઉં છું." અને ઉતાવળથી નીચે ઉતરી ગયો. કેપ્ટન વેલેન્ડ નીરાંતે બારણું બંધ કરી ધીમે ધીમે નીચે ઉતર્યો ત્યારે મેરીક દરવાજામાં પેસતો હતો. મેરીકને તેણે આવતાં આઘેથી જોયો હતો તેથીજ તેણે જેસ્પરને ચેતાવીને મોકલી દીધો હતો.

દરમ્યાન જેસ્પરે બ્હાર નીકળી ગાડી છોડી ગામ તરફ દોડાવી, અને સીધો ડૉકટર રૅાથને ત્યાં ગયો. ડૉકટર બહાર દરવાજા આગળ તેની બગીમાંજ બેઠો હતો.

"છટ્ ડૉકટર, તમારે હમણાંજ જવાનું છે?"

" નહિ. હું તો બ્હારથી આવ્યો છું."

" ત્યારે તો સારૂં. તમે થોડી મીનીટ મારી સાથે ગાળી શકશો ?"

રૅાથે ડોકું હલાવી હા કહી; અને બન્ને અંદર ગયા.

" બારણું બંધ કરજો, ડૅાકટર મારે તમારી સાથે પેલા સંબંધી વાત કરવી છે."

" બહુ સારૂં " ડૅાકટરે ટુંકામાં પતાવ્યું. અને બારણું બંધ કરી અંદર જઇ કપડાં બદલી આવી જેસ્પરની સ્હામે આવીને બેઠો. સીગારેટની ડાબડી પણ સાથે લાવ્યો હતો તેમાંથી એક જેસ્પરને આપી.

" તારે સીગારેટ પીવાની ઇચ્છા ન હોય તો વાત ચલાવ."

" હું પછી પીશ હમણાં તો વાત કરવા માંગું છું, અને તમને વાત કરાવવા માગું છું. પ્રથમ તો આ શું છે તે કહો " અને એમ કહી જેસ્પરે ગજવામાંથી પેલાં પડીકાં કહાડી તેમાંનું એક ડૅાકટરના હાથમાં મૂકયું. ડૅાકટરે તેમાંથી આંગળીના ટેરવાં ઉપર થોડી રજકણો લઇ જીભ ઉપર મૂકી પણ તરતજ જોરથી થુંકી નાંખી.

" બાહ ! આ તો સારી જાતનું સલ્ફેટ ઑફ મોરફીઆ છે– ઝેરી—અફીણનું સત્વ છે."

" મેં એમજ ધાર્યું હતું."

" તને એ કયાંથી જડયું ? "

" આ બધાં મને ડોરીસના મેજમાંથી મળી આવ્યાં."

" કયારે ? "

" કલાક પણ નહિ થયો હોય."

"એમ ત્યારે ! મને ખાત્રી હતી કે તું પાછળ પડશેજ. આ હવાઓ મેંજ આપેલી હોય એમ તું ધારે છે ?"

"આહ ! મેં એનો તો વિચારજ કર્યો નહોતો." બન્નેની આંખો મળી, અને તે દૃષ્ટિમિલનમાં તેઓએ મુગી છુપી વાતચિત કરી લીધી. જેસ્પર પછી બોલ્યો.

"તમને વાંધો ન હોય તો મને કહેશો કે આમાં ઝેરનું પ્રમાણ કેટલું છે ?

"તારા જેવા માણસને પણ બાર કલાક સુધી ઉંડા ઘેનમાં નાંખી દેવા જેટલું છે."

"સારૂં !"

"એમ કે ! તને બીજું કંઇ મળી આવ્યું ?"

"હું તમને પછીથી કહીશ." હમણાં તો હાલની પરિસ્થિતિ ઉપર તમારો અભિપ્રાય મારે જોઇએ છે. મેં કામ માથે લીધું છે તે બાબત તમે શું કહોછો ?"

"અલબત્ત. તે તો તારે કરવાનુંજ હતું. પહેલેથીજ એતો જણાઇ આવતું હતું."

"ઠીક. એમ ભલે હોય. પણ તમને તે વાત પસંદ છે? તમારો અભિપ્રાય શું છે ?"

ડૉકટરનો ચ્હેરો ગંભીર અને કડક થયો. તે થોડીવાર ચુપ રહ્યો અને પછી બોલ્યો. "હા. હવે હું પસંદ કરૂં છું. એમ થવાનુંજ હતું. આવા ભેદને ઉકેલ્યા શિવાય કોઇ પણ સ્થિરતાથી રહી શકે નહિ. પણ મને લાગે છે કે આ તપાસ ખાનગીજ રહેવાની છે."

"અલબત્ત. ડૉકટર આપણી સ્થિતિ અત્યારે શું છે તે હું તમને કહેવા ઇચ્છું છું, અને મારે તમારી મદદની પણ જરૂર પડશે."

ડૉકટરે માથું હલાવ્યું અને જેસ્પર બોલવા જતો હતો તેને અટકાવીને પુછયું. "ઉભો રહે—કેપ્ટન વેલેન્ડ તું શું કરે છે એ જાણે છે ?"

"કેપ્ટન વેલેન્ડે મને પૂર્ણ અધિકાર આપ્યો છે. મારી મરજીમાં આવે ત્યાં સુધી એ બાબતમાં હું શું કરૂં છું તે પણ એ જાણવાના નથી. અને તે બરોબર લાગે છે ને ?"

"હા. તેં સારો રસ્તો લીધો છે."

"તેજ એક રસ્તો ખુલ્લો હતો. બીજી કોઇ રીતે આવું નાજુક કામ હું હાથપર લઈ શકું એમ મને લાગ્યું નહિ."

"હવે તારી વાત કર."

"એટલે—"

"આમ જો જેસ્પર. તું મારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી શકશે તે બદલ હું ખાત્રી આપું છું. પરંતુ બધીજ બાબતોમાં આપણે મળતા થઇશું એમ હું કહી શકતો નથી."

"હું અશકય વાતો નહિ કરૂં ડૉકટર. અને હવે હું મારી સ્થિતિ જણાવીશ." તેણે પછી કેપ્ટન અને મેરીક સાથેની વાતચિતથી માંડીને છેલ્લી ઘડી સુધીની તેની હિલચાલ ડૉકટરને કહી સંભળાવી.

"કેપ્ટન અને મેરીક સાથેનો તારો સંબંધ" ડૉકટરે ટીકા કરી. "તારે એક બીજાથી કેટલો છુપાવવો તે તારે જોવાનું છે. પણ એ લોકો એક બીજા ઉપર વ્હેમ શા માટે નાંખે છે તે હું સમજી શકતો નથી. શિવાય કે, કોઇના ઉપર પણ વહેમ લઈ જવાથી આ અનિશ્ચિત ભેદનો ભાર મન ઉપરથી ઓછો થાય એવા વિચારથી તેઓએ એક બીજાનાં નામ દીધાં હોય. તને એ તોહોમતમાં સ્હેજ પણ સત્ય જણાય છે ખરૂં ?"

"તે તો—ડૉકટર આથી પણ ઓછી સંભવિત બીનાઓ ઉપરથી આથી વધારે ગુંચવણ ભરેલા કેસો ઉકેલી શકાયા છે. તે તો ઠીક. પણ કેપ્ટન પિસ્તોલ લઈને ફરતા હતા તે બાબત તમે કંઈ જાણો છો?"

"હા. કેપ્ટને એવી ધારણા રાખી હતી ખરી."

"ત્યારે તો તે એમ કરતોજ હશે."

"અલબત્ત."

થોડીવાર સુધી બન્ને જણા ચૂપ રહ્યા. પછી ડૉકટરે પૂછયું "જેસ્પર તારી કામ કરવાની પદ્ધતિથી મને વાકેફ કરવા તું ધારે છે? કે ફક્ત તને મદદ કરવાના એક મુગા હથીયાર તરીકેજ મારો ઉપયોગ કરવા તું ધારે છે?"

જેસ્પર સહજ હસ્યો.

ડૉકટરે આગળ ચલાવ્યું "મેં જોયું કે મેરીકે તને કટકાઓ આપ્યા છે તે સંબંધમાં તેં ફક્ત ઈસારોજ કર્યો છે ને વળી બ્લોટીંગનો કડકો તું શું કામ લઈ આવ્યો તે પણ તેં જણાવ્યું નથી."

"ડૉકટર" જેસ્પરે જવાબ આપ્યો "હમણાં હું બધું મોઘમજ કહું છું તેનું કારણ એટલુંજ છે કે મારા પોતાના મનમાં પણ હજી બધા વિચારો અને કલ્પનાઓ ચોખી રીતે ગોઠવાયાં નથી. મારા મનમાં પણ હજી બધો ખીચડોજ છે. અને એ બધો ખીચડો તમારી આગળ મૂકું તો તમને હાસ્યજનક લાગ્યા વગર રહે નહિ. અને તેવી રીતે પ્રથમથીજ વિચારો તોડી પાડવાનો મારો ઈરાદો નથી. મારી પાસે જેમ જેમ સાબિતિઓ આવતી જશે તેમ તેમ હું તમારી આગળ રજુ કરીશ."

"હું સમજું છું, જેસ્પર." ડૉકટરે આગળ નમીને જેસ્પરનો હાથ પકડતાં કહ્યું. "અને હું ફક્ત એકજ શરત કરવા માગું છું."

"અને તે?"

"મને ડોરીસ મેરીકની શુદ્ધ અને અદુષિત જીંદગી ઉપર પૂર્ણ વિશ્વાસ હતો. તારી તપાસમાં તને એના ઉપર કોઇ પણ પ્રકારનો વહેમ લઇ જવા જેવું જણાઈ આવે તો, મને વચન આપ કે તે પ્રથમ મને જણાવ્યા વગર અને તેના ઉપર મારા વિચારો જાણ્યા વગર તું આગળ પગલાં ભરશે નહિ. જેસ્પર, ડોરીસ મેરીક, કોઈ અચાનક ભયંકર આઘાતના પરિણામે પોતાનો જીવ લે એ સંભવિત લાગે છે. પરંતુ મારી એટલી તો ખાત્રીજ છે કે તે પોતાની નામોશી કે શરમ છુપાવવા મરી નથી. તે પોતાને હાથે મરી હોય કે કોઇ બીજાને હાથે મરી હોય પણ તેણે પરમાર્થ ને ખાતર જીંદગીનો ભોગ આપ્યો છે એમ હું ખાત્રીથી માનું છું. અને તેના શુદ્ધ પવિત્ર નામ ઉપર વ્હેમની નજરથી જોનાર આજથી મારો શત્રુજ છે એમ હું માનીશ."

"રૅાથ" જેસ્પરે ધીમેથી શાન્તિથી કહ્યું "હું તમારૂં કહેવું સમજું છું. અને તમારી લાગણીઓ માટે મને માન છે. હું ખાત્રી આપું છું કે મારા આ પ્રયત્નમાં મને જે કાંઇ છેવટે માલૂમ પડી આવશે તે પ્રથમ તો આપણે બેજ જાણીશું, અને પછી ડોરીસના બીજા મિત્રો જાણશે. અને ત્યાર પછીજ જાહેરમાં આપણે કેટલું મૂકવું તે નિશ્ચિત કરીશું. ડોરીસ મેરીક અને એક બીજા માણસનું નિર્દોષપણું સાબિત કરવા ખાતરજ મેં આ બાબત માથે લીધી છે."

"એક બીજું માણસ?" ડૅાકટર પાસે આવ્યો ને કહ્યું "જેસ્પર, મને લાગે છે કે આપણે એક બીજાને સમજ્યા છીએ. અલબત્ત તું મારી મદદ ઉપર આધાર રાખજે."

"તો પછી વેલેન્ડ અને મેરીકની સાથે મેં જે શરત કરી છે તેજ શરત તમારી સાથે કરવા માગું છું. તમારે મને કંઇ પણ પૂછવાનું નથી. મારે જરૂર હશે ત્યારે મદદ માટે હું તમારી પાસે આવીશ; અને તે વખતે કંઇ પણ સવાલો કર્યા વગર તમારે મદદ આપવી પડશે. પણ હું તમને એટલું જણાવું છું કે બીજા બેને જેટલી હું મારી હિલચાલની વાત કરીશ તેના કરતાં તમને હું વધારે કરીશ. તેનું કારણ સ્પષ્ટ છે."

"હા."

"બેસો." જેસ્પરે ડૉકટરને બેસાડતાં કહ્યું "હું તમારી પાસેથી તરતજ કામ લેવા માગું છું. મારે કેટલીક માહિતી જોઇએ છે."

——:o:——

## પ્રકરણ સત્તરમું.



### ભૂકી શું કરી શકે?

ડૉકટર બેઠો. જેસ્પરે એક પડીકું હાથમાં લઇ કહ્યું "આ એક પડીકાંની અસર એવી દવા લેવાની ટેવ ન હોય તેના ઉપર કેવી થાય તે હું જાણવા માગું છું. તેનાથી મરણ થાય ખરૂં?"

"એક નાનાં છોકરાંનું તો મરણ થાય. પણ ઉમ્મરલાયક માણસને તો ફક્ત ઘેનમાંજ નાંખે."

"ઉંઘવા જતી વખતે કોઇ માણસે આ લીધું હોય તો તેની અસર કેટલી થાય?"

"તારા સવાલો વધારે સ્પષ્ટ થવા જોઇએ. કોઇ પણ બે માણસોને તે સરખી રીતે અસર કરે નહિજ. નબળા માણસ જેટલું

એક મજબુત માણસને આથી ઘેન ચડે નહિ. કોઇ થાકી ગયેલું માણુસ, જો સુતી વખતે આ લે તો આખી રાત તે સૂઇ રહે ને કદાચ સવારે પણ જાગી શકે નહિ."

"ઠીક. હવે કહો. આ પાઉડર મીસ વેલેન્ડે રાત્રે નવ દશ વાગે લીધો હોય તો તેને કેવી અસર કરે?"

ડૅાકટરે તેની સામું જોયું "હું તારો ભાવાર્થ સમજ્યો. અને —હા તેનું ઘેન અને માંદગી તે કદાચ આમાંના એક પડીકાનુંજ પરિણામ હોય, પણ તેમજ હતું એમ હું નથી કહી શકતો."

"તમે તે સવારે શું પરીક્ષા કરી હતી તે કહેશો?"

"મને અફીણના સત્વનોજ વહેમ ગયો. તેથી મને આશ્ચર્ય પણ લાગ્યું હતું: કારણ કે હું જાણતો હતો કે મીસ વેલેન્ડને અફી-ણના સત્વના ડોઝથી એવીજ અસર થાય અને તે મીસ વેલેન્ડને પણ ખબર છે."

"આહ!" જેસ્પરની આંખોમાં એકદમ ચળકાટ આવી ગયો "ઠીક. અને આવું જાણવાથી તમે એમજ ધાર્યું કે, આ દવા લેવાનો હેતુ મજબુત હોવો જોઇએ અને આ દવા લેવાથી મગજ ઉપર જે અસર થાય તે લાવવાની મીસ વેલેન્ડને ઘણી જરૂર લાગી હશે."

રૅાથ મુંગો રહ્યો.

"અને આની સાથે" જેસ્પરે આગળ ચલાવ્યું "તે પિસ્તોલ ઉપર "જી ડબલ્યુ" ના નામાક્ષર હોવાની મારી શોધ બેસાડતાં તમને એમજ લાગ્યું કે—"

"રાખ" ડૅાકટર કડક અવાજથી વચમાંજ બોલી ઉઠયો "ગ્લેન વેલેન્ડ શિવાય બીજા કોઇના સંબંધમાં તારી આગળ

આવા બે સંજોગો આવ્યા હોત તો તરત તું તેને આધારેજ શોધ ચલાવત એમ મારી ખાત્રી છે. પણ મેં તો આ બે સંજોગો વચ્ચે કંઈ સંબંધ બેસાડવાનો પ્રયત્ન કર્યોજ નથી. હું કેપ્ટન અને મીસીસ વેલેન્ડનો મિત્ર છું અને ગ્લેનને બચંગીથી ઓળખું છું. પણ જેસ્પર તું જાણે છે કે આખી દુનિયામાં મને ફક્ત ડોરીસ ગ્રેને માટેજ લાગણી હતી. તેના મરણમાં ગ્લેનનો કોઇ પણ રીતે હાથ હતો એમ માનવાની મને ફરજ પડે તો તે મારી સગી બ્હેન હોય તો પણ હું તેને ધિક્કારૂં ને ફજેત કરૂં."

ડૉકટરના આ ઉછાળાથી કેનેથ જેસ્પરનો ચ્હેરો પ્રથમ ગુસ્સાથી લાલ અને ઉગ્ર થયો અને પછીથી ફીક્કો પડયો. પણ રૅાથ બોલી રહ્યો તે અગાઉ જેસ્પરે પોતાના ઉપર પાછો કાબુ મેળવ્યો હતો અને રૅાથે પૂરૂં કર્યું ત્યારે જેસ્પર તેની સામે કરડાકીથી હસતો માલૂમ પડયો.

"મને જો કામ કરવામાં ઉશ્કેરણીની જરૂર હોત તો આ તમારા ભાષણથી તે મને પુરેપુરી રીતે મળી હોત. તમારી કલ્પના છેક નવિન છે, એમ તો નથીજ. આ વાત શકય છે એમ મને જણાયાથીજ પ્રથમ તો મેં આ બાબતમાં શોધ કરવા માથે લીધું હતું. શહેરનો ધંધાદારી ડીટેકટીવ આવા પુરાવાથી કયે રસ્તે ચડી જાય તે હું જાણતો હતો. પણ સારા ભાગ્યે આવા કેસોમાં પુરાવાની સાંકળ પૂરી કરવાને હેતુની ખામી જણાઇ આવે છે."

"હેતુ!" રૅાથ એકદમ પોકારી ઉઠયો. પણ તરતજ તે ઠંડો પડી ગયો ને ધીરેથી બોલ્યો. "કેનેથ, છેવટે તને જો આમાં ગ્લેન વેલેન્ડનો દોષ જણાય તો તું શું કરશે?"

"છટ્, તદ્દન અશકય."

"પણ તેમ નીકળી આવે તો? ધારો કે એમજ નીકળ્યું તો?"

"એમ નીકળે તો હું પ્રથમ તમારી પાસે આવીને જાહેર કરીશ. તમને તે જાણવાનો હક્ક છે. અને પછી, મારી પાસે જેટલા પુરાવા એકઠા થયા હશે તેનો હું સદંતર નાશ કરીશ અને વીન્સ્ટનમાં ફરી નજરે પડીશ નહિ."

ફરીથી ડૉકટર ઉઠયો અને ઓરડામાં જુસ્સાથી આમ તેમ ફરવા લાગ્યો ને હવામાં મુઠ્ઠી ઉગામી ગુસ્સો ખાલી કરતો જણાયો. તેનો ચ્હેરો પ્રથમ તો ચિન્તાતુર અને વ્યગ્ર હતો પણ પછીથી તે એકદમ સખ્ત અને મક્કમ થઇ ગયો. તેવાજ ચ્હેરાથી તે ચકિત થયેલા જેસ્પર આગળ આવી ઉભો રહ્યો ને બોલ્યો.

"તે નિરર્થક છે, કેન. મારે તે બ્હાર પાડવુંજ પડશે ને મારી નબળાઈ હોય તે તારી આગળ ખુલ્લી કરવી પડશે. મેં આ બાબત ઉપર જેમ જેમ વધારે વિચાર કર્યો તેમ તેમ મારા મગજમાં એક ત્રાસદાયક વ્હેમે રૂપ ધારણ કર્યું છે. અને તે જ્યાં સુધી હું જણાવીશ નહિ ત્યાં સુધી મને છુટકારો મળી શકશે નહિ, એમ મને લાગે છે. તું મને ધ્યાનથી સાંભળીશ? શહેરનો ધંધાદારી ડીટેકટીવ તો એજ વ્હેમને પકડી રાખે એ મારી ખાત્રી છે."

"ચલાવો. હું સાંભળું છું." જેસ્પરે અજાયબી ને ચિન્તાનાં ચિન્હો દાબી દેતાં કહ્યું.

"આમાં મીસીસ ક્રેગના વીલનો તેં વિચાર કર્યો છે?" ડૉકટરે ધીમે અવાજે, જેસ્પર સ્હામું તાકીને જોતાં પૂછ્યું.

"મીસીસ ક્રેગનું વીલ?"

"પેલી વિલક્ષણ ડોસીને તું ભૂલી ગયો? ઓહ! મને તે સાંભરે છે. તે છેલ્લી વીન્સ્ટનમાં આવી ત્યારે તું ભણતો હતો પણ કેપ્ટને તને કંઇ લખ્યું તો હશે."

"મને કંઇ સાંભરતું નથી."

"વિચિત્ર !"

"અલબત્ત, પણ હું જાણું છું કે કેપ્ટનની એક મોટી બ્હેન હતી. તે કુટુંબની ઈચ્છા વિરૂદ્ધ એક માણસ સાથે પરણી ને દુઃખી થઇ. અને થોડા વખત પછી તેનો ધણી એક ટ્રેન તળે ચકદાઇને મરણ પામ્યો."

"હા. તેણે બહુ દારૂ પીધેલો હતો તેથી ટ્રેનના પાટા ઉપરથી તે ખસી શકયો નહિ."

"હા–હા. પછી તેની વિધવાએ રેલ્વે કંપની ઉપર દાવો માંડી કેટલીક હજાર ડોલરો લીધી હતી."

"ખરી વાત. પછી તે મુસાફરીએ નીકળી ને ખાણના એક કરોડપતિ સાથે તે પરણી, અને પરણ્યા પછી તરતજ તે પાછી વિધવા થઇ એટલે કરોડપતિનો બધો વારસો તેને મળ્યો. પછી, એક વરસ પહેલાં તે અહિં આવી ને વેલેન્ડના ઘરની છોકરીઓ સાથે થોડી ઓળખાણ થયા પછી તેણે પોતાનો વારસો ડોરીસને મૂકી જવાનો ઇરાદો જણાવ્યો. કારણ તેના પતિએ તેની પાસેથી વચન લીધું હતું કે તેની મિલકતના કોઇ પણ ભાગ નહિ પાડતાં બધી મિલકત એકજ વારસને સોંપવી. તને એની તો ખબર હશેજ."

"કદાચ. પણ તેનો મેં ફરી વિચારજ કર્યો નહોતો. અને તેથી, ગ્લેન વેલેન્ડ વિરૂધના પુરાવામાં, ડોરીસનો આ વારસો પચાવી પડવાનો હેતુ તમે ઉમેરો છો એમ ને ?" જેસ્પરે કરડાકીથી હસતાં પૂછ્યું.

પણ ડૉકટરે પોતાને કહેવું હતું તે કહેવાજ ધાર્યું હતું તેથી જેસ્પરની મજાકની દરકાર નહિ કરતાં તે બોલ્યો "કેનેથ—જે

શક્યતા મારા મગજ આગળ ઘુમે છે. તેનો વિચાર કર્યા વગર તું આ કેસને પૂરી રીતે ન્યાયસર ઉકેલી શકશે નહિ. પણ ગ્લેનની વાત આવે છે ત્યાં તું આંધળોજ બની જાય છે એટલે ઇલાજ નથી. હું આગળ ચલાવું કે બંધ કરૂં ?"

જેસ્પરે સ્હેજ કંટાળતા કહ્યું "ડૉકટર, તમે ખરૂં કહો છો. મારે, કોઇ તરફની રૂચિ કે અરૂચિને લીધે કોઇ બાજુએ પક્ષપાતથી દોરાઇ જવું જોઇએ નહિ વિવેક બુદ્ધિવાળા કુટુંબના એક મિત્ર તરીકે અને તિક્ષ્ણ માણસ તરીકે તમારો અભિપ્રાય સાંભળવો એ મારી ફરજ છે. માટે કહો તમારે કહેવું હોય તે. હું સાંભળવા તૈયાર છું."

"મારે કબુલ કરવું જોઈએ કે, ગ્લેન વેલેન્ડ વિરૂધે મને પહેલો શક તેના મંદવાડથીજ શરૂ થયો અને તે વખતથી મારૂં મગજ મારી ઈચ્છા વિરૂધ એજ દિશામાં કામ કરે છે. કેનેથ તું વિચાર કર. બે બ્હેનો એક સાથેજ પ્રેમથી ઉછરે છે; તે બેની વચ્ચે ઘણોજ પ્રેમ અને હેત છે; એક વરસ અગાઉ તેઓ બન્નેને એમ લાગે છે કે એઓની પરીક્ષા થઇ તુલના થઇ છે ને તેમાં એક બીજી કરતાં ચડીયાતી જણાઇ તેથી તેને અનહદ ધનનો વારસો મળવાનો છે—જે વારસો જે પસંદ થઇ તે છોકરી ના હોત તો બીજીનેજ મળવાનો હતો. આથી એકના મનમાં નિરાશા થઈ પણ તે બીજીના જાણવામાં નહોતું. ત્યાર પછી તરતજ બીજી કસોટી થઈ. યુજીન મેરીક વીન્સ્ટનમાં આવ્યો, તે વખતે તું અહિં નહોતો. પણ તેની વર્તણુક ઉપરથી આખા વીન્સ્ટન ગામે યુજીન અને ગ્લેનનું જોડું ગોઠવી મૂકયું હતું. ગ્લેન પણ યુજીન માટે લાગણી ધરાવતી હતી એમ સૌ કોઈ જાણે છે અને માને છે."

"તમે માનો છો ?" જેસ્પરે પૂછયું.

"હા. હું પણ માનું છું અને તેમ કહેવા માટે તારી ક્ષમા ચાહું છું. તું અહિં હોત તો બીજાની માફક તેં પણ એમજ જોયું ને માન્યું હોત. તે વખતે ડોરીસ કોઇક મિત્રોને મળવા બહારગામ ગઇ હતી. તે પાછી ફરી ત્યારે મેરીક, વેલેન્ડના ઘરમાં એક મિત્ર તરીકે પલોટાઈ ગયો હતો. મારે કબુલ કરવું જોઇએ કે ગ્લેન—"

"માફ કરો રોથ." જેસ્પર એકદમ કુદીને ઉભો થયો ને જુસ્સાથી બોલ્યો "તમે તમારો કેસ સારી રીતે ગોઠવી કહાડયો છે. હવે બાકીનું મહેરબાની કરીને મને કહેશો નહિ. મને જવા દો. મારી આગળ બધું ચોખ્ખું થઇ ગયું છે. ડોરીસ ગ્રે એ તેની બ્હેન પાસેથી પ્રથમ વારસો ખુંચાવી લીધો અને પછીથી તેનો આશક પણ જીતી લીધો; તેથી તે બ્હેને ડોરીસને મારી નાંખીને પિસ્તોલ ત્યાંજ રહેવા દીધી અને ઓરડામાં જઇ ઉંડું ઘેન લાવે એવી દવા પીને સુઇ રહી. આ એક ઘણી અક્કલમંદ કલ્પના છે અને ધંધાદારી ડીટેકટીવ તો એનેજ વળગી રહે એમાં શક નથી. પણ હું હજી શીખાઉ છું. તેથીજ એ કલ્પનામાં કેટલીક ખામીઓ જણાય છે. આ વાત આપણે અહિંજ પડતી મૂકવા માટે તમારી ક્ષમા ચાહું છું—મારે ઘેર પાછા જવું છે." એમ કહી તેણે બારણા તરફ ચાલવા માંડયું પણ તરતજ ડૉકટર વચમાં આવીને ઉભો રહ્યો. "કેનેથ, મારા બોલવાથી તારી લાગણી દુઃખાઇ હોય તો તે માટે ક્ષમા ચાહું છું. પણ તું જોઈ શકે છે કે આ ભેદ મારાથી હવે સહન થઇ શકતો નથી."

"મને તે ખબર છે. મારી સ્થિતિ પણ એવીજ છે ડૉકટર." એમ કહી તેણે સલામ કરી ચાલવા માંડયું.



# પ્રકરણ અઢારમું.

## "એ મને બોલવા દેશે?"

જેસ્પર—ડૉકટરના ઘેરથી નીકળી, તેની ફોઇના ઘર તરફ ગયો. ઘર ખોલી તે પોતાના ઓરડામાં ગયો. પોતાને મળી આવેલી ચીજો તેણે સંભાળથી એક કબાટમાં મૂકી. પછી બીજા ખાનામાંથી એક ડાયરી કહાડી અને તેમાં કંઈક લખ્યું. શું લખ્યું તે અત્યારે આપણે જોવાની અગત્ય નથી. અત્રે એટલુંજ જણાવવું બસ થશે કે જેસ્પર દરેક દિવસના કામની અને બનેલા બનાવોની નોંધ રાખતો હતો અને તેમાં વેલેન્ડના ઘરનાં દરેક માણસની હિલચાલ તે બારીકાઇથી ટપકાવી લેતો હતો. ફોઇના ઘરમાં અડધો એક કલાક ગાળ્યા પછી તે પાછો વેલેન્ડસમાં આવ્યો. તે વખતે મીસીસ વેલેન્ડ અને ગ્લેનને માળી સાથે વાત કરતાં તેણે જોયાં. તબેલામાંથી તે ઘર તરફ આવતો હતો તે વખતે તેણે યુજીન મેરીકને બહારના ચોકના એક થાંભલાની ઓથે બેઠેલો જોયો. તેની આગળ જેની ઉભી હતી અને પાણીનો કુચ મુકવાનો ઢોંગ કરતી યુજીનને ધીમા સાદે કંઈ કહેતી હતી. તેઓ વચ્ચે કંઈ છાની વાતચિત થઇ તે જેસ્પરે જોયું. પણ તે સાંભળી શકયો નહિ. જેસ્પરે પગથીયાં ચડતાં સ્હેજ અવાજ કર્યો તે અવાજથી ચમકીને તે છોકરી ચાલી ગઈ. પણ મેરીકે તો અજાણ્યા થઇનેજ આળસમાં મ્હોં ફેરવીને કહ્યું "ઓ—તું પાછો આવ્યો કે જેસ્પર! જરા લેમન પીશે? તેમાં ખાંડ નથી. ખાંડ વગરનું લેમન પીવુંજ સારૂં છે એમ પેલી છોકરીને સમજાવતાં મને ઘણી મુશ્કેલી પડી." એમ કહી તેણે જેસ્પરને એક પ્યાલો કહાડી આપ્યો. જેસ્પર તેની સાથે આડીતેડી વાતો કરતો થોડીવાર ત્યાં

બેઠો; પછી મીસીસ વેલેન્ડને એકલી આવતી જોઇ તે ઉઠયો અને તેની તરફ ગયો, ને ધીમેથી કહ્યું "મીસીસ વેલેન્ડ, તમારી પાસે મારે એક માગણી કરવાની છે. થોડા દિવસ સુધી, મીસીસ મેરીકના ઓરડાની કુંચી ખોવાઈ જવાનો તમારે ઢોંગ કરવો પડશે —એટલે કે કોઇ તેની માગણી કરે તો તમારે એમ બહાનું બતાવવું." તેઓની દૃષ્ટિ મળી; અને મીસીસ વેલેન્ડ સમજી ગઈ છે એમ જેસ્પરની ખાત્રી થઈ.

"તેમ થઇ શકશે" તેણીએ કહ્યું. ગ્લેન ફરતી હતી તેની ગમ જેસ્પર જોતો હતો ત્યાં તેની પણ દૃષ્ટિ ગઈ.

"તમે ધારો છો." જેસ્પરે મીસીસ વેલેન્ડની સ્હામું જોઇ પૂછયું "કે એ મને બોલવા દેશે?"

"પ્રયત્ન કર." તેણીએ કહ્યું "અને જેસ્પર હું તારી સાથે સ્હેજ ખાનગી વાત કરવા માગું છું."

"ખુશીથી. તમે કહેશો ત્યારે તૈયાર છું."

"આપણે અચાનક મળ્યાં એમ દેખાવું જોઇએ. આવતી કાલે કબરસ્તાનમાં મારી સાથે આવો તો કેમ?"

"આજે સાંજે કેમ નહિ?"

"હા. આજે ત્યારે. નાસ્તા વખતે આપણે ગોઠવણ કરીશું." એમ કહી તે ઘરમાં થઇ. અને જેસ્પર, મેરીક બેઠો હતો ત્યાં નજર કરી, ગ્લેન વેલેન્ડ ઉભી હતી તેની તરફ ગયો.

---

# પ્રકરણ ઓગણીશમું.

---

## "છેલ્લો સંદેહ."

ગ્લેન તેની તરફ પીઠ ફેરવીને ગુલાબના છોડ સાથે રમત કરતી ઉભી હતી. જેસ્પર તેની આગળ થઈને ઘરમાં જાય તેની રાહ જોતી ઉભી હતી; કારણ, હમણાં હમણાં તે જેસ્પરથી આઘી ને આઘી રહેતી હતી. પણ જેસ્પર તો તેને મળવાજ માગતો હતો એટલે તેની પાસેજ જઈને ઉભો રહ્યો; એટલે ગ્લેનને ફરી તેની સ્હામું જોયા વગર છુટકો ન રહ્યો. પણ તેના ચ્હેરા ઉપર કંઇ બીક ગભરાટ કે ઉશ્કેરણીનાં ચિન્હ નહોતાં. ઉલટી જેસ્પરની અસ્થિરતા તેના ચ્હેરા ઉપર જણાઈ આવતી હતી, તેથી ગ્લેનને પોતાની જીત માટે મગરૂબી ઉપજી. પણ જેસ્પરે તેને વધારે વિચાર કરવાનો વખત આપ્યો નહિ. તેણે તરતજ શરૂ કર્યું "મીસ વેલેન્ડ, તમે જો મને બોલવા દેશો તો ઘણી ચોખવટ થઇ જશે. મારે ખાતર નહિ તેમ તમારે ખાતર નહિ પણ બીજાને ખાતરજ મેં આ માગણી કરી છે. હું બહુ વાર તમને નહિ રોકું."

તેણીએ ડોકું મગરૂબીથી ઉંચું કર્યું. અને ચાલી જવા જતી હતી પણ જેસ્પરે લાંબો હાથ કરી ગુલાબના છોડ સાથે રમત કરતો હોય એવો દેખાવ કર્યો પણ ખરેખર તો તેણે ગ્લેનને જતી અટકાવી. પછી જેસ્પર બોલ્યો "મેરીક પેલે છેડે થાંભલાને ઓથે બેઠો છે. એક મીનીટ મારી સાથે વાત કરવાની મહેરબાની કરો. મીસ વેલેન્ડ, મને સાંભળવોજ પડશે. તમારાં માની પણ ઇચ્છા છે."

ગ્લેન તેથી વધારે અચકાયા શિવાય એક બેઠક તરફ ગઇ ને બોલી "આવો, મારી માની ઇચ્છાને હું માન આપીશ." તેઓ

એક બાંક ઉપર બેઠા પછી ગ્લેને બીજાસમાંજ કહ્યું "જે કહેવું હોય તે ટુંકામાંજ પતાવજો. મારે ઘરમાં જવું છે."

"બહુ સારૂં." જેસ્પરે ગંભીરતાથી કહ્યું "પણ હું શરૂ કેરૂં તે પહેલાં તમારી ચીજ હું તમને પાછી આપું છું." એમ કહી તેણે તેણીના ખોળામાં રેશમી રૂમાલથી વીંટાળેલી કોઇ ચીજ મૂકી. તેણીએ ભવાં ચઢાવી, હોઠ કરડી તે ચીજની સ્હામું જોયું અને રૂમાલનો એક છેડો ઉંચકયો. તરતજ તે એટલા જોસથી ચમકી કે જેસ્પરે તત્પરતા વાપરી ના હોત તો તે ચીજ જમીન ઉપરજ પડી જાત. ગ્લેન ફીક્કી પડેલી હતી પણ તેણે ટટાર ઉભાં રહી જેસ્પર સ્હામું તાકીને જોયું ત્યારે તેની આંખમાંથી જાણે અગ્નિ વરસતો હતો.

"આટલી હિમ્મત !" તેણીએ દાંતપીસી કહ્યું ને પોતાનો ગુસ્સો દૃષ્ટિદ્વારાજ જેસ્પરને જણાવ્યો.

"આહ !" જેસ્પર તેણીના ગુસ્સાથી ઠરી જતો એટલુંજ ઉચ્ચારી શકયો. પછી હિમ્મત લાવી, પેલી ચીજ ફરી આગળ ધરતાં બોલ્યો "એ તમારી છે; અને તમારે જાણવું જોઇએ કે હવે એ તમારી પાસેજ રહેવી જોઇએ." પણ ગ્લેને તેનો હાથ ફરી પાછો તરછોડી નાંખ્યો.

"મીસ વેલેન્ડ, તમે કેટલી ભૂલ કરો છો તે જોઈ—"

તેણીએ તરતજ આજ્ઞાસુચક શબ્દોથી તેને બોલતો અટકાવ્યો "બસ કરો ! એ ચીજ મને આપવાની ફરીથી હિમ્મત કરશો નહિ. એ સત્યાનાશનું હથીયાર મને આપવાની તમે શા હક્કથી હિમ્મત કરો છો ? કયા હક્કથી મને તમે અપમાન કરો છો ?"

"પણ તમને નુકશાન કરે એવી જગ્યાએ એ રહેવી ના જોઇએ. અને કોઇ જાણતું નથી કે—"

"બસ કરો. હું જાણું છું ને તમે પણ જાણો છો. તેનાથી નુકશાન થવાનું હોય તો ભલે થાય. પણ હું તેને ફરીથી હાથ લગાડીશ નહિ. અને સાંભળો. તમે અહિં શું કામ આવ્યા છો તે હું જાણું છું. હું એ પણ જાણું છું કે મારી પાછળ તમે ભમો છો જાસુસી કરો છો અને મને કંગાળ બનાવો છો. પણ મારે તમને કહેવું જોઇએ કે તમે મારી પાસેથી કંઇ પણ જાણી શકશો નહિ. હું તમારાથી બ્હીતી નથી. તેમ હું તમને છેવટ જણાવી દઉં છું કે મારી મા અગર પિતાજીની રૂબરૂ શિવાય મને કોઇ વખતે પણ તમારે મળવું નહિ. મારા માતપિતાની તમારા ઉપર શ્રદ્ધા છે તો તેમની ખાતર—તેમની રૂબરૂમાં હું તમારી હાજરી ખમી લઇશ. અને હવે રસ્તો પકડો; તમારી ઇચ્છા હોય તો મને ખૂની ધારો અને તેની સાબીતિ મળે એટલે પિતાજી અને યુજીન મેરીકની પાસે તે લઇ જજો ને બદલો માગજો."

આટલું જુસ્સાથી બોલી તે ફરીને ચાલી જતી હતી પણ હવે જેસ્પરે તેને હુકમ કરી અટકાવી. "બસ. હવે તમારે મને સાંભળવો જોઇશે. તમે ખરાં છો. ડોરીસના મરણનું કારણ શોધી કહાડવાજ હું અહિં આવ્યો છું. તે મરણના સંબંધમાં તમે કંઇ પણ જાણો છો એમ હું ખાત્રીથી માનું છું. મારી શોધ છેવટે કયાં અટકશે તે તો પરમેશ્વરને ખબર પણ અત્યારે મેં જે જાણ્યું છે તે ઉપરથી કામ કરવાની મને હિમ્મત મળી છે ને મારો છેલ્લો સંદેહ દૂર થયો છે. હવે હું તમારી બ્હેનના મરણના કારણ માટે કંઇ પણ બ્હીક વગર શોધ ચલાવીશ અને જ્યારે પણ ભેદ ઉકેલીશ ત્યારે પ્રથમ હું તમારી પાસે આવીશ અને તમારા મ્હોંથી પ્રથમ ગુન્હેગારનો અને પછી મારો ઇન્સાફ કરાવીશ." આટલું બોલી તેણે ગ્લેનની આંખ સ્હામું તિવ્ર દૃષ્ટિથી જોયું; પછી નીચા નમીને તેની પાછળ થઇને જતો રહ્યો. બહાર

ફરીને મનને શાન્ત કરીને એક કલાક પછી પાછો ફર્યો તે વખતે બાગમાંજ વેલેન્ડ તેને મળ્યો. "કેન-તું પાછો આવ્યો તેથી હું ખુશી છું. હું કંટાળ્યો હોઉં છું ત્યારે હું એકલો રહી શકતો નથી."

જેસ્પર એકદમ ઉભો રહ્યો "કંઇ નવિન બનાવ બન્યો છે કેપ્ટન?"

"હા-ગ્લેન પાછી માંદી થઇ છે."

"માંદી? કેવી રીતે?"

"તે બહાર હતી અને અંદર આવી કે તેને ચક્કર આવ્યાં ને તે પડી ગઇ."

"બેશુદ્ધ થઇ!"

"ના-ના. એમ નહિ. ગ્લેન બેશુદ્ધ થતી નથી. પણ તે તદ્દન નંખાઇ ગઇ છે. પહેલાં તો ડૅાકટરને બોલાવવાની પણ તેણે ના કહી પણ પછીથી મેં તેને મનાવી."

"અને તે—"

"આવ્યા નથી. હું તેનીજ રાહ જોતો ઉભો હતો."

જેસ્પર દીલગીર થયો. દાંત પીસ્યા પણ કંઈ જણાવા દીધું નહિ; અને ડૅાકટર આવ્યા ત્યાં સુધી તે બે જણાએ મુંગા મુંગા ફર્યાં કર્યું. ડૅાકટર આવીને અંદર ગયા ને તેમને બહાર આવતાં લગભગ એક કલાક થયો. તે બ્હાર આવ્યો કે કેપ્ટને પૂછયું:

"એને કેમ છે?"

"સારૂં છે. નબળાઇને લીધેજ એમ થયું હતું. તેને આરામની જરૂર છે. હમણાં એને ઉશ્કેરવી જોઇએ નહિ. મેં

દવા આપી છે તેની અસર શું થાય છે તે જોઇશ. તેટલા માટે હું અહિંજ નાસ્તો લઇશ."

"અરે!" કેપ્ટને કહ્યું "નાસ્તાનો તો વખતજ થયો છે. તે તો હું વીસરી ગયો." તેઓ અંદર જતા હતા ને મીસીસ વેલેન્ડે સામેથી આવી ગ્લેનની તબીએત સારી હોવાના સમાચાર કહ્યા.



## પ્રકરણ વીશમું.



### ખોવાયેલી કુંચી.

નાસ્તા પછી, કેપ્ટન ચોક ઉપર ઘરના છાંયામાં એક આરામ ખુરશી ઉપર સ્હેજ નિદ્રા લેવા પડયો. તે તકનો લાભ લઇ મીસીસ વેલેન્ડ અને જેસ્પર આઘે એક બાંક ઉપર જઇ બેઠાં અને કંઇક ગુપ્ત વાતચિત ચલાવી. કેપ્ટને થોડી વારે આળસ મરડયું એટલે મીસીસ વેલેન્ડ તેની પાસે આવીને બેઠી અને જેસ્પર એકલો બાંક ઉપર બેસી રહ્યો. થોડીવારે ત્યાં જેની અચાનક આવી પણ જેસ્પરને એકલો જોઈ બ્હીલી પડી. "ઓહ! મેં જાણ્યું મીસીસ વેલેન્ડ અહિં છે."

"મીસીસ વેલેન્ડ! તે તો પણે ચોકમાં છે." જેસ્પરે કહ્યું અને જેની ગઇ એટલે ટીકા કરી "છોકરી લુચ્ચી જણાય છે. તેની પણ તપાસ રાખવી પડશે."

થોડીવારે તે ઉઠીને કેપ્ટન પાસે ગયો તો ત્યાં મીસીસ વેલેન્ડ નહોતી. અડધો એક કલાક જેસ્પર બેઠો હશે એટલામાં મીસીસ વેલેન્ડ પાછી ફરીને કેપ્ટનને ઉદ્દેશીને કહ્યું "મેં ઉપરના ઓરડા-

ઓની કુંચીઓ કોણું જાણે કયાં મૂકી દીધી છે.” એમ કહી જેસ્પર સ્હામી દૃષ્ટિ ફેરવી; જેસ્પર સમજ્યો. કેપ્ટને ન્યુસ પેપરમાંથી ડોકીયું બહાર કહાડી પૂછ્યું “તમારે હમણાં જરૂર છે?”

“મારે નથી જરૂર. જેનીને લાગ્યું કે ડોરીસના ઓરડાઓને વાળીને સાફ રાખે તેથી એ કુંચી માગતી હતી; પણ જડતી નથી.”

“ઓહ!” એમ કહી કેપ્ટને પાછું ન્યુસપેપર વાંચવાનું શરૂ કર્યું. તે જેસ્પર અને મીસીસ વેલેન્ડને સારી રીતે પિછાનતો હતો તેથી વધારે ખણખોસ કરી નહિ. થોડીવાર વાંચવાનો ઢોંગ કરીને ઉઠયો ને કંઈક વિચાર કરતો કરતો ઘરમાં ગયો. મીસીસ વેલેન્ડ અને જેસ્પરે એક બીજા સ્હામું જોયું.

“એ સમજી ગયા છે.” મીસીસ વેલેન્ડે જણાવ્યું.

“અલબત્ત.”

જેસ્પરે પાસે આવીને ધીમેથી મીસીસ વેલેન્ડને પૂછ્યું “મને કહો. પેલી છોકરીએ તમને પ્રથમ શું કહ્યું.”

“જેની? તે મને ઓરડામાં મળી અને કહ્યું કે તેને બીજું કાંઇ કામ નથી એટલે એ ડોરીસના ઓરડા ચોખ્ખા કરશે. મેં સ્હેજ આના કાની કરી એટલે તેણે કહ્યું કે અત્યારે તે નવરી છે તેથી અત્યારે જો એ કામ કરશે તો બીજે દિવસે તેને નવા ઝભ્ભાને કોર ચડાવવાનો વખત મળશે.’ તેથી પછી મેં કુંચી એક બે જગ્યાએ શોધવાનો ઢોંગ કર્યો.”

“એ તમારી સાથે તમારા ઓરડામાં આવી હતી?”

“હા—તે વખતે મને એનું ધ્યાન રહ્યું નહિ. પણ તે આવી હતી.”

“ઠીક. પછી શું થયું?”

"મેં તેને કહ્યું કે કુંચી જડતી નથી. ને જડશે ત્યારે આપીશ."

"તે કંઇ નિરાશ થયેલી જણાઈ?"

"હા તેણે જરા મ્હોં કટાણું કર્યું હતું. તેણે કહ્યું કે એ શોધી કહાડશે પણ મેં તેને એમ કરવાની ના કહી."

જેસ્પરે સંતોષ દર્શાવ્યો. પછી એકદમ ઘડીયાળ તરફ જોઇ પૂછ્યું "માળીયાને તાળું છે?"

"હા."

"ખાસ કરીને પેટીઆના ઓરડાનું હું પૂછું છું."

"તેને પણ તાળું છે."

"મારે ત્યાં હમણાંજ જવું છે. તે બની શકશે?"

મીસીસ વેલેન્ડની અચરતી તેના ચ્હેરા ઉપર દેખાઈ આવતી હતી. તે કંઇ પૂછવા જતી હતી પણ મુગી રહી અને થોડીવાર વિચાર કરી બોલી "મારા શીવવાના ઓરડામાં છે."

"મારે તો જેનીને અડધો પોણો કલાક દૂર રાખવી છે."

"ઠીક છે. જેનીને હું કુંચી શોધવા બાગમાં મોકલીશ. યુજીન તેના ઓરડામાં છે પણ ત્યાંથી માળીયાનો દાદર દેખાતો નથી. તેમ કંઇ સંભળાય એમ પણ નથી. હું નીચે ઓરડામાં ઉભી રહીશ ને જરૂર પડશે તો તને ચેતાવીશ."

"ઉત્તમ. જલદી કરો. દિવસ છતાં માળીયા ઉપર મારે જવું છે."

"મારે ગ્લેનને પહેલાં જોવી જોઇએ." એમ કહીને તે અંદર ગઇ.



# પ્રકરણ એકવીશમું.

"રસ્તા ઉપર છું."

જેસ્પર ત્યાંજ બેસી રહ્યો હતો. મીસીસ વેલેન્ડ તરતજ પાછી આવી.

"ગ્લેનને સારૂં છે અને હું કુંચી લઇ આવી છું."

"સારૂં ત્યારે—" એમ કહી તે ઉઠવા જતો હતો. તેને મીસીસ વેલેન્ડે અટકાવ્યો.

"એક મીનીટ સબુર" એમ કહી તેણે એક બટન દાબી જેનીને બોલાવી. જેની તરતજ બરફનું પાણી લઇને આવી ને ટેબલ ઉપર મૂક્યું. મીસીસ વેલેન્ડે કહ્યું "જેની તું જરા જા ને બાગમાં બધે ફરીને જો. કંઇ કુંચી પડી હોય તો જોઇ આવ. જરા ધીરજથી ધ્યાન રાખીને જો જે."

"હમણાંજ જાઉં નો?" જેની એ પૂછ્યું.

"હા હમણાંજ જા અને ખરોબર તપાસ જે. જરા વખત લાગે તો કંઇ નહિ."

"સારૂં જી." એમ કહીને તે ગઈ તે વખતે તેની આંખમાં હરખનો ચળકાટ જણાતો હતો.

"હવે રસ્તો સાફ છે?" જેસ્પરે પૂછ્યું.

"હું ધારૂં છું તેમ છે. હું હમણાં ઉપર જાઉં છું. તું થોડે દૂર મારી પાછળ આવજે. ને કોઇને દેખે તો તારી મરજી મુજબ વર્તજે. હું ગ્લેનના બારણા આગળ ઉભી રહીશ."

"હું મારા ઓરડામાં ચાલ્યો જઇશ. પણ કોઇ વચમાં આવી ચડશે એવો સંભવ છે ખરો?"

"યુજીન તેના ઓરડામાં છે"

બન્ને ઉપર ગયાં ને ધારેલે ઠેકાણે પહોંચ્યાં ત્યાં સુધી કોઇ વચમાં મળ્યું નહિ. એક ઉઘાડા બારણા આગળ મીસીસ વેલેન્ડ ઉભી રહીને બોલી "તું ઘરમાં જાણીતો છે એ ઠીક છે. તું તારે જા. હું અહિં પગથીયાં ઉપર બેસીશ. અને કોઈ આવી ચડશે તો હું અહિંથી ફાવશે તેમ જતી રહીશ."

જેસ્પર ઉતાવળથી એક નાના ઓરડામાં ગયો અને છેવટે એક સીડી ચડયો. સીડીને મથાળે બે બારણાં હતાં તેમાંથી ડાબી બાજુનું બારણું તેણે ઉઘાડયું અને અંદર ગયો. સઘળું વ્યવસ્થાસર હતું. ફક્ત બધી જગ્યાએ દશ દિવસની ધુળ ચડેલી જણાતી હતી. તેમ કોઇ પગલાં જણાતાં નહોતાં. પછી પોતાનાં પગલાં ન જણાય તે માટે ખુણાંમાં પડેલી એક સાવરણી લઇ બધી ધુળ વાળી નાંખી; અને ટ્રંકો ઉપરથી પણ બધી ધુળ ઝાટકી નાંખી બધું સાફ કર્યું. પછી તરતજ એક મોટી ટ્રંક—જે ડોરીસના ઓરડામાં બે ટ્રંકો હતી તેના જેવીજ હતી—તેની તરફ ગયો. તેના ઢાંકણાને બાજુમાં, ટ્રંકનો નંબર બતાવનારી એક ચોરસ પતરાની પટી ચોટેલી હતી અને તે ઉપર બેનો આંકડો હતો. જેસ્પરે આ પેટી તરફ પ્રથમ કરડાકીથી જોયું પછી તરતજ ગજવામાંથી એક ચપ્પુ કહાડયું. ખરેખર તો તે ચપ્પુ સાથે બીજાં પણ બાર હથીયાર હતાં. તે કહાડીને તે ટ્રંક આગળ ગુંઠણીયે બેસીને કામ કરવા લાગ્યો. થોડી વખતે ઉઠયો ત્યારે તેના હાથમાં એક ચોરસ પતરાંની પટી હતી જે તેણે ગજવામાં મૂકી. પછી તેણે વાંકા વળી ટ્રંકની કળ તપાસી. પછી તરતજ તે નીચે ઉતરી ગયો.

"બધું શાન્ત છે ને?" મીસીસ વેલેન્ડને તેણે પૂછયું.

"શાન્ત." તેણીએ જવાબ આપ્યો ને ચાલવા માંડયું.

"જરા ઉભાં રહો. તમે પેલી કુંચીઓ મને રાતરે ખાણા પહેલાં આપી શકશો? અને ખાણા ઉપર દશ મીનીટ મોડો આવવા મને પરવાનગી આપશો?"

"બન્નેના જવાબો હા."

"ત્યારે ચાલો. હું પાછળ આવું છું. હમણાંજ કુંચી લઇ આવો. હું બહાર ચોકમાં બેઠો હોઇશ."

દશ મીનીટ પછી તે ગજવામાં કુંચીઓ નાંખીને બહાર જવા નીકળ્યો. રસ્તામાંજ તેને કેપ્ટન મળ્યો. તેણે પૂછ્યું "કેમ અત્યારે બહાર? તારી ટેવ તને ખબર નથી? ખાણાનો વખત થવા આવ્યો છે."

"હું જલદીજ પાછો આવીશ." એમ કહીને જેસ્પર આગળ ચાલ્યો. અડધા કલાક પછી કેપ્ટન ખાણા ઉપર જવા માટે તૈયારી કરવા ઘરમાં ગયો. અને તરતજ જેસ્પર બીજે રસ્તે પાછો ફરી ઘરમાં પેઠો; ઉપર જઇ પોતાના ઓરડામાં બારણા આગળ ઉભો રહ્યો અને ઉપરથી જ્યારે બધાં--ગ્લેન અને મેરીક સુદ્ધાં—નીચે ખાણાં ઉપર ગયાં ત્યારે તે બહાર નીકળ્યો અને ડોરીસનો ઓરડો ઉઘાડી અંદર પેઠો. તે સીધો કપડાં પહેરવાના ઓરડામાં બે ટ્રંકો બંધ પડેલી હતી ત્યાંજ ગયો. પહેલી વખતે ટ્રંકની નીચેથી તેણે કુંચી લીધી હતી તે ટ્રંકને લગાડી જોઇ, પણ વ્યર્થ. તે કળ નવીજ તરેહની જણાતી હતી. પછી તેજ કુંચી તેણે બીજી ટ્રંકને લગાડી તો તે ટ્રંક તરતજ ઉઘડી ગઈ. અંદર કપડાં સુવ્યવસ્થિત ગોઠવેલાં હતાં અને ઉપરજ એક કાગળની કાપલી ઉપર કપડાંની યાદી લખેલી પડી હતી. થોડા વિચાર પછી તેણે તે ટ્રંકને ખોલવાનો વિચાર છોડી દીધો અને પાછી બંધ કરી દીધી. પછી પેલી ટ્રંકનો એક ખુણો ખસેડયો તો બાજુમાં ઢાંકણા ઉપર

ટ્રંકનો નંબર બતાવનાર ચોરસ પતરાંની પટ્ટી ચોટેલી હતી અને તેના ઉપર એકનો આંકડો હતો. તરતજ ગજવામાંથી હથીયાર કહાડી જેસ્પરે તે એક નંબરવાળી પટ્ટી ઉખેડી લીધી અને તેની જગ્યાએ માળીયાની ટ્રંક ઉપરથી ઉખેડેલી બે નંબરની પટ્ટી ચોડી દીધી. અને ટ્રંક પાછી તેની જગ્યાએ ગોઠવી દીધી. પછી બહાર નીકળી ઓરડો બંધ કર્યો. "ખરેખર" તે પોતાના ઓરડામાં જઇ ખાણાં વાસ્તે તૈયારી કરતો બોલ્યો "ખરેખર હું રસ્તા ઉપર ચડયો છું."

---

## પ્રકરણ બાવીશમું.

### જેનીનો પ્રપંચ.

કેનેથ જેસ્પર તે દિવસે જરા વ્હેલો પોતાના ઓરડામાં ગયો પણ જવાં પહેલાં તેણે મીસીસ વેલેન્ડ સાથે થોડી વાતચિત કરી લીધી હતી.

"અત્યારે જેની કયાં છે તે તમે જાણો છો?" તેણે મીસીસ વેલેન્ડને પૂછયું. મીસીસ વેલેન્ડે ઘડીયાળ સ્હામું નજર કરી કહ્યું "અત્યારે જેની રસોડામાં હોવી જોઇએ. ત્યાં સાફસુફ કરતી હશે."

"તે અત્યારે કોઇ વખતે ઉપર જાય છે?"

"કોઇએ બોલાવી હોય તો જાય. બાકી મારો હુકમ છે કે ખાણાં પછી તેણે હમેશાં નીચેજ રહેવું."

"ઉપકાર. હવે પેલી માળીયાની કુંચી—"

"ઓરડાના બારણા આગળની જાજમના ડાબા ખુણા નીચે છે. હું જાણુતી હતી કે—"

"હું બીજીવાર માળીયામાં જવાનો છું."

"હા." એમ કહી મીસીસ વેલેન્ડે કંઇક ઇન્તેજારીથી જેસ્પર સ્હામું જોયું.

"મીસીસ વેલેન્ડ, હજાર સ્ત્રીઓમાં તમારા જેવી ભાગ્યેજ મળી આવશે. મારી છાની હિલચાલથી તમને કેટલી જીજ્ઞાસા થતી હશે તે હું જાણું છું. પણ હજી મારૂં કામ પૂરૂં થયું નથી: હજી હું છુટા છુટા કટકા એકઠા કરૂં છું. એટલે તે બ્હાર પાડી શકતો નથી."

"નહિ" મીસીસ વેલેન્ડે કહ્યું "મને તારામાં પૂર્ણ વિશ્વાસ છે. વખત થયા પહેલાં હું કંઇ જાણવાની ઇચ્છા રાખતી નથી. તું તારી મરજી માફક કામ કર્યો જા."

"ઉપકાર. મીસીસ વેલેન્ડ. મીસ વેલેન્ડને કેમ છે?"

"તે તદ્દન સારી દીસે છે. ફક્ત એકાન્ત શોધે છે."

"અને તે ખરેખર સારી છે એમ તમને ખાત્રી છે?"

"તેની માંદગી તારી સાથેની વાતચિતનુંજ પરિણામ મને તો લાગે છે. તેનો આઘાત તેને કેટલો લાગ્યો હશે તે તો તનેજ ખબર હશે."

"મીસીસ વેલેન્ડ હું તમને ખાત્રી આપું છું કે, મીસ વેલેન્ડને આઘાત લાગશે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. મારી વાતચિતથી અજબ રીતે તેના મન ઉપર ઉંધીજ અસર થઇ છે. પણ મારૂં બનશે ત્યાં સુધી હવેથી તેને કંઇ પણ ઇજા કે ઉદ્વેગ થાય તેવું કરીશ નહિ. અને છેવટે બતાવી આપીશ કે હું તેનો શત્રુ નહિ પણ મિત્ર પહેલાંથી હતો અને હજી પણ છું."

"હું તારૂં કહેવું માનું છું, જેસ્પર."

કેનેથે ઉપકાર માન્યો અને ઉપર ગયો. ઓરડામાં જતાં પહેલાં તેણે ખાત્રી કરી લીધી કે ઓરડાની બહારની બધી ચાલીઓ અને પરસાળમાં કોઇ નહોતું. પછી તેણે બેફીકરાઈથી પોતાનું બારણું ઉઘાડયું. અંદર ગયો ને તરતજ પાછો બહાર નીકળ્યો. તેણે અવાજ ના થાય એવાં સપાટ પહેરી લીધાં હતાં. નીચેથી ઉપર કોઇ આવતું નથી તેની ખાત્રી કરવા દાદર ઉપરથી નીચે ડોકીયું કરી તે મેરીકના બારણા આગળ ગયો ને વાંકા વળી કળમાંથી અંદર જોયું; પછી કાન માંડીને સાંભળ્યું અને તેથી તેને સંતોષ થયેલો જણાયો. પછી તે બારણાની સ્હામે રવેશમાં જવાનો એક ગોખ હતો જ્યાં હમેશાં એક બે આરામ ખુરશીઓ, એક ટેબલ અને બેસવાના નીચા બાજઠો મૂકી રાખવામાં આવતા હતા ત્યાં ગયો, તે ગોખ આગળ પડદો હતો તે જરા ખુલ્લો કર્યો, આરામ ખુરશી મેરીકના બારણા સ્હામેજ લાવીને મૂકી અને તેની પાસે ને પડદાની પાછળ એક નીચો બાજઠ એવી રીતે ગોઠવ્યો કે બાજઠ ઉપર કોઇ બેઠું હોય, તો મેરીકના ઓરડા આગળ શું થાય છે તે તેનાથી જોઇ શકાય અને સાંભળી શકાય પણ તેને કોઇ જોઇ શકે નહિ. આ ગોઠવણ બરાબર કર્યા પછી તે પાછો પોતાના ઓરડામાં ગયો ને બારણું ઉઘાડુંજ રાખ્યું. આરામ ખુરશી બારણાની સ્હામે એવી રીત ગોઠવી કે તેના ઉપર બેઠાં બેઠાં, બહાર કોણ આવ જા કરે છે તે માલૂમ પડી આવે. આ બધી તૈયારી કરી તે આરામ ખુરશી ઉપર હાથમાં ચોપાનીયું લઇ વાંચતો હોય એવો દેખાવ કરતો બેઠો. થોડીવારે ડૉકટર રૉથ અને કેપ્ટન તેના બારણા આગળથી પસાર થયા. થોડે આગળ ગયા પછી ડૉકટર પાછો આવ્યો ને જેસ્પરના ઓરડામાં દાખલ થયો. "હું આવું કે? કંઇ હરકત તો નથી કરતો?"

"નહિજ. ઉલટ તમારીજ હું રાહ જોઉં છું."

"બારણું બંધ કરૂં ?"

"હા."

"વાત એમ છે કે—તારૂં બારણું અર્ધ ખુલું જોયું એટલે મેં ધાર્યુંજ કે તું મને મળવા ઇચ્છતો હશે અને મીસ ગ્લેનના સમાચાર જાણુવા માગતો હશે."

"તેમજ છે. બેસો રૉથ. તેને કેમ છે ?"

"એને કંઇ મજબુત ફટકો લાગેલો જણાય છે. તે આવી રીતે નંખાઇ જાય એવી નથી. મજબુત મનની છે."

"પણ હવે એ સારી છે ને ?"

"હા-હા. તે સારી થવાનેજ ફાંફાં મારે છે. ને બીજું એ છે કે માંદગીનું ખરૂં કારણ બધાથી છુપાવવા માગે છે."

"શું ?"

"હા. તેણે મને આજે શું કહ્યું તે તને ખબર છે ?"

કેનેથે ડોકું ધુણાવ્યું.

"એ નીચે ખાણા ઉપર આવી હતી, એ જાણીનેજ મને અચંબો થયો. ને મેં તેને ફરીથી એવું જોખમ નહિ ખેડવા કહ્યું. ત્યારે તેણે કહ્યું "ડૉકટર, મારાં માતપિતા શિવાય બીજું કોઈ મારી માંદગીનું કારણ પૂછે તો તેને એમ કહેશો કે ક્ષયરોગની શરૂઆતનો મને તાવ લાગુ પડયો છે. અથવા ગમે તે કહેજો પણ ખરૂં કારણ તો જણાવશોજ નહિ."

"તમે એની ઇચ્છાને ઠીક માન આપતા જણાવ છો !" જેસ્પરે કરડાકીથી કહ્યું.

"મેં તને ખરી હકીકત કહી તેનું કારણ એજ કે ગ્લેનની બાબતની ખરી હકીકત તારે જાણવી જોઇએ એમ મને લાગે છે. તેના મગજ ઉપર અતિ ઘણો ભાર છે. તે ન હોય તો તેના શરીરમાં કંઇ પણ રોગ નથી."

ડૉકટર ઉભોજ રહ્યો હતો. તેણે જવાની તૈયારી કરી એટલે જેસ્પર ઉઠયો ને હસમુખો થઇ બોલ્યો "ડૉકટર, તમે મારા મિત્ર છો તે જાણું છું. મારા કરડાકીના બોલવા તરફ તમે ધ્યાન નહિ આપશો. હું કંટાળી ગયો છું તેનુંજ એ પરિણામ છે."

"હું મદદ કરી શકું એમ છે?"

"હમણાં નહિ. પાછળથી."

ડૉકટરે જેસ્પર સ્હામું અર્થસુચક રીતે જોતાં કહ્યું "કેનેથ, હજી તું ગ્લેનને બચાવવા મથે છે?"

"હજી હું તેને નિર્દોષ સાબિત કરવા મથું છું."

રૅાથ સ્હેજ પાસે આવ્યો. "એમ ધાર, કેન,-તકરારની ખાતર ધાર--કે તેને તદન નિર્દોષ સાબિત કરી શકાય એમ નથી એવી તારી ખાત્રી થાય તો પછી?"

જેસ્પર થોડીવાર શાન્ત રહ્યો ને પછી મગરૂબીથી બોલ્યો "હું ફરીથી એ બાબત ચર્ચવા માગતો નથી, ડૉકટર; અને તમારી સાથે તકરાર કરવા પણ ઇચ્છતો નથી. પણ તમે પુછો છો ત્યારે જણાવું છું કે ગ્લેન વેલેન્ડ—ખરી હોય કે ખોટી હોય—નિર્દોષ હોય કે દુષિત હોય પણ તેને ખાતરજ હું આ કામ કરૂં છું અને તેની નિર્દોષતા સિદ્ધ થશે નહિ ત્યાં સુધી હું જંપવાનો નથી." ડૉકટર રૅાથ જતો રહ્યો. કેનેથ લાંબો વખત સુધી ખુરશી ઉપર બેસી રહ્યો પણ કોઇ આવતું જતું જણાયું નહિ. એટલે લાચારીથી છેક મોડી રાતે તે ઉંઘી ગયો. બીજી સ્હવારે તે વેળાસર ઉઠયો.

ધીમે પગલે જઇને તેણે મેરીકના બારણાની કળમાંથી અંદર જોયું; પછીથી કાન માંડી સાંભળ્યું અને મેરીક અંદર ઘોરતો હતો એમ સ્પષ્ટ જણાયું. તેથી સંતોષ પામીને આગલી રાતે ગોખમાં તેણે બેઠક ગોઠવી હતી ત્યાં ગયો. તેણે ગોઠવ્યું હતું તેવુંજ બધું હતું તે જોઇને તે આગળ ઓરડામાં ગયો ને માળીયાની કુંચી શોધી કહાડી ઉપર ચડી ગયો. માળીયામાં જઇને સીધો તે ટ્રંક તરફ ગયો. અને ટ્રંક ઉપર નંબરની પટ્ટીની જગ્યાએ, નીચેના ઓરડામાંની ટ્રંક ઉપરથી ઉખેડેલી એક નંબરની પટ્ટી ચોડી દીધી ને તરતજ પાછો પોતાના ઓરડામાં આવ્યો, કપડાં પહેરી લીધાં અને બારી આગળ ઉભો રહ્યો. બારીના પડદા તેણે એવી રીતે ગોઠવ્યા હતા કે બહારનો માણસ તેને જોઇ શકે નહિ છતાં પોતે બહાર બાગમાં હરફર કરતાં માણસને જોઇ શકે. થોડીવારે, તેની પાસેના ઓરડાની બારી ઉઘડી હોય એવો અવાજ તેને સંભળાયો અને સીગારેટ્‌ની વાસ આવી. તેથી તે મલકાયો. થોડીવારે નીચે રસોડાના ભાગમાંથી જેની, હાથમાં સાવરણી લઇ બહાર આવી ને બારીની સ્હામેના ભાગમાં આવી ઉભી અને વાંકી વળી ઘાસ ઉપરથી કંઇ લેતી હોય એમ જણાઇ; પછી તેણે—જેનીએ—આસપાસ ફરીને જોયું અને બદનના ગજવામાં કંઈ મૂકયું. જેસ્પરે જેનીની આ હિલચાલ બરોબર તપાસી. જેની અંદર ચાલી ગઈ કે તરતજ જેસ્પર ઓરડામાંથી બહાર નીકળ્યો ને મેરીકના ઓરડાની સામે ગોઠવી મૂકેલી છૂપી બેઠક ઉપર જઇ બેઠો. આ વખત તેને વધારેવાર ખોટી થયું પડયું નહિ. તેણે પડદામાં ચીરો પાડયો હતો તેમાંથી તેણે જોયું કે જેની હાથમાં ટુવાલ લઇને મેરીકના બારણા આગળ ઘણીજ ધીમેથી આવી. આસપાસ જોઇને ધીમેથી બારણા ઉપર ટકોરા કર્યા. તે એટલા ધીમા હતા કે કુતરાની ઉંઘવાળો માણસ પણ તેથી જાગી શકે નહિ. છતાં મેરીકના ઓરડામાં તે

સંભળાયા હોય એમ જણાયું અને તેનું બારણું ધીમેથી, કાળજી-પુર્વક કંઇ પણ અવાજ કર્યા વગર ઉઘડયું.

"તેલ પુરેલું લાગે છે" જેસ્પરે મનમાં ટીકા કરી.

મેરીક બારણામાં ઉભો હતો ને તેના ચ્હેરા ઉપર કાંઇક આશાનાં ચિન્હો જણાતા હતાં.

"આ તમારો ટુવાલ મી. મેરીક" જેની બોલી પણ ટુવાલ મેરીક આગળ ધરતાં તે આસપાસ નજર કરતી હતી.

"ઉપકાર—જેની" એમ કહીને મેરીકે સંભાળથી તે ટુવાલ લઇ લીધો.

"અને" જેનીએ ધીમેથી કહ્યું "મી. મેરીક. મને કુંચી મળી શકી નથી. મીસીસ વેલેન્ડે તેને કંઇક આડી મૂકી દીધી લાગે છે. અમે બન્નેએ તે શોધી. હું ફરીથી તપાસ કરૂં ?"

મેરીકે અંદર જતાં જવાબ આપ્યો "હમણાં નહિ, જેની વળી બીજીવાર. હું તને કહીશ" બારણું બંધ થયું ને જેની ચાલી ગઇ.

* * *

"મીસીસ વેલેન્ડ" જેસ્પરે તે સવારે નાસ્તા ઉપર મોડાં આવીને કહ્યું "મારે જો અહિં હજી વધારે રહેવાનું થશે તો ઘેરથી એકાદ નાની ટ્રંક લઇ આવવી પડશે." મીસીસ વેલેન્ડે ઉંચું જોયું અને અર્થસુચક રીતે હસીને કહ્યું "ખુશીથી લઇ આવજે, કેનેથ. તારા ઓરડામાં જગ્યા નહિ હોય તો માળીયામાં ટ્રંકના ઓરડામાં તેને મૂકીશું."

——:o:——

# પ્રકરણ ત્રેવીશમું.

## "હું હવે ભૂલ કરવા માગતો નથી."

જેસ્પર, બપોરના નાસ્તા પછી મેરીકના ઓરડામાં આવ્યો ને મેરીકને પૂછ્યું:

"મેરીક, તારી પાસે કંઈ કુંચીઓ છે? મારી ટ્રંકની કુંચી મેં કોણ જાણે કયાં મૂકી દીધી છે. અને ગામમાં સવારમાં જઇને ધક્કો ખાધેલો નકામો જાય છે. ઓહ! ઉંઘતો હતો કે શું? મેં કંઇ હરકત તો નથી કરી?"

"નહિ. ઉંઘવાનો યત્ન કરતો હતો ખરો. અંદર આવ. હું જાઉં." એમ કહી મેરીકે બારણું ઉઘાડયું ને જેસ્પર બેદરકારીથી અંદર ગયો. "મારી કુંચીનું કોણ જાણે શું થયું. કડી નથી રાખતો તેનીજ મને શિક્ષા થઇ છે. સીમ્સનું તાળું છે."

"કડીઓ રાખવાથી કુંચી નથી ખોવાની એમ હું કહી શકતો નથી. આ કેટલીક કુંચીઓ છે, જેસ્પર. જુની અને જુદી જુદી જાતની છે. ખરી વાત એમ છે જેસ્પર, કે હું છેલ્લો શહેરમાં ગયો ત્યાં મારી જરૂરની કુંચીઓ ખોવાઇ ગઇ છે." એમ કહી મેરીકે એક મુઠી ભરીને કુંચીઓ જેસ્પરની પાસે ટેબલ ઉપર મૂકી.

"હું પાછો ફરતો હતો ત્યારે ટ્રેનમાં મેં બૅગ ઉઘાડી ત્યારેજ એ કુંચી ગુમ થયેલી જણાઇ. આમાંથી કોઇ લાગે એમ હોય તો લઇ જા."

જેસ્પરે તે કુંચીઓ લઇને ગજવામાં મૂકી "ઉપકાર માનું છું. એ ટ્રંકમાં મારાં ધોયલાં કપડાંનો સૂટ છે. આ વખતે જાણે એમ થાય છે કે દરરોજ નીકળતાં નવા તાળાંઓ અને કુંચીઓ આપ

રૂપ છે. પહેલાં તો એકની કુંચી બીજાને લાગી શકતી હતી તે સહેલું પડતું હતું."

"ખાસ કરીને ચોરો ને."

"નહિ. ચોરોને કંઇ હરકત નથી. ચોરો, તાળાં ને કુંચીઓ વધતાં ગયાં તેમ વધતા જાય છે અને વધારે લુચ્ચા થાય છે. તાળાં કુંચી બનાવનારા જેવાજ તેઓ પણ અક્કલવાળા થયા છે. અને ખરે! મેરીક તેં ચોરોનું નામ દઇને મને ઠીક વાત સંભારી આપી."

"શું—હું સમજ્યો નહિ."

"હા! હા!" જેસ્પરે સ્હેજ હસતાં કહ્યું "મેં શરૂઆત મોઘમ કરી. આ કામમાં પેલા બદમાશો—જેમણે આ ઘર ફોડવાનો પ્રયત્ન કર્યો હતો એમ તેં મને કહ્યું હતું—તેમાંનોજ કોઈ સંડોવાયલો છે એમ માલૂમ પડી આવે તો કેવું? આ બનાવ બન્યો તે પહેલાં થોડા વખત ઉપરજ આ બે પ્રયત્નો કરવામાં આવ્યા હતા એ જરા વિચારવા જેવું મને લાગે છે."

"હા." મેરીક વારા ફરતી ફીક્કો અને રાતો પીળો થતો હતો. "પછી શું?"

"અને તે વખતે આવેશમાં ને આવેશમાં કોઇએ બાગમાં શોધ કરી નહોતી."

"નહિજ."

"અને તેથી કદાચ આપણે મહત્વની કેટલીક કડીઓ ગુમાવી છે. ત્યાર પછી મેં ઘરની અંદર અને બહાર બારીકાઇથી તપાસ કરી છે અને એક મહત્વની બીના મને એ માલૂમ પડી છે કે ઘરનાં માણસો ખાણાંની ટેબલ ઉપર રોકાયલાં હોય તે વખતે, ઘરની અંદરની રચના જાણતો હોય અને ઘરનાં માણસોની ટેવોથી

વાકેફ હોય તેવા માણસને મોટા દરવાજેથી ઘરમાં આવીને ઉપર ચડી જવું એ—"

"ઓ પ્રભુ!"

"અને—તારી પત્નિના ઓરડા, ઉપર ચડતાં પહેલાજ આવે છે."

"હા—હા."

"અને ચોરી કરવાનો ઈરાદો હોય તો તેના ઓરડામાં કેટલીક ટૂંકો ઉઘાડી હતી, કેટલીક બંધ હતી. અને કિંમતી ચીજો આમતેમ પડી હોય એ આકર્ષણ ચોરને પુરતું હતું."

"પણ—એમ—"

"મને પૂરૂં કરવા દે. આ તો માત્ર એક કલ્પના છે. ખરે વખતે ખાલી હાથે ઘરમાં અંદર આવવું એ એક વાત છે. પણ લુંટ ચલાવીને ભરેલે હાથે બહાર નીકળવું એ જુદી વાત છે. તેથી સંતાઇ રહીને બહાર નીકળી જવાની તક શોધવી એ ચોરને વધારે ડહાપણ ભર્યું લાગ્યું હોય એ બનવા જોગ છે."

"સમજ્યો" મેરીક આતુરતાથી મ્હોં ફાડીને સાંભળતો હતો.

"અને એ ઓરડામાં સંતાવાની જગ્યા પુષ્કળ છે. એક અંધારી ખાલી ઓરડી, કોચ, પડદો–પડદાવાળું બિછાનું—અને ત્યાર પછીની હકીકત આપણે અનુમાનથી જાણી શકીએ. કેમ ખરૂં ને?"

મેરીકે માથું હલાવ્યું ને હાથમાં સંતાડ્યું. પછી તેણે જ્યારે પાછું ઉંચું જોયું ત્યારે તેની આંખોનો આતુરતાવાળો દેખાવ જોઇને જેસ્પરને અચરતી થઈ.

"આ કલ્પના તું માને છે? બીજી જાતના પુરાવા હોવા છતાં પણ?"

"હા. પેલા કાગળના કટકાઓ તો નિરૂપયોગી છે. તેનો અર્થ આપણે કરીએ છઇએ તેથી જુદો પણ થઈ શકે. હું કહું છું તે બહુ અસંભવિત ભાસે છે?"

"નહિ." મેરીક ઉભો થયો ને તટાર થયો. "અને હું જો તે માનું તો મારા મન ઉપરનો ભાર ઘણોજ ઓછો થઇ જાય. મારી પત્નિના મિત્રોમાં હું વિશ્વાસ રાખવા ઇચ્છું છું અને ડોરી-સની પછી બીજી પાયરીએ ગ્લેન વેલેન્ડ માટે હું ભાવ ધરાવું છું. તેને એક બ્હેન તરીકે હું ગણું છું અને—" તે જેસ્પરની પાસે આવ્યો "મેં તને બધું કહ્યું નથી. તું જાણે છે કે મારી પત્નિના મરણથી ગ્લેન—વહેલી મોડી—એક ધનવાન સ્ત્રી થવાની છે?"

"એમ ત્યારે. તારા મનમાં એ ઘુમે છે? મને તેની ખબર છે. પછી શું?"

"કંઇ નહિ." મેરીકના બોલવામાં અચરતીનો અંશ જણાતો હતો.

"એટલુંજ પુરતું છે. અને તેથી હું કંગાળ બની ગયો છું" તે ખુરશીમાં પાછો બેસી ગયો. "જેસ્પર, બેસ. હું આ બાબત વાત કરવા માગું છું."

"નહિ. મને ઉતાવળ છે. પણ એક વાત પૂછું છું. તારી સ્ત્રી પાસે કે તારી પાસે એવી કોઈ ચીજ—કાગળ, દસ્તાવેજ અગર બીજું કંઇ—હતી કે જે બીજો કોઇ માણસ લેવાને ઘણો ઇંતેજાર હોય? એવા બનાવો ઘણા બને છે. તારા ઓરડામાં એવું કંઇ હતું કે જે તારી ગેરહાજરીમાં તારી સ્ત્રી પાસેથી જબરીથી લઇ જવાને કોઇ મરણીયો માણસ લલચાય?"

કંઇ જવાબ મળ્યો નહિ. યુજીન મેરીક ખુરશી ઉપર પડયો હતો, તેનો ચ્હેરો ફીક્કો થઇ ગયો હતો અને ઓઠો ફફડતા હતા. એક પળ પછી પાછો તે તટાર થઇ ગયો ને બોલ્યો "ભલા આદમી! તેં મને ખરેખર બીવડાવ્યો. નહિ. તું ધારે છે એવું કંઇજ નહોતું. પૈસા ને દાગીના શિવાય બીજું અસાધારણ કંઇજ નહોતું."

જેસ્પર બારણા તરફ ચાલ્યો.

"આ કલ્પના મુજબ તું કામ કરવા ધારે છે?" મેરીકે સવાલ કર્યો.

"હા."

"અને તને તે સંભવિત ભાસે છે?"

"હા. હું માનું છું કે તારી સ્ત્રીના મરણ માટે, તે રાતરે આ ઘરની બ્હારનો કોઇ આદમી જવાબદાર છે. મને એક બે પત્તા તો હાથ પણ લાગ્યા છે. હજી હું તેને પકડી શકીશ."

"અને હું જીંદગીભરનો તારો આભારી થઈશ. જેસ્પર તેં મને આશા આપી છે. આ ઘરના કોઈ માણસ ઉપર હું શક લઇ જવા માગતો નથી."

"અને મારા મત મુજબ તેમ કરવાની જરૂર પણ નથી. હજી કંઇ સમાચાર સાંભળવાની તારે આશા રાખવાની નથી, મેરીક. અને મેં તને જે કંઇ કહ્યું છે તે તારે જણાવવા પણ દેવાનું નથી. જે કરવાનું છે તે હું ધીમે ધીમે કરીશ. હવે હું જઈશ. મારી ટૂંક માળીયામાં મૂકવી છે તેથી હજી માળીયાની કુંચી મીસીસ વેલેન્ડ પાસે લેવાની છે. તારી કુંચીઓ લગાડી જોઇને પાછી આપીશ. સાહેબજી." એમ કહી તે ઉતાવળથી જતો

રહ્યો. ઓરડામાં જઇ બારણું બંધ કરી કુંચીઓ તપાસી. પોતાની ટ્રંકને લગાડી જોવાની તેને દરકાર નહોતી. તેણે કુંચીઓ તપાસી અને પછી ગજવામાંથી ડાયરી કહાડી તેમાં નીચે મુજબ લખી લીધું:

"મે. શહેરમાં કુંચી ગુમ. પાછા ફરતાં ટ્રેનમાં જણ્યું. નોટ–ખરૂં હોય તો–કુંચીના સંબંધનો ગુંચવાડો આથી ખુલ્લો થાય છે."

ડાયરી પાછી ગજવામાં મૂકી. કુંચીઓ જમીન ઉપર ટ્રંકની પાસે વેરી નાંખી, બારણું ઉઘાડીને નીચે દોડયો. હાથમાં એક પેચીયું ને હથોડી લઇને પાછો આવ્યો ત્યારે મેરીક તેના બારણા આગળ ઉભો હતો.

"હલ્લો મેરીક! મને પાછો મળવા આવ્યો છે કે શું? અંદર જા. બારણું ઉઘાડું છે. પણ તારી કુંચીઓ લાગી નથી. અંદર આવ ને જો. કુંચી ખોવાઇ તેનો ઇલાજ કેવો કરૂં છું."

મેરીક અંદર આવ્યો ને તરત પોતાને આવવાનું કારણ જણાવ્યું. "તેં તારી ટ્રંકને માળીયામાં લઈ જવાનું મને કહ્યું હતું. તારી પાસે કુંચી છે. એટલે મને એમ થયું કે હું પણ તારી સાથે આવીને મારો કેટલોક સામાન ત્યાં છે તે તપાસી જોઉં ને શહેરમાં મોકલવા જેવો હોય તે મોકલી દઉં."

"ઓહ! ઘણી ખુશીથી. પણ પહેલાં તો આ તાળાંને હું તોડી કહાડીને કપડાં બધાં બહાર કહાડવા માગું છું. બેસની મેરીક, પણે સીગાર છે તેમાંથી જોઇએ તો લે."

મેરીક બેઠો અને જેસ્પરે તાળું તોડી કપડાં બધાં બહાર કહાડી કોચ ઉપર ગોઠવ્યાં અને પછી ટ્રંકને એક કડાંથી ઉંચકી જોઇ બોલ્યો "ઘણીજ હલકી છે. હુંજ પોતે લઇ જઈશ."

"તું હમણાંજ જાય છે? તો એક છેડો હું પકડી લઈશ." મેરીક બોલ્યો.

જેસ્પર હસ્યો. "તેમ પણ ચાલશે. તને હરકત ના હોય તો મને કંઇ અડચણ નથી." એમ કહી બન્ને જણાએ ટ્રંકને ઉંચકી અને બહાર નીકળ્યા.

"તારૂં બારણું બંધ નથી કરવું?" મેરીકે પૂછયું.

"કંઇ જરૂર નથી. હમણાં આટલામાં કોઇ નથી." એમ કહી જેસ્પરે ચાલવા માડયું થોડે ચાલ્યા પછી અજાણ્યા થઇ પૂછયું "કયે રસ્તે જવાનું હશે કોણ જાણે? હા આમજ. નાનો હતો ત્યારનું મને સાંભરે છે." એમ કહી જમણી બાજુ તરફ વળ્યો. ઉપર જઈ ઓરડો ઉઘાડયો ને અંદર જઇ બન્ને જણાએ ટ્રંક નીચે મૂકી.

"માળીયો તો હતો તેવોજ છે?" જેસ્પરે પગથી ટ્રંકને ખુણામાં ખસેડતાં કહ્યું "અને માર્થાજ પહેલાંની માફક દેખરેખ રાખતી જણાય છે. જરા પણ ધુળ જણાતી નથી."

પોતાની ટ્રંક જગ્યાએ મૂકી, મેરીક જે આસપાસ બધે જોતો હતો તેની તરફ ફરીને પૂછયું "તારે કંઇ નીચે લઇ જવાનું છે?"

મેરીક પેલી મોટી ટ્રંક પાસે ગયો. અને બેદરકારીથી તેને તપાસી જોઇ બોલ્યો "આ ટ્રંક મોકલી દઇને, હું આ ઘર સાથે સંબંધ છોડવાની શરૂઆત કરવાનો વિચાર કરૂં છું. આમાં શિયાળુ કપડાં છે. ભારે પણ છે." નીચાં વળતાં નંબરની પટ્ટી ઉપર તેની નજર ગઇ અને તે એકદમ ચમકી ઉઠયો "ઓહ! વિચિત્ર! અતિવિલક્ષણ!"

"શું છે?" જેસ્પરે પૂછયું.

મેરીકે પેલી નંબરની પટ્ટી બતાવી કહ્યું "મારી પાસે ત્રણ સરખી ટૂંક છે અને તરત ઓળખાઈ આવે તે માટે મેં તેના ઉપર જુદા જુદા નંબરો ચોડેલા છે. મારો સામાન મેંજ અહિં મૂકાવ્યો હતો. મને બધું વ્યવસ્થાસર ગોઠવેલું હોય એ ગમે છે. અને હું સોગન ઉપર કહું છું કે આ ટૂંકની જગ્યાએ બીજીજ ટૂંક મૂકેલી હતી. એ ત્રણે ટૂંકોને મેં અનુક્રમે ગોઠવી હતી."

જેસ્પર ધીમેથી હસીને બોલ્યો "ભલા આદમી! તેં જો આ ઘરમાં વધારે દિવસ કહાડયા હોત તો તારો સામાન અડથલ ગડથલ થયો તેથી તને આટલો અચંબો થાત નહિ. આ તો માર્થાનું જ ડહાપણ લાગે છે. અહિં સાફસુફ કરતી વખતે તેણે ફેરફાર કરી નાંખ્યો હશે."

મેરીકને આ ખુલાસાથી કંઈક દિલાસો મળેલો જણાયો અને બારણાં તરફ જતાં બોલ્યો "એમજ હશે. પણ હું હમણાં એ ટૂંક ઉઘાડીશ નહિ. અંદરથી ચોપડીઓ અને કેટલાંક કપડાં કહાડી શહેરમાં મોકલવાનો મારો વિચાર હતો પણ હવે બીજે કોઇ દિવસે એ કરીશું. ચાલો નીચે જઇશું ને હવે?"

"ચાલો." જેસ્પર મેરીકની પાછળ ચાલતો હતો ત્યારે તેની આંખો સંતોષથી ચળકતી હતી. પોતાના ઓરડા આગળ પહોંચતાં તે બોલ્યો "હવે કપડાં લઇ જવાનું કામ રહ્યું."

"જેનીને કેમ નથી બોલાવતો?" મેરીકે પૂછયું.

"તું એક કુંવારી ફોઈના હાથે ઉછર્યો નથી એમ જણાય છે. ચાલ આવ. હું કેવી રીતે બધું આટોપી નાંખું છું તે જો."

"ઉપકાર. નહિ, મારી તબીએત અત્યારે બગડેલી લાગે છે. હું જરા ઉંઘી જઇશ. રાતરે બિલકુલ થોડી ઉંઘ આવે છે."

"અરે રામરામ! મને પણ તેં કહ્યું ત્યારેજ જણાય છે કે તારી તબીએત અત્યારે સારી દેખાતી નથી. અલબત્ત જરા ઉંઘ કહાડી ઉઠ. નહિતર પછી ડૉકટરને કહેજે."

મેરીક ધીમે ધીમે એના ઓરડામાં ગયો. એનું બારણું બંધ થયું એટલે જેસ્પર ખુરશી ઉપર બેઠો ને સંતોષના ઉદ્‌ગાર કહાડયાઃ "કડીઓ ઠીક ગોઠવાતી જાય છે! અહાહા! મી. કેન જેસ્પર હવે તમે જરા ધીરજ રાખજો. હવે બનાવો જલદી બનતા જશે." પછી જેસ્પરે પોતાની ડાયરીમાં કંઇક લખ્યું; લખી રહ્યા પછી તે ઉઠયો અને કંઇક વિચાર અમલમાં આણવાના ઇરાદે બારણા તરફ ગયો, પણ પછી અટકયો, જરા વિચાર કર્યો ને માથું ધુણાવ્યું. "નહિ. હું જરા થોભી જઇશ; એની મેળે જે થાય તે થવા દો; હવે હું ભુલ કરવા માગતો નથી."

## પ્રકરણ ચોવીશમું.

### "હવે હું નીરાંતે બેસી રહીશ."

કેનેથ જેસ્પરે ઠરાવ કર્યો હતો તે મુજબ હાલ તુરત પોતે કંઇ નહિ કરતાં, આસપાસ તીક્ષ્ણ નજર રાખતો, ઘરનાં બે આદમી ઉપર છુપી જાસુસી કરતો બેસી રહ્યો હતો. તેણે કલ્પના પૂરી ગોઠવી કહાડી હતી; એટલે તેને વિચારવાનું હવે કશું નહોતું. તેને ખાત્રી હતી કે હવે થોડાજ વખતમાં તેની સાંકળમાંની ખુટતી કડીઓ એની મેળેજ મળી આવશે. કારણ કે, તેણે જે કલ્પના ગોઠવી કહાડી હતી તે મુજબ, અમુક સંજોગોમાં અમુક માણસને અમુક કાર્ય કર્યા વગર છુટકોજ

નહોતો; અને તે મુજબ તે માણસ હિલચાલ કરે તો તેના પરિણામ ઉપરજ ધ્યાન આપવાનું હતું. એટલે તેને હમણાં નિરાંત હતી.

મેરીકની સાથે તે માળીયામાં ગયો હતો તે પછી પાછો રાતરે જેસ્પર, અંધારામાં ફંફોસતો માળીયા ઉપર ચડયો હતો; અને પાછો આવ્યો ત્યારે તેના ચ્હેરા ઉપર ફત્તેહની ખુશાલી પ્રકટી રહી હતી. "મને એ બાબતની ખાત્રીજ હતી. હવે હું નિરાંતે બેસીશ."

તે રાતરે તેને ઉંઘ આવી નહિ. તેથી સવારે તે જરા મોડો ઉઠયો. બારી ઉઘાડી તે વખતે તેણે મીસીસ વેલેન્ડ, ગ્લેન અને સુજીનને તેણે ગાડીમાં બેસીને જતાં જોયાં. તેથી તેને સ્હેજ અજાયબી થઇ. નાસ્તો લઇને તે કેપ્ટનના ઓરડામાં કેપ્ટનની પાસે જઈ બેઠો. કેપ્ટને ન્યુસપેપર ઉંચું મુકયું ને પૂછયું "કેમ જેસ્પર?"

"કંઇ નહિ. કંઇ પણ ખુલાસો પૂછયા વગર તમારે એક જવાબ આપવાનો છે."

"બહુ સારૂં. હું જોઇશ."

જેસ્પરે સીગારેટ સળગાવી એક શ્વાસ લેતાં પૂછયું. "મેરીક પોતાની મેળેજ ગ્લેન અને મીસીસ વેલેન્ડની સાથે ગયો?"

"તે એક સવાલ છે. પણ હું તેનો જવાબ આપીશ ખરો."

"આપો ત્યારે."

"બહોંસ કરી ત્યારેજ મેરીક સાથે ગયો."

"કોણે બહોંસ કરી?"

"પહેલાં મારી પત્નીએ ને પછી એલેને."

"ઠીક" જેસ્પર પાછો અઢેલીને બેઠો ને થોડીવાર સુધી સીગારેટ પીતાં પીતાં વિચાર કર્યો. પછી પાછો તે બોલ્યો. "ક્રેપ્ટન, મેરીક તેની પત્નીના મરણ પછી પાછો પોતાને ધંધે વળગવાની ઇચ્છા કોઇ દિવસ જણાવી હોય એવી તમને ખબર છે?"

"ન—નહિ." ક્રેપ્ટને બેદરકારીથી જવાબ આપ્યો.

"તે પછી કોઇ દિવસ ગામમાં ગયો છે?"

"ના."

"ધંધા સંબંધી કંઇ પણ બોલ્યો છે?"

"એટલુંજ કે તેનું હમણાં ધંધા ઉપર ચિત્ત લાગતું નથી; અને એવરી બધું કરે છે તેના ઉપર ભરોસો છે."

"ઉંહુ! રોગી ને અસ્વસ્થ થતો જણાય છે નહિ?"

"એમ જણાય છે ખરૂં. મળવા આવનાર લોકોથી તો ન્હાસતો ફરે છે. એટલુંજ નહિ, પણ ઘરના મિત્રોને પણ અજાણ્યા માણસ જેટલાજ દૂરના દૂર રાખે છે."

"મેં તે જોયું છે" જેસ્પરે કહ્યું. થોડીવાર શાન્તિથી સીગારેટ પીને ફરી તે બોલ્યો.

"ક્રેપ્ટન, મીસીસ મેરીકના ઓરડામાં હાલ બધું છે તેમજ રહેવા દેવાની મારી ઇચ્છા છે; અને એવો હુકમ તમે કર્યો છે એવો દેખાવ આપજો. તમારાં પત્નિની દેખરેખ સિવાય, તે ઓરડામાં કંઇ વાળઝુડ કે સાફસુફી થવી જોઇએ નહિ."

"બહુ સારૂં."

"અને મેરીક જો તેમાંથી કંઇ ફેરવવાનો કે લઇ જવાનો વિચાર જણાવે તો તેને એમજ કહેવું કે, એલેનની તબીઅત જરા

સુધરે એટલે શહેરમાંથી કોઇ ડીટેકટીવને બોલાવવાનો તમારો વિચાર છે."

"બહુ સારૂં. હું મારો પાઠ ભજવીશ."

"હજી એક બીજું છે. કોઇ પણ વખતે કોઇ બનાવ કે અજાણ્યા માણસો માટે હું વાત છેડું તો, તમે તેથી માહિતગાર હો તેવી રીતે વાત ઉપાડી લેજો. વખતસર ચેતીને પાઠ ભજવવાનો છે."

કેપ્ટન જરા ગુંચવાયો "હું કેવી રીતે ચેતું તેનો મને તું ખ્યાલ નહિ આપે?"

"હા. ધારો કે, હું તમને અચાનક એમ પૂછું કે પેલા બે અજાણ્યા માણસ તમારી સાથે બાગમાં ફરતા હતા કે વાત કરતા હતા તે કોણ હતા. ત્યારે તમારે એમ કહેવું કે તમે એ લોકોને ઓળખતા નથી પણ તેઓ જરા વિલક્ષણ તમને જણાતા હતા. એ લોકોને તમેં પહેલાં પણ અહિં આસપાસ ફરતા જોયા હતા એવું પણ તમારે ઉમેરવું. સમજ્યા?"

"નહિ. હું સમજ્યો નથી. પણ તને મદદ મળે એમ હોય તો તું કહેશે તે કહેવાને હું તૈયાર છું."

"ઉપકાર. તમે સમજશો એવી મારી ખાત્રીજ હતી. ચાલો આપણે બહાર જઇએ." બન્ને જણા ઉઠયા. બારણા આગળ જતાં કેપ્ટને કેનેથના ખભા ઉપર હાથ મૂકી કહ્યું "કેનેથ, આપણી શરતો હું ભુલી ગયો નથી. પણ આવો સંદેહ ખમી શકાતો નથી. તે છોકરીનાં મરણથી આપણે બધાં દુઃખી તો થયાજ છીએ; પરંતુ તેથી પણ વધારે ત્રાસદાયક આ ભેદથી ભરેલું વાતાવરણ છે. મેરીક ભુતની માફક ફર્યાં કરે છે; મારી સ્ત્રી, મારાથી કંઇ છુપાવતી હોય એવી રીતે હમેશાં વિચારમાં મશ્ગુલ થઈ ફરે છે; પણ સૌથી અસહ્ય તો ગ્લેનમાં થયેલો ફેરફાર છે. બ્હેનના મરણથી તેને અતિશય દુઃખ તો થતુંજ હશે; પણ, કેન, તેના ચ્હેરા ઉપર

દુઃખથી કંઈક જુદુંજ અને વિશેષ તું નથી જોતો? તે બ્હીતી, સાવધ રહેતી, આસપાસ શું બને છે તેની નજર રાખતી અને તે સાથે બીજાં માણસોની અવગણના કરતી ફરે છે એમ તને નથી લાગતું? કે પછી હુંજ વહેમથી ભરેલો છું તેથી મને બધું એવું દેખાય છે?

કેનેથે કંઇ જવાબ આપ્યો નહિ. ફક્ત ઉંડો નિઃશ્વાસ મૂકયો ને બોલ્યો "ચાલો આપણે બહાર જઇએ."

બન્ને જણા બહાર બાગમાં આવ્યા. થોડે સુધી શાન્ત ચાલ્યા પછી કેનેથે પૂછયું.

"કેપ્ટન, તમે કંઇ કહેવા જતા હતા કે—"

"જવા દે હવે. મેં બડબડવાનું શરૂ કર્યું હતું. પણ તારી ખુશી હોય ત્યારે બધું મને કહેજે."

"કેપ્ટન, સંજોગો ધીમે ધીમે એવા આવે છે કે થોડા સમયમાં તમને બધું કહેવા હું શકિતમાન થઇશ એમ મને આશા છે."

"થોડા સમયમાં!"

"હા. કદાચ હજી એક બે અઠવાડીયાં લાગશે. હું ખરો હોઉં તો તેથી વધારે તો નહિજ થાય. હું મારી કલ્પના પ્રમાણે કામ કરૂં છું; અને બનાવો પણ મારી કલ્પનાને બંધબેસ્તા બને છે અને મારી ખાત્રી છે કે કેવળ અકસ્માતથી તો એવી રીતે બેસેજ નહિ."

"આહ!" કેપ્ટને માત્ર એક શબ્દ ઉચ્ચાર્યો પણ તેથી તેને થયેલો અનહદ સંતોષ જણાઇ આવ્યો હતો.

"કેપ્ટન, મારાથી બની શકત તો હમણાંજ બધું હું તમને કહી દેત. પણ તમને કે બીજા કોઇને હમણાં બને તેટલું થોડું જણાવા દેવું એજ ઉત્તમ છે એમ હું માનું છું."

"એટલુંજ બસ છે કેન. આ ક્ષણથી મેં મારી જીજ્ઞાસાને બાજુએ મૂકી છે એમ સમજ. તારે ફાવે તેવા હુકમ કરજે. ભવિષ્યમાં કંઇ પણ બોલ્યા વગર હું તે પાળીશ."

જેસ્પર તે પછી પાછો ઘરમાં ગયો; ને કેપ્ટન વિચારમાં મશગુલ થઇ બાગમાં ફરવા ગયો.

## પ્રકરણ પચીશમું.

"અગત્યનું."

ગ્લેન વેલેન્ડ ધીમે ધીમે સારી થતી ગઇ. તે એટલે સુધી કે હવે તેણીએ પોતાના ઘોડા ઉપર બેસીને જવા માંડયું. તેનાથી જેટલું આશ્ચર્ય ઘરનાં બધાં માણસોને થયું તેથી વિશેષ એ બીનાથી થયું કે ઘણું ખરૂં ગ્લેન, યુજીન મેરીકની સાથેજ બહાર જતી હતી. યુજીન પણ ઘરના બીજાં માણસો કરતાં ગ્લેનની સાથેજ વધારે ભળતો થયો હતો. આવીજ રીતે એક સ્હાંજે નાસ્તા પછી તેઓ બે જણાં ઘોડા ઉપર ફરવા ગયાં હતાં. જેસ્પર ઘરમાં હતો અને ડૉકટર રૅાથ અને કેપ્ટન બહાર ચોક ઉપર છાંયડામાં બેઠા હતા; અને મીસીસ વેલેન્ડ તરતનીજ બગીમાં બેસીને બ્હારથી આવી હતી; તેણીએ પોતાની હમેશની જગ્યાએ બેસતાં કહ્યું "જરા ઘંટ વગાડી, લેમનેડ મંગાવશો મી. વેલેન્ડ? તમે શું લેશો ડૉકટર? અમને બધાને જુદી જુદી ચીજ પસંદ પડે છે. મી. વેલેન્ડ અને હું લીંબુનો રસ પસંદ કરીએ છીએ. યુજીનને બરફવાળું દુધ ગમે છે; ગ્લેન અને કેનેથને બરફવાળી રશીયન ચ્હા ગમે છે."

"રશીયન ચ્હા !" કેનેથ, નચિંતપણે ધીમે ધીમે પગથીયાં ચડતો બોલ્યો. "રશીયન ચ્હા મંગાવી મીસીસ વેલેન્ડ? ઉભા રહો, હું મંગાવું. પેલાં બે ઘોડેસ્વાર આવતાં દેખાય છે. તેમને પણ એ પસંદ પડશે." એમ બોલી તે પહેલાં પગથીયાં ઉપર બેઠો.

"આજે હું થોકડો ને થોકડો ટપાલ લાવી છું." મીસીસ વેલેન્ડે પોતાની બૅગ ખોળામાં ખાલી કરતાં કહ્યું. તે વખતે પેલાં બે ઘોડેસ્વારો ચોકના પગથીયાં આગળ આવી પહોંચ્યાં હતાં. જેસ્પર તુરત ઉઠયો અને મેરીક ઉતરે તે પહેલાં ગ્લેન તરફ હાથ ધરીને બોલ્યો. "આવો મીસ ગ્લેન."

એક મીનીટ અચકાયા પછી ગ્લેને તેને હાથ આપ્યો ને નીચે કુદી પડી. મેરીક બેસીજ રહ્યો.

"મને લગામ આપ, જેસ્પર" મેરીકે કહ્યું. ગ્લેન તે વખતે પગથીયાં ચડી ગઇ હતી. મેરીક બન્ને ઘોડાને દોરીને તબેલામાં લઇ ગયો.

ગ્લેન છેક ઉપરના પગથીયાં ઉપર થોભી અને તેની માના સામું જોઇ બોલી "અમે ડુંગરી સુધી ગયાં હતાં અને કબરસ્તાન આગળ જરા ખોટી થયાં હતાં." ડૉકટર રૅાથે ઉભા થઇ એક ખુરશી ખેંચી અને મીસીસ વેલેન્ડ આગળ મૂકીને કહ્યું. "અહીં બેસશો, મીસ ગ્લેન?" પણ ગ્લેને માથું ધુણાવ્યું ને થોડો વિચાર કરી જેસ્પર બેઠો હતો તેજ જગ્યાએ જઇને બેઠી. જેસ્પર હજી નીચેજ ઉભો હતો તેને આથી કંઇક સંતોષ થયેલો જણાયો.

"ત્યાંના ફુલો કેમ છે ગ્લેન?" મીસીસ વેલેન્ડે પૂછયું.

"સારાં છે. પણ ધોળું ગુલાબ કરમાઇ ગયું છે. તેના મુળમાં સડો જણાય છે."

"ત્યારે મારે બીજું રોપી આવવું પડશે."

"યુજીનને તે કરવા દેજો, મમ્મા. તેને ઇચ્છા છે."

મેરીક તબેલામાંથી આવ્યો તેને જેસ્પર—જે છેક નીચલા પગથીયાં ઉપર બેઠો હતો તેણે કહ્યું "મેરીક, હજી એક જગ્યા ખાલી છે."

"યુજીન" ગ્લેને ગંભીરાઈથી કહ્યું. "આ ખુરશી ઉપર બેસો." એમ કહી તેણે ડૉકટરે મૂકેલી ખુરશી બતાવી, અને મેરીકે આજ્ઞા પાળી. મીસીસ વેલેન્ડે હવે ટપાલ વહેંચવાનું શરૂ કર્યું.

"કેનેથ—આ ત્રણ તારા છે. એક તો તારી ફ્રાઇનોજ હશે."

"એના બે જણાય છે. ઉપકાર મીસીસ વેલેન્ડ."

"મી. વેલેન્ડ, તમે તો બહુજ લોભી છો. તમારા નવ છે."

"ધંધાના કાગળો હશે" ગ્લેને કહ્યું. "પપાના કાગળો છ લીટીનાજ બધા હોય છે તે હું જાણું છું."

"તેથીજ તરત વંચાઇ રહે છે." કેપ્ટને કહ્યું ને કાગળો ઉખેડવા માંડયાં.

"આ મારો ફક્ત એકજ છે." મીસીસ વેલેન્ડે કહ્યું "અને ગ્લેન તારા આ ત્રણ છે. યુજીન તમારો એકે નથી. પોસ્ટ કાડ પણ નથી."

"એ" મેરીકે ઉદાસીથી કહ્યું "કુટુંબ વગરના માણસનું એક કમનશીબ છે. મારે મા, બાપ, ભાઇ કે અતલગનું કોઇ સગું નથી. એ તમે જાણો છો. મીસીસ વેલેન્ડ, મારી બચગીથી આ ફક્ત મારૂં પહેલુંજ ઘર છે."

"તમે બ્હેનનું નામ ન દીધું" કેપ્ટને કહ્યું "તે બ્હેન કે બ્હેનો છે ખરી? કોઇ દિવસ તમે વાત તો કરી નથી."

"નહિ" ઉદાસીથી મેરીકે જવાબ આપ્યો "મેં મારી બ્હેનની વાત કોઇ દિવસ કરી નથી. મારાથી તે ઘણી મ્હોટી હતી. તે ઘરમાંથી નીકળી ગઇ અને નીચ વર્ગમાં પરણી અને તેથી તે સદાની વિસારે પડી."

"ક્ષમા ચાહું છું, મેરીક, કે મેં એ વાત કહાડી." કેપ્ટને કહ્યું.

તે દરમ્યાન ગ્લેને પોતાના બે કાગળો વાંચી લીધા હતા ને ત્રીજો હાથમાં લીધો હતો. પણ અક્ષર અજાણ્યા લાગવાથી, મેરીકની આડેથી મીસીસ વેલેન્ડના મ્હોં આગળ, લાંબો હાથ કરી તે પાકીટ ધર્યું ને પૂછ્યું "મા, આ અક્ષર તમે ઓળખો છો? મને એ અપરિચિત છે."

મીસીસ વેલેન્ડ તે અક્ષર જોવામાં પડી પણ તે દરમ્યાન એક કુતુહલ થયું તે જેસ્પરે બરોબર ધ્યાનમાં રાખ્યું. ગ્લેને જ્યારે મીસીસ વેલેન્ડ આગળ હાથ ધર્યો ત્યારે મેરીકની દૃષ્ટિ પણ તે અક્ષર ઉપર પડી હતી અને તેથી તે એકદમ ચમકયો હતો.

"મને તે જાણીતા લાગતા નથી, દીકરી" મીસીસ વેલેન્ડે કહ્યું ને કેપ્ટનને તે કાગળ આપ્યો.

"અરે!" કેપ્ટને તરત કહ્યું "આતો મીસીસ ક્રાલીકના અક્ષર જણાય છે. નહિ?"

"મારાં શિક્ષકના?" ગ્લેને કાગળ પાછો લેતાં પૂછ્યું. "કદાચ તમે ખરા પણ હો—જોઇએ." ગ્લેને તે પાકીટ ફોડયું. મીસીસ વેલેન્ડ ચોપાનીયાં ને ન્યુસપેપર વહેંચવામાં પડી હતી અને મેરીકનો ચ્હેરો પાછો સ્વસ્થ થયો હતો એમ જેસ્પરે જોયું.

પણ એટલામાંજ ગ્લેન એકાએક બૂમ પાડી ઉઠી તેથી બધાની નજર તેના તરફ ગઇ. ગ્લેનના હાથમાંના પાકીટમાંથી એક બીજું નાનું પાકીટ સરી પડીને કેનેથના પગ આગળ જઇ પડયું હતું. જેસ્પરે તે ઉંચકી લીધું અને સરનામું જોઇ લીધું પછી ગ્લેનને તે પાકીટ તેણે પાછું આપ્યું. ગ્લેને સરનામું વાંચ્યું અને ચમકી. પહેલાં કેનેથ સામું અને પછી મેરીક સામું જોયું; અને સ્હેજ અચકાઇને ગંભીરતાથી મેરીકને કહ્યું "ઘણુંજ વિચિત્ર છે, મી. મેરીક. મારી મારફત તમે કોઇ કાગળની આશા રાખી હતી?"

"મેં! કેમ! નહિ—"

"પણ આ એમજ છે." એમ કહી ગ્લેને ઉદ્ધતાઇથી તે નાનું પાકીટ મેરીક તરફ ફેંકયું અને પેલું મોટું પાકીટ નીચે પડયું હતું તેની દરકાર કર્યા વગર જુસ્સાબંધ ઉપર ચાલી ગઇ. બધાએ જોઇ લીધું કે તે ઘણીજ ઉશ્કેરાયલી હતી અને તેથીજ કોઇએ તેને અટકાવી નહિ. દરમ્યાન, મેરીકે પેલો કાગળ ઉખેડી વાંચ્યો અને તેના ઉપર જે અસર થઈ તે પ્રથમ ડૉકટર રૅાથેજ જોઇ. "મેરીક, કેમ શરીર બગડયું છે શું? શું છે?" મેરીક બહુજ ફીકો પડી ગયો હતો અને બેભાન થવાની તૈયારીમાં હોય એવો ખુરશી ઉપર પડયો હતો.

"શું છે?" મીસીસ વેલેન્ડે પણ ચમકીને પૂછયું.

"પેલો કાગળ—એજ કે?" ક્રેમ્ટન બોલ્યો. તેથી મેરીક જરા શુદ્ધિમાં આવી જઇ બોલી ઉઠયો. "હા. એ કાગળથી હું જરા ચમકયો. એ મારી બ્હેનનો છે."

"કેવું વિચિત્ર!" ક્રેમ્ટન બોલી ઉઠયો. પણ જેસ્પર અને ડૅાકટરે તો ચક્ષુમિલનથી સંતોષ માન્યો. મીસીસ વેલેન્ડે થોડું લેમન લઇને મેરીક આગળ ધાર્યું "આ પી જાઓ, યુજીન. પછી ડૅાકટર તમારી સંભાળ લેશે."

મેરીકે થોડા ઘુંટડા પીધા "મને ઘણીજ નબળાઈ લાગે છે અને ચક્કર આવે છે. હું હજી બરોબર સાજો થયો નથી. નહિ તો આથી આટલો બધો ચમકત નહિ." એમ કહી તેણે પેલો કાગળ ગજવામાં ખોસ્યો ને ઉભો થયો. "તમારી રજા હોય તો હું જરા સુઇ જઇશ મીસીસ વેલેન્ડ."

"તમે ઉપર નહિ જતા" ડોકટરે કહ્યું. "તમે બહુ નબળા લાગો છો. તમે જરા નીચેના ઓરડામાંજ સુઈ રહો. થોડીવાર શાંત થશો પછી હું તમને જોવા આવીસ."

"બહુ સારૂં. ઉપકાર થશે." એમ કહી તે ઉઠયો. મીસીસ વેલેન્ડ તેનું બિછાનું તૈયાર કરવા ગઈ. અને કેપ્ટન મેરીકને ટેકો આપીને લઇ ગયો. તેઓ બધા અંદર ગયા પછી જેસ્પરે ડૉકટરને પૂછયું "એ શું હશે?"

"ઉંહ! તે કાંતો અચાનક માંદો થઇ ગયો છે અથવા તો તેની બ્હેનના કાગળમાં કંઇ અસાધારણ ચમકાવે એવા ખબર હશે."

કેનેથ જેસ્પરે પાસે આવી ધીમે સાદે કહ્યું. "ડૉકટર, તમે મને વખત આવે મદદ કરવાનું વચન આપ્યું હતું."

"હા. તેનું શું?"

"મેરીકને એક કલાક સુધી ઘેનમાં રાખે એવી દવા આપી હોય તો કંઇ ઇજા થશે?"

"એને તો તેથી ફાયદો થશે."

"ત્યારે તો તમે એને એજ આપોને સુઈ રહેવાનું કહો."

"એટલે?"

"તમે કરશો કે નહી?"

" એમ કરવું અગત્યનું છે ? "

" તમે ધારી શકો તે કરતાં વધારે."

" ઠીક ત્યારે. આપણે એજ જાણીએ છીએ. હું એને આપું છું."

" જાઓ ત્યારે " કેનેથે કઠોરતાથી કહ્યું.

## પ્રકરણ છવીશમું.

" એનો અર્થ શું ? "

મેરીક, નીચેના ઓરડામાં, મીસીસ વેલેન્ડના કોચ ઉપર દશ મીનીટ સૂતો હશે; એટલામાં ડૉકટર રૉથ ત્યાં આવ્યો, તેની પાસે બેઠો ને નાડી હાથમાં લીધી.

" હજી નબળાઇ છે. ચક્કર આવતાજ હશે કેમ ? " ડૉકટરે નાડી જોઇ પૂછયું.

" હા."

" મેરીક માંદા થવાની તો તમારી ઇચ્છા નહિજ હોય."

" અલબત્ત નહિ."

" ત્યારે આ સ્થિતિમાંથી તમારે જલદી નીકળી જવું જોઇએ. તેને માટે તમારે શાંતિની જરૂર છે. હવે તમે તમારા ઓરડામાં જાઓ. હું શાન્તિકારક દવાનો એક ભાગ આપું છું. બે એક કલાક સુધી તમને કેમ રહે છે એ જોવાને હું રહેવાનો છું. દરમ્યાન તમારે ઉંઘવાનો પ્રયત્ન કરવો."

પાએક કલાક પછી રૅાથ મેરીકના ઓરડામાંથી બ્હાર આવ્યો અને જેસ્પરના બારણા ઉપર ટકોરા માર્યા. જેસ્પરે તરત બારણું ઉઘાડયું ને પૂછયું "ઉંઘી ગયો?"

"હા. નિરાંતે."

"કપડાં પહેરીને?"

"કોટ એણે મારા કહેવાથીજ ઉંઘમાં આવ્યો ત્યારે કહાડી નાંખ્યો. મેં એને ઘેન ચડતાં સુધી વાતમાં નાંખ્યો ને લગભગ બેભાન અવસ્થામાં એ આવ્યો ત્યારે હું અહિં આવ્યો છું. બારણું મેં બહારથી બંધ કરેલું છે."

"ઘણુંજ સારૂં."

"જેસ્પર" ડૅાકટરે ગંભીરાઈથી કહ્યું "તેં મને વચનથી બાંધી લીધો છે. અને હું તને પુરેપુરો ઓળખતો નહોત તો—"

"રૅાથ, હું ખાત્રી આપું છું કે તમને કહી તેથી પસ્તાવો થશે નહિ. તમારી પાસે કુંચી છે?"

"હા."

"ત્યારે મને આપો અને તમે અહિંજ મારા ઓરડામાં રહેજો. યાદ રાખજો કે આ વાત આપણા બે વચ્ચેજ ગુપ્ત રાખવાની છે. કેપ્ટનને પણ જણાવવાની નથી."

"મારાથી એ નહિ જાણે. અને જેસ્પર, હું આ બાબતમાં કંઇ સાંભળવા માગતો નથી."

"હું ખુશી છું. હું તમને કહેવા પણ માગતો નથી. કેટલોક વખત સુધી તો નહિજ. હવે—"

"હવે હું તને અંદર દાખલ કરૂં છું. ને હું બ્હાર ઉભો રહીશ. કોઇ આવી ચડશે તો હું તારા ઓરડામાં જતો રહીશ."

"કોઇ આવશે નહિ. મેં એનો બંદોબસ્ત કર્યો છે."

મેરીકે પેલા કાગળની સલામતી માટે કંઈ પણ વિચાર કર્યો હોત તો પણ તે, ડૉકટરની દવાની અસરને લીધે અમલમાં મૂકી શકાય એમ હતુંજ નહિ. તે ઉપરાંત ડૉકટર સાથેની વાતચિતથી એને તે તદ્દન વીસરી ગયો હતો; અને અત્યારે આસપાસ બનતા બનાવોથી તદ્દન અજાણ સ્થિતિમાં તે ઘસઘસાટ ઉંઘતો હતો. તે વખતે કેનેથે, કોચના ખુણા ઉપર કોટ ટંગાડયો હતો તેના ગજવા-માંથી, કોટને સ્હેજ પણ હલાવ્યા વગર વાંકા વળી પેલો કાગળ કહાડી લીધો અને બારી આગળ જઈ તે વાંચવા લાગ્યો. કાગળ ટુંકો હતો. તેમાં જે લખ્યું હતું તેનાથી જેસ્પરને સ્હેજ આશ્ચર્ય થયું; પણ તેણે તરતજ પારખી કહાડયું હતું કે તે કાગળ કોઇએ અક્ષર ફેરવીને લખ્યો હતો. એ કાગળમાં એમ હતું કેઃ—

" વ્હાલા મે.

મને ખબર મળી છે તે મુજબ, હું ધારૂં છું કે તું પેલાં બી વાવી દેશે તો સારૂં. મને જણાય છે કે એવી દુર્લભજાતિના બીને ઉઘાડા રાખતાં કે સાથે ફેરવતાં એ નુકસાનકારક છે. જોનસ્મીથ અગત્યના કામસર તને શોધે છે. બીજાની માર-ફત આ કાગળ તને મોકલું છું. તારી સંભાળ રાખજે.

જે."

કેનેથ જેસ્પરે એકવાર આ કાગળ વાંચીને ફરીથી ખુરશી ઉપર બેસી ભવાં ચડાવી ધ્યાનથી વાંચ્યો. પછી ગજવામાંથી કાગ-ળનો કટકો કહાડી તેના ઉપર અક્ષરશઃ આ કાગળની નકલ કરી લીધી. પછી તે કાગળ અસલ જગ્યાએ પાછો મૂકી દીધો અને ઓરડો છોડી જતાં પહેલાં મેરીકના ચ્હેરા ગમ એકવાર જોઇ લીધું.

કેનેથ જેસ્પર, પોતાના બારણા આગળ ગયો ત્યારે તેનો ચ્હેરો હમેશ માફક હસમુખો હતો. રૅાથ તેના ઓરડામાંજ હતો.

જેસ્પરે મેરીકના ઓરડામાં શું કર્યું તે વીશે કંઇ પણ પૂછયા વગર તે બહાર ચાલી ગયો. કારણ કે કેનેથને તે સારી રીતે પિછાનતો હતો. તેને ખાત્રી હતી કે કહેવા જેવું હશે તો કેનેથ પોતેજ કહેશે. કેંથ મેરીકના ઓરડાંમાં ગયો એટલે જેસ્પરે પોતાના કબાટના એક ખાનામાંથી, ગ્લેન વેલેન્ડના હાથમાંથી પડી ગયેલું પાકીટ જે તેણે ઉંચકી લીધું હતું તે કહાડયું.

"મને ખાત્રીજ હતી" તે બડબડયો "સરનામાના અક્ષર કાગળથી જૂદાં છે. કોઇ સ્ત્રીના અક્ષર છે." પછી તેણે તે પાકીટને અજવાળામાં ધર્યું પણ પછી માથું ધુણાવ્યું.

"નહિ. મને એથી મદદ નો મળે પણ તેણીની તરફથી મને જે મદદ મળે તે તેણીની સંમતિથીજ હોવી જોઇએ. બીજી રીતે નહિ." અજવાળામાં તે પાકીટને પકડી રાખ્યાથી જણાઇ આવતું હતું કે તેમાં એક કાગળનો કટકો હતો. જો કે તે બહુ મોટો જણાતો નહોતો. બારણા ઉપર ટકોરા થયાથી જેસ્પરે ફરીને જોયું તો જેની આવીને ઉભી હતી.

"જેની, મીસ ગ્લેન નીચે ગયાં છે?"

"નહિ સાહેબ. હું જાણું છું ત્યાં સુધી તો નથી ગયાં."

"ત્યારે, જેની, આ જઇને એમને આપ. ને કહે જે કે તમે ચોક ઉપરથી આવતાં રહ્યાં ત્યારે મને એ જડયું હતું ને મેં તે ઉપાડી લીધું હતું; પણ પછી મેરીકની ધમાલમાં આપવું રહી ગયું."

જેનીએ તે પાકીટ લીધું અને ગ્લેનના ઓરડા તરફ ગઈ. જેસ્પરે પોતાનું બારણું બંધ કર્યું અને નીચે ગયો.

ખાણાં વખતે મેરીકની માંદગી વીશે કોઇ કંઇ બોલ્યું નહોતું; પણ તેની હાલની સ્થિતિ જોતાં આવી રીતે અચાનક માંદા થઇ જવું એ સ્વાભાવિક હતું એમ બધાને લાગ્યું; અને લાંબા વખત સુધી નહિ જણાયલી બ્હેન તરફથી કાગળ આવે તેથી અચાનક આઘાત લાગે એ પણ સ્વાભાવિક હતું. ડૉકટરે ટીકા કરી કે

"આપણું મગજ ઉપાધિ કે માંદગીથી નબળું પડી ગયું હોય છે ત્યારે એક નજીવો બનાવ પણ આપણને કોઇવાર કેટલો તોડી પાડે છે એ જોવા જેવું છે. મીસ વેલેન્ડે જ્યારે મીસીસ વેલેન્ડ આગળ ધર્યું હતું ત્યારે મેરીકની નજર સરનામા ઉપર પડી હતી તે વખતે એ ચમક્યો હતો એમ મને ભાસ થયો હતો."

"ખરેખર" ગ્લેને કહ્યું "મને પણ તેથી અજાયબી ઉપજી હતી. અને મી. જેસ્પરે મેં પાકીટ ચોક ઉપર નાંખી દીધું હતું તે મને પાછું મોકલ્યું ત્યાં સુધી હું જાણતી નહોતી કે તેમાં મારે વાસ્તે પણ એક કાગળ હતો." એમ કહી ઉપકાર દર્શાવવા તેણે મેથ સામું જોઇને માથું નમાવ્યું અને તેની સ્હામું જોઇ પુછયું "તેની અંદર કંઈ છે એમ તમે જાણતા હતા?"

"હા. અને તમે પણ મેરીકનો કાગળ આવ્યા પછી જો તે પાકીટ હાથમાં લીધું હોત તો તમને પણ તરત ખબર પડત" જેસ્પરે ગભરાયા વગર શાન્તિથી જવાબ આપ્યો.

"આહ! ખરી વાત." એમ કહી ગ્લેને ગજવામાંથી તે પાકીટ ક્હાડી કેપ્ટન આગળ મૂક્યું.

"આપણને બધાને અને ખાસ કરીને મને જે વિલક્ષણ લાગ્યું તેનો ખુલાસો આ પાકીટમાં છે. મને લાગે છે કે વાંચશો તો બધાને રસ પડશે."

ક્રેપ્ટને પાકીટમાંથી, નોટપેપરનો પાતળો કટકો કહાડીને વાંચ્યું:—

"મીસ વેલેન્ડ,

મી. મેરીકના સરનામાની મને ખબર નથી; તે તમારા મિત્ર થાય છે એમ મેં સાંભળ્યું છે તેથી મારા ઉપર તેના સરનામાનો એક કાગળ આવ્યો હતો તે આ સાથે તમારી ઉપર બીડું છું. તે કાગળ મોકલનાર મને જણાવે છે કે મી. મેરીકને તે કાગળ અગત્યનો છે. આ કાગળ મી. મેરીકને પહોંચાડવામાં તમને વધારે તકલીફ પડશે નહિ એમ આશા રાખું છું.

લી. તમારી જુલીયા મે."

ક્રેપ્ટને તે કાગળ પાછો પાકીટમાં નાંખતાં કહ્યું "ઘણોજ અતડો ને પ્રીતિશૂન્ય કાગળ છે."

"પણ તેથી ખુલાસો થાય છે" ગ્લેને કહ્યું.

"પૂરતી રીતે" ડૉકટરે ઉમેર્યું.

મીસીસ વેલેન્ડ કચવાયેલી જણાઇ અને જેસ્પરે તો મ્હોં નીચુંજ રાખ્યું હતું. ખાણા પછી થોડીવારે ડૉકટર ઉપર ગયો ને તરતજ પાછાં આવીને જાહેર કર્યું કે મેરીક જાગ્યો હતો અને ઘણીજ સારી સ્થિતિમાં હતો. થોડીવાર પછી ડૉકટર ગયો ને ગ્લેન પણ ઉપર ગઇ. મીસીસ વેલેન્ડે ચોપડી વાંચવા લીધી હતી ને જેસ્પર અને ક્રેપ્ટને થોડાં ગપ્પાં માર્યાં; પછી કેપ્ટનને બગાસાં આવવા માંડયાં એટલે તેણે ઉઠીને કહ્યું "હું તો બહાર ચોકમાં જાઉ છું. તું આવે છે જેસ્પર?"

"મીસીસ વેલેન્ડને એકલાં મૂકી તમારી સાથે આવવાનો હું અવિવેક કરી શકતો નથી. એવી તોછડાઈ કરવા માટે હું હજી બહુ નાનો છું."

ક્રેપ્ટન સમજ્યો ને બહાર ચાલ્યો ગયો.

"મીસીસ વેલેન્ડ જરા મારી સાથે વાત કરશો?" જેસ્પરે પૂછ્યું.

"ખુશીથી" મીસીસ વેલેન્ડે તરતજ ચોપડી બાજુએ મૂકતાં કહ્યું.

"મને ખાત્રી છે કે હું અળખામણો થઇશ. પણ મારે મુદ્દાસર થોડા સવાલ પૂછવા છે."

"મુદ્દાસર?"

"હા."

"ત્યારે તને ગમે તે પૂછ."

"પ્રથમ તો તમે મેરીકને નીચે બોલાવી કોઇ પણ બ્હાને બે ત્રણ કલાક સુધી તેને નીચેજ રાખી શકશો?"

"હા" તરતજ જવાબ મળ્યો.

"જરૂર હશે તો હું તેને ગમ્મતમાં નાંખીશ. મારે વાસ્તે તમારે થોડી શોધ કરવાની છે."

"શેની ને ક્યારે?"

"તમે થોડું તો સમજ્યાં છો. હું માનું છું કે અદરાયા પછી મેરીક થોડા દિવસ બહાર ગયો હતો?"

"હા."

"તે દરમ્યાન એ લોકો વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યો હશે."

"લગભગ દરરોજ."

"મેરીકના ઓરડામેં તપાસ્યા તેમાં મને એવા કાગળો માલુમ પડયા નહોતા. મેં એ કાગળોને ખાતરજ તપાસ કરી

નહોતી. મીસીસ વેલેન્ડ, તમને કાગળો જડે તો તે વાંચવાનું હું તમને કહેતો નથી. હું એટલુંજ જાણવા માગું છું કે તમારી ભાણેજના સામાનમાં કોઇ પણ ઠેકાણે, મેરીકના તેના ઉપર આવેલા કાગળો અત્યારે છે કે નહિ."

"હોય તો તારે એ જોઇએ છે?"

"છે કે નહિ તેજ મારે જાણવું છે. અને તે મેરીકનાજ કાગળો છે એવી તમારે ખાત્રી કરવી."

"તે હું કરીશ. એટલુંજ કે?"

"નહિ. તમારી પાસે મેરીકની છબી છે?"

"અલબત્ત." ધીરેથી હસતાં મીસીસ વેલેન્ડે કહ્યું.

"તમારી પાસે એની જેટલી છબી હોય તે હું જોવા માગું છું."

તે તરતજ ઉઠી અને બીજા ઓરડામાં જઇ છબીઓનાં બે ત્રણ મખમલનાં આલ્બમ લઈ આવી.

"આમાં તે છબીઓ હશે." એમ કહી એક પછી એક આલ્બમમાં તેણે જોવા માંડયું. બધીજ છબીઓને જોઈ ગઇ પણ તેમાં યુજીન મેરીકની એક પણ છબી નહોતી.

મીસીસ વેલેન્ડે એકદમ તે આલ્બમ પાસેની ખુરશી ઉપર ફેંકી દીધાં ને જેસ્પરની સામું ઉભા રહીને પૂછયું:

"એનો અર્થ શું?"



# પ્રકરણ સત્તાવીશમું.

## જોઇએ છે—એક છબી.

કેનેથે એ સવાલના જવાબમાં બીજો સવાલ પૂછયો: "તમારી પાસે નહિ તો બીજા કોઇ પાસે છે?"

"ડોરીસ—"

"તે પછી—પહેલાં મીસ ગ્લેન પાસે એકે છે?"

"તેની પાસે એક બે હતી ખરી."

"એ અત્યારે તમે મેળવી શકશો? અથવા એ હજી એની પાસે છે એમ ખબર કહાડી શકશો?"

"હું જોઉં. હમણાંજ જાઉં?"

"જેમ બને તેમ જલદી જાઓ તો સારૂં."

મીસીસ વેલેન્ડ જેસ્પરને ત્યાંજ મૂકીને ગ્લેન પાસે ગઇ. તે વખતે ગ્લેન ટેબલ ઉપર બેસીને વાંચતી હતી. મીસીસ વેલેન્ડ ટકોરા મારી અંદર આવી ત્યારે ગ્લેને જોઇ લીધું કે તે કોઇ મુદ્દાસર આવેલી છે.

"ગ્લેન દીકરી" મીસીસ વેલેન્ડે તરતજ શરૂ કર્યું "મોટા ઓરડામાં, મારી પાસે યુજીન મેરીકની છબીઓ હતી તે કંઇ જતી રહી લાગે છે. આલ્બમમાં નથી. મને એમ છે કે તારી પાસે એક બે છબીઓ હતી. નહિ? હોય તો મને આપ."

ગ્લેન એક પળ ચૂપ રહી. પછી તેની મા પાસે આવીને બોલી: "યુજીનની એકે છબી મારી પાસે નથી, મમ્મા."

"એકે નહિ?"

"ના."

"કંઇ ખુલાસો કરશે ગ્લેન ?"

"મેં એનો નાશ કર્યો છે."

"કેટલો વખત થયો ?"

ગ્લેન એક પળ સુધી ચૂપ રહી; પછી મગરૂબીથી બોલી "મમ્મા, મારાથી બની શકે ત્યાં સુધી તમને જવાબ આપવાને હું ના કહીશ નહિ. ડોરીસ પરણી તે પહેલાં મે એ છબીઓનો નાશ કર્યો હતો."

"પણ—"

"તમે શું કહેશો તે જાણું છું. મારી પાસે એ છબીઓ આવી તે પછી ત્રીજે દીવસે મેં એ બધી બાળી નાંખી. ડોરીસના ઓરડામાં બીજી છબીઓ હશે."

"કદાચ—સંભવ છે." મીસીસ વેલેન્ડ પાછી જવા ફરી.

"પણ મોટા ઓરડામાં હતી તેનું શું ? ખોવાઇ તો જાય નહિ."

"માફ કર દીકરી. હમણાં હું એની ચર્ચા કરવા રોકાઇશ નહિ. આપણે હમણાં જાણીશું. આ બાબત કોઇને કંઈ કહેતીના ગ્લેન."

"ખચિત નહિ, મમા," અને મીસીસ વેલેન્ડના ગયા પછી પોતાના મનથી ગ્લેન બડબડી.

"કેવું વિલક્ષણ ! એનો અર્થ શું ?"

મીસીસ વેલેન્ડ પાછી જેસ્પર પાસે ગઇ ને સમાચાર કહ્યા: "હું ખોટી હતી. ગ્લેન પાસે યુજીનની છબી નથી."

"એક પણ નહિ ? એ પણ કંઇ જતી રહી છે એમ તમે કહેવા માગો છો ?" જેસ્પરે ઉભા થઇ પૂછયું.

"ઓહ! કેનેથ, મને તારા ઉપર વિશ્વાસ છે. તું વિશ્વાસપાત્ર છે. માટેજ કહું છું કે ગ્લેને છબીઓનો નાશ કર્યો છે." મીસીસ વેલેન્ડ પહેલાં તો આવી રીતે ચોખ્ખું બોલતાં અચકાઇ પણ પાછળથી જેસ્પરના કામની યાદ આવવાથી ખરો ખુલાસો કર્યો.

"નાશ કર્યો! મીસીસ વેલેન્ડ, આ પણ એક અગત્યનો બનાવ થઇ પડે. એ ક્યારે થયું એ જાણવાનું બની શકશે?"

"હું તારીખ તો કહી શકતી નથી. મેં પૂછ્યું ત્યારે ગ્લેને કહ્યું કે છબીઓ તેની પાસે આવી ત્યારથી ત્રણ દિવસમાં તેણે બાળી નાંખી હતી."

"આહ!" કેનેથના ગાલ ઉપર શરમ ને ફીક્કાશ જણાઇ આવતાં હતાં.

મીસીસ વેલેન્ડે આગળ ચલાવ્યું "મેરીક અને ડોરીસના અદ્દરાવા પછી તરતજ મેરીકે એ છબીઓ એને આપી હતી."

"ઉપકાર" જેસ્પરે એટલું કહી મ્હોં ફેરવ્યું.

"કદાચ ડોરીસના ઓરડામાં હજી એકાદ હશે." મીસીસ વેલેન્ડે જણાવ્યું.

"જુઓ. પણ હું માનું છું કે તમને કંઇ જડશે નહિ. તો પણ આપણે જાણવું તો જોઇએ."

મીસીસ વેલેન્ડે સ્હેજ ઉદાસ ચ્હેરે જેસ્પર સ્હામું જોઈ કહ્યું "એક વાત મેં યુજીન શિવાય કોઇને હજુ કહી નથી. મને તેની જરૂર જણાઈ નહોતી. પણ અત્યારે એ તને કહેવાની જરૂર જણાય છે."

"શું?"

" ડોરીસને આપણે જ્યારે કૉફીનમાં મૂકી ત્યારે એની છાતી ઉપર યુજીનની એક નાની છબી હતી. એ એક નાના કાર્ડ ઉપર હતી અને ડોરીસની ઇચ્છાથી તેણે તરતની પડાવેલી હતી. ડોરીસ બંધ થાય એવા ફ્રેમમાં એ છબી રાખતી. પછીથી એ ફ્રેમ મને ખાલી જણાયું હતું."

ફેનેધે ફક્ત માથું હલાવ્યું. યુજીન મેરીક આવ્યો તે રાતે તેને પણ એ હકીકતની ખબર પડી હતી. થોડીવારે એકાએક જેસ્પરે મ્હોં ફેરવ્યું અને મોટા ઓરડામાં ગયો. જે ટેબલ ઉપરથી મીસીસ વેલેન્ડે છબીઓનાં આલ્બમ લીધાં હતાં તે ટેબલ આગળ ગયો; પછી બીજા ઓરડામાં ને દાદર ઉપર જવાનાં બારણા આગળ ગયો, બહાર જોયું અને પાછો ફર્યો, ને બોલ્યો " મને તે રાત સંબંધી બધી હકીકત તમે કહી છે. પણ મીસીસ મેરીક ખાણા પછી ઓરડો છોડી ગઇ ત્યાર પછી શું બિના બની તે મારે જાણવું છે. એ ઓરડો છોડી ગઇ ત્યાર પહેલાં તમે બધાં ક્યાં કેવી રીતે બેઠાં હતાં તે બતાવશો ?"

તે ઉભી થઈ અને કેપ્ટન, ગ્લેન, ડોરીસ ને પોતે ક્યાં કેવી રીતે બેઠાં હતાં તે બતાવ્યું.

" ઠીક. કેપ્ટન ખુણામાંના બાજઠ ઉપર બેઠા હતા અને તમે તેની પાસે નીચી ખુરશી ઉપર બેઠાં હતાં તેથી તમે બન્ને જણાં પેલાં ઓરડામાં કંઇ જોઇ શકો એમ નહોતું. મીસ ગ્લેન ટેબલની પાસે બેઠાં હતાં તેનું મ્હોં—"

" ઉત્તર તરફ હતું."

" તો તેનાથી પણ પેલા ઓરડાની ટેબલ આગળ જોઇ શકાય એમ નહોતું અને ડોરીસ તેની સામે બેઠેલી હતી ?"

" હા. તેનું મ્હોં, હું ને કેપ્ટન બેઠા હતા તેની તરફ હતું."

"ઠીક. અને પેલા ઓરડામાં દીવા હતા?"

"એક ધીમો દીવો હતો."

"અને તેનું પેલી તરફનું બારણું ઉઘાડું હતું?"

"હા. હમણાં છે તેવુંજ હતું."

"ઉપકાર થયો. મીસીસ વેલેન્ડ. હવે તમને વધારે તસ્દી આપીશ નહિ. હું હવે કેપ્ટન પાસે જઈશ, અને ડૉકટર હા કહે તો મેરીકને તમે આવતી કાલે નીચે બોલાવી શકશો?"

"ડૉકટર કહેશે તો બોલાવીશ. અને, ડૉકટર વહેલા આવ-વાના છે. તું એને રસ્તામાં મળજે અને એ પ્રથમ મારા ઓર-ડામાં આવે એમ કહેજે. સમજ્યો?"

"ઠીક. હું કહીશ. જરા બ્હાર નહિ આવો મીસીસ વેલેન્ડ?"

"નહિ? હું જરા ગ્લેન પાસે જઇ આવીશ."

મીસીસ વેલેન્ડ ઉપર ગઇ અને જેસ્પર કેપ્ટન પાસે ગયો.

*　　　*　　　*

બીજી સવારે જ્યારે ડૉકટર રૅાથ વેલેન્ડસમાં આવ્યો ત્યારે તેને કેનેથ જેસ્પર ઘરની બહાર સામો મળ્યો. "નીચે ઉતરો ડૉકટર. મારે તમને સંદેશો કહેવો છે."

ડૉકટર ઘોડા ઉપરથી નીચે ઉતર્યો તેને જેસ્પરે મીસીસ વેલેન્ડનો સંદેશો કહ્યો.

"બહુ સારૂં" ડૉકટરે કહ્યું "મેરીકને તેં આજે જોયો છે?"

"હા તે હવે સારો જણાય છે. પણ નબળાઇ છે એમ કહે છે."

"ઉંહ!"

"રૅાથ, હું તમારા કામમાં જરા માથું ઘાલવા ઇચ્છું છું."

"કંઈ દવા તો આપવાની નથી ને?"

"નહિ. ફક્ત આરોગ્યતા માટે પગલાં લેવાનાં છે. મેરી-કને ગમે તેમ કરી આજે નીચે લાવી ચોકમાં કે લૅાન ઉપર રાખવો જોઇએ. ગમ્મત ખાતર—સમજ્યા?"

"ઉંહુ! તારી સોબતમાં એને નીચે રાખવો એ જરૂરનું છે."

"અલબત્ત, એમજ. અને સ્થળ ફેર માટે, જેમ બને તેમ જલદી એણે બહાર ફરવા જવાની જરૂર છે. સમજયા?"

"કેન, તારામાં મને કેટલો વિશ્વાસ છે તે તું જાણે છે. પણ આમ કરવામાં તારો મુદ્દો શું છે તે હું જોઈ શકતો નથી."

"ત્યારે હું તમને કહું. એ ચોખ્ખુંજ છે. એ બહાર જાય છે કે નહિ એટલુંજ મારે જાણવું છે."

"ઓહ! એમ કે?"

"શ્ શ્! કેપ્ટન આવે છે."

કેપ્ટન બહાર આવ્યો ને ડૅાકટર અંદર ગયો. ઠરી રાખેલી સંતલસ મુજબ તેજ દિવસે મેરીકને નીચે ચોકમાં બેસવાની ગોઠવણ થઇ. ડૅાકટરે તેને ગાડીમાં બેસી ફરવા જવાની પણ સલાહ આપી હતી.

સાંજે મીસીસ વેલેન્ડ બહાર જવાને તૈયાર થઇ ઘરની બહાર આવી ત્યારે, ગ્લેન મેરીકથી થોડે દૂર ઝોળીમાં બેઠી હતી. અને જેસ્પર તેનાથી થોડે દૂર એક થાંભલા આગળ ઉભો હતો. મીસીસ વેલેન્ડે આવીને કહ્યું "હું ગામમાં જાઉં છું. ગ્લેન તને સાથે લઇ જવાનો મેં વિચાર રાખ્યો હતો પણ તું અહિં છે એટલે મેરીકને

તારી સંભાળમાંજ મૂકીશ. અને હું એખલી જઇશ. કેનેથ તો કોઇ દિવસ મારી સાથે આવતોજ નથી."

કેનેથ સમજ્યો. પણ જવાને ઇંતેજાર ન હોય એવો દેખાવ કરતો તે મીસીસ વેલેન્ડ આગળ આવ્યો અને બોલ્યો. "હું કોટ બદલી આવું ત્યાં સુધી ખોટી થાઓ તો આજે હું તમારી ઇચ્છા મુજબ તમારી સાથે આવીશ."

તેઓ જ્યારે મોટા રસ્તા ઉપર પહોંચ્યાં ત્યારે જેસ્પરે પૂછ્યું "તમારી મહેનત સફળ થઇ નથી લાગતી?"

"તેથી તું નિરાશ થયો?"

"ના. એક રીતે નહિ. છબી મળી આવશે એવી મેં આશાજ રાખી નહોતી, પણ કંઇ પત્ર વ્યવહાર મળ્યો?"

"નહિ. કંઇજ નહિ. નો પણ ડોરીસ પત્રવ્યવહાર તો ચલાવતીજ હતી. તેણે કાગળો બાળી નાંખ્યા હશે. સગડીમાં રાખ હતી."

"હા."

"તને છબીની ઘણી જરૂર છે?"

"હા. મારે જોઇતી હતી."

"ત્યારે હું જાણું છું કે મેરીકની છેલ્લી છબી કુપરે પાડેલી તેની પાસેથી આપણને મળી શકશે."

"જોઇશું."



# પ્રકરણ અઠાવીશમું.

## કબરસ્તાન.

"આપણે કંઇ બહાનું કહાડવું પડશે" જેસ્પરે છબીવાળાને ત્યાં ચડતાં કહ્યું.

"એનીજ છબી વાસ્તે આવ્યા છઇએ એમ જણાવવું નહિ જોઇએ."

"શું બહાનું કહાડીશું?"

"તે હું જોઇ લઈશ. હું કહું તે ઉપાડી લેજો."

તેઓ ઉપર પહોંચ્યાં. એટલે છબી પાડનાર તેમને સામોજ મળ્યો. અને અંદર તેડી ગયો.

"હમે છબી પડાવવા અત્યારે નથી આવ્યા" જેસ્પરે કહ્યું "પણ મારાં ફોઇ મીસ જેસ્પરની છબીનો કાચ હજી તમારી પાસે છે કે નહિ તેની ખબર કહાડવા આવ્યો છું. એ છબી બહુ સારી હતી. તેની બીજી નકલોની જરૂર છે."

"અલબત્ત. કાચ સાચવી રાખ્યો છે." કુપરે કહ્યું "હું હમણાં જોઈ કહાડું છું. એને બહુ તો એક વરસ થયું હશે અને—"

મીસીસ વેલેન્ડે તક જોઇ તરત પૂછયું "ત્યારે તો તમારી પાસે મી. મેરીકની છબીનો પણ કાચ હશેજ. તે તો હમણાંજ પડાવેલી. કદાચ છબીની એક બે નકલો પણ હશે!"

"મેં અ......" તે જરા અચકાયો. તેથી મીસીસ વેલેન્ડે તેને સંભારી આપ્યું. "એ એની સ્ત્રી સાથે છબી પડાવી ગયો હતો, તમને સાંભરતું હોય તો. બન્નેની છબી ઘણીજ સારી પડેલી હતી."

"હા, મીસીસ વેલેન્ડ. પણ જણાય છે કે મી. મેરીકે પોતાની છબીઓનો નાશ કરવા મને કહ્યું હતું એ તમે જાણતાં નથી."

"નહિ. ખરેખર—"

"તે તો હમણાંજ બન્યું હશે" જેસ્પરે વચમાં ટહુકો પુર્યો.

"હા. હમણાંજ. એ એક વિચિત્ર સંજોગ બન્યો છે. આજે સવારેજ મને તેની ચીઠી મળી કે મારે એની છબીઓનો નાશ કરવો." એમ કહી કુપરે ટેબલમાંથી એક કાગળ કહાડયો ને તે વાંચ્યો:

"મી. કુપર,—

"સાહેબ, થોડા દિવસ ઉપર તમે મારી અને મારી પત્નિની છબી પાડી હતી. તે તમને સાંભરતું હશે. તમે મારી છબીનો કાચ—અને છબીની નકલો હોય તો તે પણ શોધી—કહાડી નાશ કરશો તો મહેરબાની થશે. કારણ એ છે કે, એ છબી મારી વ્હાલી પત્નિની છાતી ઉપર તેની કબરમાં દટાયેલી છે તેથી તેની નકલો બીજા કોઇની પાસે રહે એ મને પસંદ નથી. આ સાથે—"

કુપરે કાગળ વાંચતાં અટકી જઈ કહ્યું "તેણે કિંમતની નોટ બીડી છે. તે અલબત્ત હું પાછી મોકલીશ."

જેસ્પર અને મીસીસ વેલેન્ડે એક બીજા સામું જોયું. મીસીસ વેલેન્ડે પછી કહ્યું "પાછી નહિ મોકલશો. મી. કુપર. મી. મેરીક માંદા છે ને તેમની લાગણી દુભાશે. મીસીસ મેરીકની છબી છે?"

કુપર પેલી નોટ મેજ ઉપર મૂકીને છબીઓ શોધવા ગયો પણ તેને જડી નહિ. એટલે જેસ્પરે, મીસ જેસ્પરની છબીની છ

નકલો ઉતારવાનો ઑરડર આપ્યો અને બન્ને જણાં નીચે ઉતરી ગયાં.

"કુપર છબી શોધતો હતો ત્યારે મેરીકની નોટની નીચે મેં શું વાંચ્યું તે તમે જાણો છો?" જેસ્પરે પૂછ્યું.

"હું કેવી રીતે જાણું?"

"એમ હતું કે 'આની સાથે કાચ ભાંગી નાખવાથી કદાચ ભવિષ્યમાં તમને નુકશાન થાય તેના બદલા તરીકે દશ ડોલર મોકલું છું. તરતજ નાશ કરજો અને આ વાત છાની રાખજો.'"

"છાની રાખવાનો અર્થ કુપર ઠીક કરતો જણાય છે."

"આપણે એને અચાનક પકડી લીધો. ફરીથી એ વાત કોઇને એ કહેશે નહિ. અને હવે તમારે ઘેર જવાની ઉતાવળ છે?"

"ના."

"હું મારી ફ્રોઇને ઘેર અને પછી રૅાથને ત્યાં જવા માગું છું."

મીસ જેસ્પરના ઘર આગળ, મીસીસ વેલેન્ડ ગાડીમાંજ બેસી રહી. જેસ્પર અંદર જઇ એક ચોરસ બાંધેલું પેકેટ લઈ આવ્યો.

"આપણે વેલેન્ડ પહોંચીયે ત્યારે આ બંડલ તમારૂં છે એમ જણાવશો? વખત આવે હું તે મારા ઓરડામાં લઈ જઇશ."

ડૅાકટર રૅાથના ઘર આગળ તેઓ પહોંચ્યાં ત્યારે તે ઑફીસની બ્હાર આવતો હતો. કેનેથે ગાડીમાં બેસીનેજ વાત ચલાવી. "અમારે સ્હેજ માહિતિ જોઇએ છે ડૅાકટર. આજે સવારે તમે મેરીકનો કોઇ કાગળ ટપાલમાં નાંખ્યો હતો કે નહિ એ જરા કહેશો?"

"મેરીકનો?" રૅાથે આશ્ચર્ય ચકીત થતાં પૂછ્યું "હા. મેં નાંખ્યો હતો."

"મેં ધાર્યું જ હતું. ફોટોગ્રાફર કુપર ઉપર તે કાગળ હતો નહિ?"

"હા."

"અંદર શું લખ્યું હતું એ તમે જાણો છો?"

"મેરીકે કહ્યું હતું કે છબીઓની ઉઘરાણી છે."

"પણ કોની છબીઓની તે કહ્યું હતું?"

"મીસીસ મેરીક અને પોતાની છબી કુપરે પાડેલી એમ તેની વાત ઉપરથી જણાતું હતું."

"ઓહ! ઘણો ઉપકાર થયો." એમ કહી જેસ્પરે રૅાથની સ્હામું સ્હેજ હસીને ગાડી હંકારી.

* * *

ત્રણ દિવસ સુધી મેરીકે ચોક ઉપર બેસી રહી ખુલ્લી હવા ખાધી ત્યારે તેના શરીરમાં સ્વસ્થતા પાછી જણાવા લાગી હતી. તે દરમ્યાન જેસ્પર તેને ઘણો ખરો વખત વાતે લગાડી આનંદ આપતો હતો; તેને લીધે મેરીકને જેસ્પરના સહવાસનો એટલો નાદ લાગ્યો હતો કે કોઈ પણ કારણથી જેસ્પર સ્હેજ વધારેવાર દૂર રહે તો મેરીક અસ્વસ્થ થતો હતો. એક સવારે મેરીક ચોકના થાંભલા આગળ આરામ ખુરશી ઉપર પડયો હતો ત્યારે જેસ્પર હાથમાં કાગળો લઇને આવ્યો અને નિરૂદ્યમથી, બોલવા ખાતર બોલતો હોય તેમ કહેવા લાગ્યો "દુનિયામાં કેટલાંક માણસોને પત્રો આવે તે અને પત્રો લખવાનું ઘણું ગમતું હશે. પણ મને એ ગમતું નથી." એમ કહીને તે ખુરશી ઉપર પડયો અને કાગળો ગજવામાં મૂકયા.

"ખરી વાત છે" મેરીકે અભિપ્રાય આપ્યો "અને નજીવા કાગળો પણ કેટલીક વખતે ઘણું તોફાન મચાવે છે."

"હું અં !"

"દાખલા તરીકે, મારી બ્હેનનો પેલો બે ચાર લીટીનો કાગળજ લે. તેનાથી મને આંચકો ખાવાનું શું કારણ હતું તે મનેજ સમજ પડતી નથી. ગ્લેને જ્યારે પાકીટ એની માના મ્હોં આગળ ધર્યું ત્યારે સરનામા ઉપર મારૂં ધ્યાન જતાં હું ચમક્યો હતો. વાત એમ છે કે, જ્યારે જ્યારે મારી બ્હેન તરફથી કાગળ આવે છે ત્યારે એ કંઇ દુઃખમાં આવી પડેલી હોય છે. ગરીબ બિચારી ! લગ્નથી તેનું સત્યાનાશ વળ્યું. એનો ધણી—જવા દે હું કંઇ કહેતો નથી" આ વખતે એ સ્હેજ ગુસ્સે થયેલો જણાતો હતો. થોડીવાર શાન્ત રહી ચલાવ્યું "મારાં લગ્ન પહેલાં થોડા વખત અગાઉ અકસ્માતથીજ એ મને રસ્તામાં મળી ગઇ હતી. અમે એક હોટેલમાં જઇને વાતો કરી અને મેં તેને મારાં લગ્નની વાત કરી અને ડોરીસ ને તેના મિત્રો વીશે કેટલીક હકીકત તેને કહી. હવે મને ખ્યાલ આવે છે કે, તેની સાથેની વાતમાં મેં એને ડોરીસની અટક કહી નહોતી પણ ગ્લેન વેલેન્ડનું પૂરૂં નામ કહ્યું હતું. તેથીજ આ કાગળ તેણે ગ્લેન મારફત મોકલ્યો હશે."

"સમજ્યો." જેસ્પરે વાતમાં રસ પડ્યો હોય એવી રીતે કહ્યું.

તે સાંજે ડૉકટર અને જેસ્પર તબેલા આગળ એકઠા થયા ત્યારે જેસ્પરે પૂછ્યું. "તમે મેરીક વીશે શું ધારો છો ?"

ડૉકટર જરા ગંભીર જણાયો. તેણે કહ્યું "મને એ માણસની દયા આવે છે. તે જો કે શરીરે મજબુત છે. છતાં આ પીડા તેને અસહ્ય લાગતી જણાય છે. ખરૂં પૂછે તો, ક્રેન, મેં પહેલાં ધાર્યું હતું તે કરતાં એ કંઇક વધારે ઉંડો છે."

"ઓહ! એમ કે?" કરડાકીથી જેસ્પરે કહ્યું "રૉથ, એ માણુસ એટલો હુશીઆર, એટલો ખંધો અને એટલો તિવ્રબુદ્ધિ-વાળો છે કે—"

"કે—શું?"

"કે એ મને ગુંચવાવે છે."

*          *          *

મેરીક જ્યારે બરોબર સાજો થયો ત્યારે ડોરીસની કબર ઉપ-રનાં ફુલો અને રોપા ગોઠવવામાં [કંઇક નવિન ઉત્સાહ બતાવવા લાગ્યો. "એ મને કરવા દો મીસીસ વેલેન્ડ" એક દિવસ તેઓ જ્યારે નવાં ફુલો અને રોપાની પસંદગી કરતાં હતાં ત્યારે મેરીકે કહ્યું "પહેલાં હું તે કરી શકતો નહોતો. પણ હવે તો મારેજ તે કરવું છે." મીસીસ વેલેન્ડની આનાકાની છતાં, મેરીકે પોતાનું ધાર્યું કર્યું. પહેલાં તો તે મીસીસ વેલેન્ડની સાથે જતો હતો પણ પાછળથી તેણે એકલાંજ જવા માંડયું.

એક સવારે મેરીક, ચોક ઉપર મીસીસ વેલેન્ડ કબર ઉપર લઇ જવાને ફુલો ગોઠવતા હતી તે ફુલોથી આકર્ષાઇ, પાસે બેસીને નિહાળતો હતો તેવામાં કેનેથ, સામેના બારણામાં, હાથમાં એક લાંબી ચામડાંની પેટી સાથે કોઇ ન જાણે એમ આવીને ઉભો રહ્યો.

"કેવી સુંદર ગોઠવણ છે!" જેસ્પરે ફુલોનાં વખાણ કરતાં મોટે અવાજે કહ્યું તેની સાથેજ એક ઝીણો 'ટક' કરીને અવાજ થયો.

"એ શું છે?" મેરીકે જલદીથી પૂછયું.

"આ? હું તને એ બતાવવાજ લાવ્યો હતો. એ મારો નવો કૅમેરા છે. મીસીસ વેલેન્ડ મને આ બાસ્કેટની છબી લેવા દો. એ ઘણીજ સુંદર લાગે છે."

મીસીસ વેલેન્ડે તે બાસ્કેટ યુજીનની પાસેજ મૂકી; પણ યુજીન ત્યાંથી એકદમ કુદકો મારી ખસી ગયો.

"ઠીક કર્યું મેરીક" કેનેથે કહ્યું "તું ખસ્યો ના હોત તો આ ટોપલીની પાછળ તારા પગો પડી જાત. મીસીસ વેલેન્ડ, વેલેન્ડ અને વીન્સ્ટનના દેખાવોની છબીઓ લેવાની હમણાં મને ધૂન લાગી છે."

"માણસોની પણ છબીઓ લેવા માગે છે?" મેરીકે પૂછ્યું.

"હમણાં નહિ. પાછળથી કદાચ લઇશ. આ કેમેરા આઘેના દેખાવો માટે છે. માણસની છબીઓ લેવી કઠણ છે."

તે પછી બે ત્રણ દિવસ સુધી કેનેથે આવી રીતે કેમેરા લઇને દેખાવોજ લીધા પણ તે દરમ્યાન મેરીક તેની સાથે કોઇ પણ વખતે જતો નહિ. પછી ત્રીજે દિવસે કેનેથ બહાર ઝાડીઓમાંથી આવતો હતો ત્યારે કબરસ્તાનની વાડમાંથી તેને દેખાયું કે મેરીક, કબરસ્તાનમાં આમતેમ ફરતો હતો અને વારે ઘડીએ નીચો વળી કંઇ કરતો હતો. કેનેથ વાડ આગળ જે જગ્યાએ વધારે ઝાડી હતી ત્યાં ગયો ને અંદર તપાસતો ઉભો. મેરીકના એક હાથમાં ખરપડી હતી અને બીજા હાથમાં ધોળાં ફુલના ગોટા જેવું કંઇ જણાતું હતું. તે આમથી તેમ કંઈ પણ ઇરાદા વગર ફરતો હોય એમ જણાતું હતું અને કોઇ કોઇવાર નીચો વળી ખરપડીથી કોઇ કબર આગળનો નકામો છોડ ઉખેડી નાંખતો હતો. આવી રીતે કરતો કરતો તે છેક કબરસ્તાનના જે છેડા ઉપર જેસ્પર ઉભો હતો તે છેડા આગળ આવી પહોંચ્યો ત્યારે કેનેથ એકદમ ઝાડીની ઓથે બેસી ગયો. એક નીચાં ઝાડની ડાળી ખસેડીને મેરીક આગળ ચાલ્યો અને એક જગ્યાએ ઘાસ ઘણું ઉંચું ઉગ્યું હતું ત્યાં જઈ ઉભો રહ્યો. ત્યાં એક જુની કબર હતી. થોડીવાર તે જગ્યાએ ઉભાં

રહી આસપાસ ફરીને જોયું અને પછી હાથમાંની ખરપડી પાડી નાંખી; કબર આગળ ફુલોનો ગોટો મૂકયો અને ખોદવાનું શરૂ કર્યું. કેનેથ જેસ્પર હવે છૂપાઇ રહ્યો હતો ત્યાંથી ખસ્યો અને ધીમે રહી વાડના એક છીંડાંમાંથી અંદર પેઠો અને મેરીક હતો તે જગ્યા તરફ ગયો.



## પ્રકરણ ઓગણત્રીશમું.

### ટ્રંક અને ખરપડી.

આજે પાછો ખાણા વખતે જેસ્પર દશ મીનીટ મોડો આવ્યો તે માટે બધાની તેણે માફી માગી. મીસીસ વેલેન્ડને તેણે કહ્યું "હું જરા જંગલમાં આઘો ચડી ગયો હતો તેથી વાર લાગી."

"કઇ દિશામાં?" મેરીકે પૂછયું.

"તારા માનીતા સરોવરની આસપાસ. મેં ત્યાં ઘણા દેખાવો લીધા. તું મારી સાથે કેમ નથી આવતો મેરીક? મને ઘણીજ મજાહ પડે છે."

"તું કયે રસ્તે ગયો હતો?" પાછો મેરીકે સવાલ કર્યો.

"હું કબરસ્તાનમાં થઇને ગયો હતો. અને તેજ રસ્તે પાછો આવ્યો. કેપ્ટન, કબરસ્તાનમાં કેટલી બધી ઝાડી થઇ ગઇ છે?"

તે દિવસે સવારે મેરીક ગ્લેનની સાથે ઘોડા ઉપર બહાર ફરી આવ્યો હતો ને બપોર પછી સ્હેજ ઉંઘ્યો હતો; પછી સાંજરે કબરસ્તાનમાં ગયો હતો તે જેસ્પરને ખબર હતી. ખાણાં પછી મેવો ટેબલ ઉપર આવ્યો ત્યારે વાતો બંધ થઇ ગઇ હતી. પણ જેસ્પરે વાત ઉપાડી.

"કેપ્ટન, મને લાગે છે કે હું ધૃષ્ટતા કરૂં છું. પણ કંઈ હરકત ના હોય તો મને કહેશો કે આજે સવારે પેલા બે અજાણ્યા માણસ વાડના કઠેરા ઉપરથી શું જોતા હતા?"

કેપ્ટને અચબુચ ઉંચું જોયું. આ સવાલ માટે તે હરઘડીએ આશા રાખતો હતો અને આખરે તે આવ્યો હતો. તેથી પહેલાં તે સ્હેજ ચમક્યો પણ પછી તરતજ સાવધ થઇ જવાબ આપ્યો "તને કહેવાને કંઇ વાંધો હોઈ શકે નહિ, કેન. પણ હું દીલગીર છું કે હું કહી શકું એમ નથી. આ સવાલનું કંઈ કારણ?" કેપ્ટને કંઇ છુપાવતો હોય એવો દેખાવ કરી પૂછયું.

"અમથી સ્હેજ જીજ્ઞાસા. કોઇ ચાલાક સારા પોશાકમાં સજ્જ થયેલા અજાણ્યા પુરૂષોને રાતની વખતે આપણા બાગ આગળ ગાડીમાં આમતેમ ફરતા જોયા હોય ને પછી સવારે તેમનેજ વાડ ઉપરથી ઘર તરફ ડોકીયાં કરતા જોઇએ તો તેઓ કોણ છે તે જાણવાની સ્હેજ જીજ્ઞાસા થાય ખરી."

"અને જ્યારે" કેપ્ટને એજ રીતે જવાબ આપ્યો "કોઇ અજાણ્યા પણ ચાલાક પુરૂષો આપણને આઘેથી ઈશારત કરી બોલાવે ને ગામ અને લોકો સંબંધી અર્થ વગરના સવાલો પૂછે ત્યારે આપણે વિનયથી જવાબ ના આપીએં?"

"આપીએજ—એમાં શું?" જેસ્પરે અનુમોદન આપ્યું.

તે પછી ખાણાના ઓરડામાંથી બધા વેરાઇ ગયા ત્યારે મેરીકે કેપ્ટનને પૂછયું.

"આજે સાંજરે "જો" ને મારે વાસ્તે નવરો પાડશો? મારે ગામમાં જવું છે. મારાથી હાથે હાંકી શકાશે નહિ. મારે મારા ભાગીદારને અને રૅાથને મળવું છે."

"ઘણી ખુશીથી જયારે જોઇએ ત્યારે ગાડી લઈ જજે."

"ઉપકાર. હું હમણાંજ જઇશ." મેરીકે અધીરાઇથી કહ્યું.

"હું ગાડી મોકલું ? હું બ્હાર જાઉં છું તે કહેતો જાઉં."

"હા. તસ્દી ન પડે તો એટલું કરશો તો ઉપકાર." એમ કહી મેરીક ઉપર ગયો. અને કેપ્ટન તબેલા તરફ જવા લાગ્યો.

"ક્યાં જાઓ છો કેપ્ટન ?" કેનેથ બ્હાર ચોક ઉપર ઉભો રહી સીગારેટ પીતો હતો તેણે પૂછયું.

"તબેલામાં જાઉં છું."

"ત્યારે હું સાથે આવીશ. હું તમને જરા તસ્દી આપવા માગું છું."

"હેં ! શેની ?"

"હું તમને શહેરમાં મોકલવા માગું છું."

"ક્યારે ?"

"આવતી કાલે, બની શકે તો. આપણે મોડેથી બધી વાત કરીશું."

"હા. તને ગમે ત્યારે મારી ઓરડીમાં આવજે."

"મેરીક ઉંઘી ગયા પછીજ તેમ બનશે."

"યુજીન ? તેની આપણે રાહ જોવાની નથી. તે હમણાંજ ગામમાં જાય છે."

"ગામમાં ! હમણાંજ ?" કેનેથ એકદમ અટકી પડયો. "શું કામ તે જાણો છો ?"

"તેના ભાગીયાને અને ડૉકટરને મળવા એમ કહે છે." અને કેપ્ટને મેરીકની વાત કહી સંભળાવી.

"કેપ્ટન, સવારેજ તમારાથી નીકળવાનું બની નહિ શકે. બપોરની ગાડીમાં જઇ બીજે દિવસે બપોરે કે રાતરે તો તમે પાછા આવી શકશો."

"તે તો કામ ઉપર આધાર રાખે છે, કેન."

"હું હમણાંજ કહી દઉં છું. તમારે એક પ્રવીણ લુહારને શોધી કહાડવાનો છે. સૌથી હુશીયાર."

"તું મારી જીજ્ઞાસા ઉશ્કેરે છે. હમણાંજ બરોબર હકીકત તું મને કહેતો શું છે?"

"કંઈ નહિ. પણ હમણાં તો હું ગામમાં જવા ઇચ્છું છું."

"યુજીનની સાથે?"

"ના. તેની પાછળથી થોડે દૂર. ધીરજ રાખો કેપ્ટન, ધીરજ."

"કુવામાં પડી ધીરજ!" કેપ્ટને ચીરડાઇને કહ્યું.

દશ મીનીટ પછી મેરીક અને ગાડીવાળો ગામ તરફ હંકારી ગયા. ત્યાર પછી બીજી દશ મીનીટની અંદર કેનેથ ઘોડા ઉપર બેસી તેની પાછળ ગયો.

* * *

બીજી સવારે જેસ્પર નાસ્તા વાસ્તે કપડાં પહેરી તૈયાર થતો હતો ત્યારે તેણે કંઈ ગડબડાટ અને ઘોંઘાટ સાંભળ્યો. પછી તરતજ એક ભારે અવાજ થયો. તેણે બારણું ઉઘાડી જોયું તો વીન્સ્ટનના એક ગાડાવાળાને દેખ્યો તેથી વધારે આતુર થવાથી એ બ્હાર આવ્યો. યુજીન મેરીક, જો અને ગાડાંવાળો એક મોટી ભારે ટ્રૂંક નીચે ઉતારતા હતા તે જોતો ઉભો હતો. ટ્રૂંક એટલી ભારે હતી કે થડકા ખાધા વગર તે ઉતારી શકાતી નહોતી. મેરીકની એ

ટ્રંક હતી; અને જેસ્પરે જોયું કે એ માળીયામાંની ટ્રંક હતી ત્યારે તેને નિરાંત વળી.

"બહુ ભારે છે ?" જેસ્પરે મેરીકને પૂછયું.

"બહુજ. મારે અંદરથી ભાર ઓછો કરવો જોઇતો હતો. મોરીસ શહેરમાં જવાનો છે તે આ ટ્રંક લેતો જશે. એ ઠીક સંજોગ આવી પહોંચ્યો."

"હા. મને પહેલાં તો એમ ધાસ્તી લાગી કે તુંજ જતો રહે છે."

"હજી વાર છે. હજી મને બરાબર શક્તિ આવી નથી. રૅાથ પણ કહે છે કે હજી મારે અહિંજ રહેવું જોઇએ."

"બરાબર છે."

નાસ્તા ઉપર કેપ્ટન વેલેન્ડે શહેરમાં જવાનો વિચાર જણાવ્યો. તે બાબત અને મેરીકની ટ્રંક બાબત થોડી ચર્ચા થઇ. નાસ્તા પછી મેરીક પોતાના ઓરડામાં ગયો ને બપોર સુધી દેખાયો નહિ. બપોરે તે ચોક ઉપર આવ્યો ત્યારે તેનું મ્હોં ઉભરાયલુ' અને તાવવાળું જણાતું હતું. તે ચોક ઉપર બેસી રહ્યો પણ કેપ્ટનના શહેરમાં ગયા પછી તે થોડીવાર આમતેમ ફર્યો ને પછી કબરસ્તાન તરફ ગયો. થોડીવાર પછી જેસ્પર પણ ગાડીમાં બેસીને તે તરફ ગયો. કબરસ્તાન પાસે આવીને વાડ આગળ ગાડી ઉભી રાખી; એકવાર ઉભાં થઇને કબરસ્તાનમાં નજર કરીને પછી ગાડીમાં બેસી જઇને મોટેથી બૂમ પાડી "મેરીક ! ઓ મેરીક!"

તરત તો કંઇ જવાબ ના મળ્યો. પણ એક પળ પછી યુજીન મેરીક આઘે બહુ ઘાસ ઉગ્યું હતું ત્યાંથી બહાર નીકળ્યો, થોડીવાર ઉભો રહ્યો અને પછી જેસ્પરને જોઇને હાથ હલાવ્યો અને ધીમે ધીમે તેની તરફ આવ્યો.

"તબેલા વાળાઓએ મને કહ્યું કે તું આ બાજુ આવ્યો છે તેથી હું પાછળ આવ્યો" જેસ્પરે કહ્યું.

"પાછળ આવ્યો ?" મેરીક એકદમ બોલી ઉઠયો. પણ પાછો સ્વસ્થ થઈ બોલ્યો "તું ઘણોજ માયાળુ છે."

"મેં ધાર્યું કે તું એકલો આટલું બધું ચાલશે તો તેથી તને નુકશાન થશે. હું ગાડીમાં ફરવા જવાનો હતો તેથી મેં વિચાર્યું કે તને સાથે લેતો જાઉં."

મેરીકે વાડની ઉપરથી હાથ લંબાવી ઘોડાને થાબડયો "તું બહુજ ભલો છે જેસ્પર. તું કયે રસ્તે આવ્યો ?"

"હું તબેલામાંથી બ્હારોબ્હાર આવ્યો. તું જંગલમાંથી આવ્યો ?"

"એ રસ્તેથી આવ્યો. કબરસ્તાનની પેલી બાજુ ગયો હતો. એ જગ્યા કોઇ સાફ કરતું નથી."

"નથીજ. ત્યાં હમણાં કોઇ જતું પણ નથી."

"તું કયાં જાય છે ?"

"તારી ખુશી હોય ત્યાં. તું સાથે આવતો હોય તો."

"ચાલ ત્યારે. હું જઇને મીસીસ વેલેન્ડની ખરપડી લઇ આવું."

"બહુ સારૂં હું બેઠો છું."

મેરીક જરા ઝડપથી ચાલ્યો અને ડોરીસ મેરીકની કબર આગળ પહોંચી આમતેમ કંઇ શોધતો હોય એમ જણાયું. પછી તે ગાંડી તરફ ફરીને બોલ્યો. "મને ખરપડી જડતી નથી, જેસ્પર."

"હેં ?" જેસ્પર ગાડીમાંથી ઉતરવા તૈયાર થયો. પણ મેરીક તરતજ આવીને બોલી ઉઠયો.

"નહિ. તું ઉતરતો નહિ. ઘોડો બાંધવાની અહિં જગ્યા નથી. હું જરા આમતેમ ફરીને જોઇશ. હમણાંજ હું તારી પાસે પાછો આવીશ."

જેસ્પર ગાડીમાં બેઠો. અને મેરીક વળી પાછો શોધતો શોધતો આગળ ચાલ્યો. તે સ્હેજ આગળ ગયો એટલે પાછળથી સીસોટી સાંભળીને એકદમ અચકયો. જેસ્પરને તેની પાછળ આવતો જોયો.

"મેરીક, તારાથી એ બની શકશે નહિ. તું જરા બેસ. હું ખરપડી શોધી કહાડીશ. અત્યારે તું ખરેખર બહુજ ફીક્કો દેખાય છે. જરા બેસ ને થાક ખા."

મેરીકે એક પથ્થર ઉપર બેસતાં કહ્યું "હું આટલો બધો નબળો છું એમ મને ખબર નહોતી. મારૂં માથું જરા જરામાં ભમી આવે છે."

"સ્વાભાવિક છે." જેસ્પર પણ મેરીકની પાસે બેઠો ને કહ્યું "તું બતાવ તે જગ્યાએ હું શોધીશ. તું કયાં કયાં ગયો હતો તે બતાવ."

મેરીકે બતાવ્યું ત્યાં જેસ્પરે બધે શોધ્યું. પણ કંઇ જડયું નહિ. "મેરીક અહિં તો કંઇ ખરપડી જણાતી નથી. બીજે કંઈ જોઉં ?"

મેરીક ધીમેથી ઉઠયો ને બોલ્યો "મેં તને ઘણી તસ્દી આપી. હમણાં એ રહેવા દે."

"તો તારી મરજી. બાકી તું કહેતો હોય તો હું બધે ફરી વળું. પણ કંઈ નહિ. ખરપડીમાં શું વિશાત છે."

"ખરૂં. હમણાં તો જવા દઈશું."

બન્ને પછી ગાડીમાં બેસીને હંકારી ગયા.

## પ્રકરણ ત્રીશમું.

### "તેને ખબર નથી."

તે રાતરે મોડેથી, ઘરમાં બધાં ઉંઘતાં હતાં તે વખતે માળ ઉપરની એક બારી અવાજ કર્યા વગર ઉઘડી અને એક ડોકું બહાર નીકળ્યું. ચોક ઉપરની છત બારીથી થોડીજ નીચી હતી. થોડીવારે એક આકાર બન્ને હાથોમાં કંઇ લઇને બારી બહાર આવીને કોર ઉપર ઉભો—બારી સાથે કંઈ બાંધ્યું, અને ચોક ઉપરની છત ઉપર થઇ કોર આગળ આવ્યો. તરતજ એક લાંબી, પાતળી અને ઝુલતી ચીજ નીચે ફેંકાઇ—તે દોરડાની સીડી હતી. થોડીવાર તે લટકી રહી પછી પેલો આકાર તેને આધારે છત ઉપરથી ધીમે ધીમે નીચે ઉતર્યો અને ચોકનાં પગથીયાં ઉપર ઉભો રહ્યો; પછી તે દોરડાની સીડીને એક આંચકો મારી બાજુએ ખેંચી એટલે તે વેલાઓમાં ઢંકાઇ ગઈ અને ત્યાંજ વળગી રહી.

"આ રસ્તે એ આવે એવો સંભવ નથી" તે આકાર બડબડયો. પછી તે ઘાસ ઉપર થઇ ઘરના દક્ષિણ ખુણા આગળ એક નીચું અને પહોળું ઝાડ હતું તેની નીચે લાંબો થઇને પડયો. અને ત્યાંજ અડધો કલાક સુધી સુઇ રહ્યો.

તે વખતે એક બીજો આકાર, ચોક ઉપરથી અંધારામાં બહાર પડયો અને ધીમે ધીમે છુપાતો છુપાતો તબેલા તરફ ગયો.

આ બીજો આકાર આઘે ગયો એટલે પહેલો ઉઠ્યો, થોડીવાર ધ્યાન દઇ ઉભો રહ્યો; અને પછી ધીમેથી અવાજ કર્યા વગર તે બીજા આકારની પાછળ ગયો. ઘણીજ સાવચેતીથી તે બીજો આકાર સીધો અને સીધો ચાલ્યો જતો હતો; તેની પાછળ પહેલો આકાર મક્કમપણે ચાલતો હતો. પેલા બીજા આકારે જ્યારે તબેલા પાસેથી આગળ જઇ, વાડ ને કટેરા કુદાવી કબરસ્તાનનો રસ્તો લીધો ત્યારે પહેલો આકાર વાડ આગળજ થોભ્યો ને બડબડ્યો "નકામી મહેનત કરવાની જરૂર નથી હું અહિંજ આમતેમ ફરીશ અને ઉંહુ—" તેને જાણે બીજો વિચાર સુજ્યો હોય તેમ તે બોલતો બંધ થયો અને આવ્યો હતો તે રસ્તે પાછો ગયો.

બીજા અડધા કલાક સુધી તેણે—કોઇવાર ઝાડ નીચે બેસીને તો કોઈવાર થડની પાછળ ઉભા રહીને રાહ જોઇ. પછી તેણે પોતાના હાથમાંની બૅગમાંથી એક મોટી ટોપી કહાડી પહેરી લીધી અને છેક ઘુંટી સુધી પહોંચે એટલો લાંબો અને ઝોળા પડતો એક ઝભ્ભો પહેરી લીધો. અંધારામાં આ વેશ સાથે તે આકાર ઉંચો અને જાડો જણાતો હતો.

આવી રીતે વેશ બદલીને તે તબેલા અને વાડી વચ્ચેના દરવાંજા આગળ જઇને ઉભો રહ્યો. આકાશ વાદળાંઓથી ધીમે ધીમે ચોખું થતું હતું. તે ઉભો હતો ત્યાંથી ચાલીને તબેલામાં થોડે સુધી જાય તો સામેથી કોઇ આવતું હોય તેની નજરે પડયા વગર રહે નહિ. તે ઉભો હતો ત્યાં વીશ મીનીટ સુધી ઉભો રહ્યો પછી સ્હેજ અસ્વસ્થ થવા લાગ્યો. તેજ ક્ષણે બહાર મેદાનમાંથી કોઇ વાડ કુદીને તબેલા આગળ આવ્યું અને ત્યાંથી ઘર તરફ આવવા લાગ્યું. તે આકાર બહુ ધીમેથી અને સાવચેતીથી આવતો હતો. તબેલાના દરવાજાથી થોડે દૂર ઝાડના નાના જુમખા હતા. તે છેક

પાસેના ઝુમખા આગળ આવ્યો ત્યારે કંઈ અવાજથી ચમકયો અને ઉભો રહ્યો. તે અવાજ, તેને ખાત્રી થઇ કે, લૉનના દરવાજાનો હતો; તે દરવાજો ધીમેથી કોઇ ઉઘાડતું હોય કે દેતું હોય તેવો અવાજ થતો હતો. તે જરા પાછો હઠયો. અને ઝાડની નીચે ચુપકીથી ઉભો રહ્યો. પછી ફરી ચમકયો અને આ વખત તો તેને ધ્રુજારી પણ છુટી; કારણ કે, ઘરની દિશામાંથી કોઇ ઉંચા આકારને દરવાજામાંથી બહાર નીકળતાં અને થોડીવાર પાછું ફરીને જોતાં તેણે અંધારામાં જોયું. તે ઉંચો આકાર થોડીવારજ દરવાજા આગળ ઉભો રહ્યો ને પછી રસ્તા ઉપર જઇ ઝાડોની પાછળ અદૃશ્ય થયો.

પછી ઝાડ નીચે જે આકાર ચમકીને ઉભો રહ્યો હતો તે જરા આગળ આવ્યો, કાન દીધા અને પછી ચાલવા લાગ્યો. તે તબેલા આગળ આવી પહોંચ્યો તે વખતે એક ધીમી પણ તીણી સીસોટી સાંભળીને તે ફરી ચમકયો ને ઉભો રહ્યો. સીધાં ઘેર જવાનો તે માણસે હવે ઇરાદો છોડી દીધો. તે તબેલાની અંદર ગયો—ત્યાં અંધારૂં ઘણું હતું—અને ઘણીવાર સુધી ત્યાં કશી હિલચાલ જણાઇ નહિ.

દરમ્યાન પેલો ઉંચો આકાર રસ્તા ઉપર થઇને ઝાડોની ઓથે ઓથે વેલેન્ડસની બીજી બાજુની વાડ આગળ ગયો અને વાડ ઉપરથી કુદી પડી પાછો અંદર આવ્યો. અને ઝડપથી ઘરના ઉત્તર ખુણા આગળ આવી પહોંચ્યો. અહિં તેણે લાંબો કોટ અને મોટી હેટ કહાડી નાંખી વેલા અને છોડવાની નીચે સંતાડી દીધાં. પછી ઉઘાડે માથે બેદરકારીથી ઘરની આસપાસ એકવાર તેણે ફેરો માર્યો અને પાછળ થઇને ચોકનાં પગથીયાં આગળ તે આવી પહોંચ્યો. પોતાની દોરડાંની નીસરણી તેની જગ્યાએજ છે એવી ખાત્રી કરીને એક ખુરશી લઇને ચોકનાં છેક ઉપરનાં પગથીયાં આગળ નીરાંતે

બેઠો અને સીગારેટ સળગાવી પીવા લાગ્યો. બીડીનો ચળકાટ ન થાય તે માટે ચોકના ટેબલ ઉપરથી એક પંખો લઇ તેણે આડો રાખ્યો હતો અને પોતે વેલાની ઓથે બેઠો હતો. તેણે પોતાનો બીજો કોટ પણ ઉતારી નાંખીને ટેબલ નીચે સંતાડયો હતો.

તરતજ તેને એક ઓળો તબેલા તરફથી ઘર તરફ આવતો જણાયો. તે ઓળો તેનાથી વીશેક ડગલાં આઘો રહ્યો હશે ત્યાં સુધી તે બેસી રહ્યો પણ પછી તે એકદમ કુદકો મારીને નીચે ઉતર્યો અને પેલા સામેથી આવતા ઓળા તરફ ધસ્યો.

"ઉભો રહે ચોર કોણ છે તું ?" તેણે બરાડ પાડી.

એક પળ ચુપકીદી ફેલાઇ. પછી પેલા બીજાએ ઉશ્કેરાયલા અવાજે કહ્યું.

"જેસ્પર તું છે ?"

"અરે ! મેરીક ! !" જેસ્પરે પણ ચકિત થતાં કહ્યું "એનો અર્થ શું ?"

મેરીક પગથીયાં તરફ ગયો ને બોલ્યો. "મને જરા બેસવા દે, જેસ્પર હું થાકી ગયો છું અને તેમાં તેં ઉમેરો કર્યો." એમ કહી તે પગથીયાં ઉપર બેસી ગયો. જેસ્પર પણ તેની પાસે બેઠો ને પુછયું "તું કેમ અત્યારે બ્હાર આવ્યો ?"

મેરીકે સ્હેજ હસીને કહ્યું "હું પણ તને એજ સવાલ કરૂં તો ચાલે. પણ તારી વાતમાં કંઇ ભેદ હશે. મારી વાત તો સાધારણ છે. પ્રથમ તો—"

"પ્રથમ તો શું ? ચલાવ મેરીક."

"હું બીડી પીવાને બહાર આવ્યો હતો. મને ઉંઘ આવતી નથી તેથી ઘણી વાર એવી રીતે બહાર આવીને બેસવાનો મેં વીચાર કર્યો હતો પણ તેનો આજે મેં અમલ કર્યો. હું આ પાછલાં

બારણાથી બહાર આવ્યો ને મારી બીડીની વાસ ઘરના કોઇ માણસને ના આવે તેથી જરા ઘરથી દૂર ચાલ્યો. એક સીગાર પૂરી કરી ઠુંઠું નાંખી દઇ હું ક્રેપ્ટનની ઝોળીમાં પડયો હતો ત્યાં એકાએક પાસેની ઝાડીમાં મેં કંઈ અવાજ સાંભળ્યો. મેં જરા મ્હોં ફેરવ્યું તો તદ્દન નજીકજ કોઇનો શ્વાસ ચાલતો સાંભળ્યો. અંધારૂં હતું તેથી મને દેખાયું નહિ; પછી શ્વાસ પણ બંધ થયો. એક પળ પછી—તું માનશે?—મેં એક આકારને મારી છેક નજીક ઉભેલો જોયો. તે આકાર પછી ઘર તરફ ગયો. તે કોઇ ચોરજ હતો. મારી પાસે કંઇ હથીયાર નહોતું તેથી તેનાથી થોડે દૂર હું તેની પાછળ ચાલ્યો અને—"

"અને શું?"

"હમણાંજ મને વિચાર આવે છે કે તું પણ એજ કારણથી બહાર આવ્યો હોય."

"નહિ. હું ધારૂં છું કે હું તો ઠગાયો છું."

"કેવી રીતે?"

"જવા દે. તારી વાત પુરી કર. પછી હું મારી વાત કરીશ. તારા ચોરનું શું થયું?"

"તે ઘરની આસપાસ ફરીને બધી જગ્યા ધ્યાનથી તપાસતો હોય એમ જણાયું. તે જો ઘરમાં પેસવાનો પ્રયત્ન કરે તો બુમ પાડી બધાને જગાડવાના ઈરાદાથી હું તેની પાછળ ને પાછળ ચાલ્યો."

"પછી છેવટે શું થયું?"

"છેવટ તો આવ્યું છે કે કેમ તે કોણ જાણે! તે માણસ તબેલા તરફ ગયો અને હું માણસોને જગાડવાનો વિચાર કરતો

હતો તેવામાં તે ઝાડની ઓથે ઓથે બહાર નીકળી ગામ તરફ જતો રહ્યો."

"બસ એટલુંજ ?"

"એ શું ઓછું છે? હું દરવાજાની બહાર તેની પાછળ ગયો નહિ. પણ મારી ખાત્રી છે કે તે ગામ તરફ ગયો. તું શું ધારે છે?"

."ઉંહુ! આ ઘરની તપાસ કરવા આવ્યો હોય એમ મને તો લાગે છે."

"હા. મને પણ એમજ લાગે છે. અને હવે—"

"હવે મારી વાત હું તો એક પ્રકરણમાંજ પૂરી કહીશ. ઉંઘ નહિ આવવાથી બારી ઉઘાડી તો નીચે કોઇ આકાર મને દેખાયો. હું પુર્વ તરફથી બહાર નીકળ્યો. આ બારણું ઉઘાડું છે એ મને ખબર નહોતી. હું નીચે આવ્યો ત્યારે તે માણસ તબેલા તરફ જતો હતો. હું પેલી ઝાડી આગળ ઉભો રહ્યો હતો. મારી પાસે પિસ્તોલ હતી. પણ તેને જતો જોઇને મેં ધાર્યું કે કદાપિ તે તબેલામાં જશે તો માણસો જાગશે. ત્યાં ચોરો માટે "એલાર્મ" ગોઠવેલાં છે તે સારી રીતે કામ કરે છે. તે પાછો અહિં આવે છે કે કેમ એ જોતો હું અહિં બેઠો હતો. બેરીક મને લાગે છે કે હું તારી પાછળ આવ્યો હોઇશ."

"તેને કેટલો વખત થયો?"

"ઓછામાં ઓછો અડધો કલાક."

"ત્યારે તો હું નહિ. ખાત્રીથી કહું છું."

"તે ગયો તેનું વર્ણન આપી શકશે?"

"એ તારા ને મારા કરતાં ઉંચો હતો અને તેણે વેશ પહેરેલો હતો એવું ચોકસ જણાતું હતું."

"કેવી રીતે?"

"એણે લાંબો ઝુલતો ઝબ્બો અને મોટી ટોપી પહેરી હતી."

"તે રસ્તો જાણતો હોય એમ જણાતું હતું?"

"ના. તેની હિલચાલ ઉપરથી, તેને રસ્તો પરિચિત હોય એમ જણાતું નહોતું."

જેસ્પર થોડીવાર નીચું મ્હોં રાખીને વિચાર કરતો બેસી રહ્યો. મેરીકે પછી તેને પૂછયું "તું આમાં શું ધારે છે, જેસ્પર?"

"હજી સુધી કંઇ નહિ. મારે હવે ઉંઘની જરૂર છે. ચાલ આપણે અંદર જઇએ મેરીક."

પણ મેરીકે જેસ્પરને હાથ પકડી ઉભો રાખ્યો. "જેસ્પર, હું હવે નથી સહન કરી શકતો. આ ભેદથી હવે હું હારી ગયો છું. તને કંઈ જડયું છે? બોલ. હવે મારી ધીરજ રહેતી નથી. ઓ પ્રભુ! હું અહિંથી ગયોજ શા માટે? મને ફરીફરીને એકજ વિચાર આવ્યા કરે છે કે હું ગયો ના હોત તો મારી વ્હાલી અત્યારે જીવતી હોત અને અમારા જેવું સુખી બીજું કોઇ ના હોત. મને માર્યા શિવાય તેને કોઈ મારી શકત નહિ. આહ! શું નશીબ!!" એટલું બોલી તે ગળગળો થઇ ગયો અને વધારે બોલાયું નહિ. બે હાથ વચ્ચે માથું નાંખી દઇ તે બેસી રહ્યો.

જેસ્પર ગુંચવાડામાં પડયો. જે આવેશથી મેરીકે આ ખરી લાગણીના શબ્દો ઉચ્ચાર્યા હતા તેવો કોઇ ઢોંગ કરી શકે નહિ. મેરીક ખરા અંતઃકરણની લાગણીથીજ બોલતો હતો તે વીશે તેને શક રહ્યો નહિ.

"મેરીક, તું ધારતો હશે તેવો આળસુ હું બેસી રહ્યો નથી. હું લગભગ છેડે આવી પહોંચ્યો છું. પણ આ બાબત એવી છે કે છેડે આવી પહોંચતાં લગી કંઇ પણ ખુલ્લું કરવું એ જોખમ ભરેલું છે. અત્યાર સુધી બધી કડીઓ બેસતી આવે છે. અને ઇશ્વર જાણે છે કે પરિણામથી આપણા મિત્રોને કેટલો આઘાત થશે."

"મિત્રોને એટલે—"

"કેપ્ટન અને મીસીસ વેલેન્ડ; અને કદાચ તને."

"એટલે ?"

"વધારે કંઇ પુછ નહિ. હેતુ જયારે જણાશે ત્યારે બધાની અજાયબી પુરી થશે."

"હેતુ ! તેં હેતુ શોધ્યો છે ? તને તે ખબર છે ?"

"હા. મને તે ખબર છે."

"જેસ્પર, મને એક વાત કહે. આમાં કોનો હાથ છે ? પુરૂષનો કે સ્ત્રીનો ?"

જેસ્પર મુંગોજ રહ્યો.

"આહ ! તું જવાબ નહિ આપે પણ મને સુચના તો કર. મેં ઘણી કલ્પનાઓ કરી જોઇ છે. પેલા વારસાને કંઇ સંબંધ છે ?"

"મેરીક. હું એકજ વખત જવાબ આપીશ. પછી બોલીશ નહિ. હું તને પુછું છું કે વારસાના સંબંધમાં તને કદિ એ વિચાર નથી આવ્યો કે પેલી ઘરડી માસીને બીજાં પણ ભવિષ્યનાં વારસ સગાં હોય ? ચાલ હવે આપણે અંદર જઇએ."

મેરીક ધીમેથી ઉઠયો ને બોલ્યો "તેં મને આખરે કંઈ પણ કહ્યું છે. હવે એટલું કહે કે કયારે—"

"ક્યારે અંત આવશે? હું ધારૂં છું કે આમ નહિ તો તેમ પણ બહુ તો એ અઠવાડીયામાં અંત આવી જશે."

"આમ નહિ તો તેમ એટલે શું?"

"નિષ્ફળતા મળવાનો પણ સંભવ છે. પણ એ બહુ ઓછો છે."

મેરીક તે પછી અંદર ગયો ત્યારે જેસ્પરે ધીમે રહી પેલી નીસરણીનો છેડો વેલામાંથી છુટો કર્યો. પછી કોટ અને વેશનો પોશાક લઇ આવી તે અંદર ગયો ને ઉપર જઇ નીસરણી ખેંચી લીધી. અને પછી બારી આગળ વિચાર કરતો બેઠો. "આ તો ખરેખર એક ઉખ્યાણું થઇ પડયું છે. અને દરેક પળે તે વધારે અને વધારે વિલક્ષણ બનતું જાય છે. એ ખરપડીને માટેજ અત્યારે બહાર નીકળ્યો હતો એ તો નક્કી છે. એ ખાત્રીથી માને છે કે તેણે કોઇ અજાણ્યા માણસને દીઠો છે; વળી એ પણ નક્કી છે કે ડોરીસ કેવી રીતે અને શા કારણથી મરી ગઇ તે એ જાણતો નથી. તો પણ મને લાગે છે કે કેન જેસ્પર તું ખરો છે. ફક્ત એકાદ કડી વચમાં ખુટે છે."

સવાર પડતાં સુધી જેસ્પરે નોટબુકમાં લખ્યાં કર્યું.



## પ્રકરણ એકત્રીશમું.



### "મારા મિત્ર મી. ફ્રૅંક."

બીજી સવારે મેરીક નીચે નાસ્તો કરવા આવ્યો નહિ ત્યારે ખબર કહાડતાં જણાયું કે તેને ખૂબ તાવ ચડયો છે અને ડૉકટરની જરૂર છે. જેસ્પર તરતજ ઉઠીને તેની પાસે ગયો. મેરીક બારી

આગળ આરામ ખુરશી ઉપર પગ લાંબા કરી સુતો હતો. તેનો ચહેરો ઉભરાયલો હતો.

"મને લાગે છે કે ગઇ રાતે મને ઠંડી લાગી ગઇ હશે. "તેણે જેસ્પરના સવાલના જવાબમાં કહ્યું. "અને હું તને મળવાજ માગતો હતો. ગઇ રાતે હું બહાર નીકળ્યો હતો એ વાત હું ડૉકટરને અને બીજા બધાને કહું કે નહિ? તારી શું સલાહ છે?"

"સીગારેટ પીવા બહાર ગયો હતો એમ કહેવામાં કંઇ હરકત નથી."

"ત્યારે બીજી બધી વાત કહેવી નહિ?"

"નહિ. હું ધારૂં છું કે તે હમણાં બહાર પાડવી નહિ. કેપ્ટન પાછા ફરે ત્યાર પછી—"

આ વખતે જેની મેરીક વાસ્તે નાસ્તો લઇને આવી એટલે વાત બંધ પડી. પણ મેરીક જેસ્પરનું કહેવું સમજી ગયો હતો. ડૉકટર આવ્યા ત્યારે તેને જેસ્પર યુક્તિ રચીને દાદર ઉપર મળ્યો ને શેકહેન્ડ કરતાં ધીમેથી કહ્યુ "ડૉકટર મારૂં જરા કામ કરશો?"

"શું?"

"મેરીકને જરા ખુશ રાખજો. તે કહે તેની હા એ હા કરજો."

"હું!"

તે બન્ને છુટા પડયા. ડૉકટર શ્રીમંડળને મળ્યા વગરજ વેલેન્ડસ છોડી ગયો. તે જરા કચવાયલો હતો. બપોરે બે વાગે જેસ્પર તેની ઑફીસમાં ગયો અને ધીમેથી ડૉકટર પાસે ટેબલ ઉપર બેઠો એટલે ડૉકટરે ઉંચું જોયું "ઓહ! તું છે? મેરીકને કેમ છે? કે હવે તું માંદો થયો છે? તું પણ બહાર ફરવા ગયો હતો કે શું?"

"ડૅાકટર, એ 'પણ' બહુ અર્થસુચક છે. તમારો મીજાસ ઠેકાણે નથી એમ જણાય છે. પણ મારે જરા માહીતિ જોઇએ છે અને મને ઉતાવળ છે."

"શું?"

"મેરીકને શું થયું છે?"

"તે ગઈ રાતે સીગારેટ પીવા ઘરની બહાર નીકળ્યો હતો. એ ધારે છે કે તેને તેથી શરદી થઈ ગઇ છે."

"ડૅાકટર" જેસ્પરે ઉભા થઇ કહ્યું "તમારા ધંધાની રીતભાત જાણું છું. પણ તમે મને મદદ કરવાનું કહ્યું છે; અને અત્યારે કંઇ પણ છુપાવ્યા શિવાય તમારે તમારો ખરો અભિપ્રાય જણાવવો જોઇએ. આ કામમાં હવે મારે શું પગલાં લેવાં એ તમારા જવાબ ઉપર આધાર રાખે છે."

"ખરૂં કહે છે?"

"અલબત્ત. અત્યાર સુધી મારે ધીમેથી કામ લેવાની જરૂર પડી હતી. પણ હવે હું એવી સ્થિતિએ પહોંચ્યો છું કે હવે જલદીથી તપાસ ચલાવવી પડશે અને તમે મને મદદ નહિ કરોતો મારે અંધારામાં આંધળાની માફક કામ કરવું પડશે. તેથી કદાચ ગંભીર ભૂલ થવાનો સંભવ છે."

"બહુ થયું કેન. મારે જાણવાનું હતું તે બધું મેં જાણી લીધું છે. તારે પુછવું હોય તે પુછ."

"મેં એકવાર તો પુછયું કે મેરીકને શું થયું છે."

"મારી પરિક્ષા મુજબ મનની અસ્વસ્થતા છે. તેના બધા મંદવાડનું કારણ એજ છે."

"તેના હૃદયમાં કંઇ વાંધો છે?"

"ના."

"અત્યારે તે ખરેખરો માંદો છે?"

"ના. કંઇ ચિન્તાગ્રસ્ત છે."

"પોતાની મેળે કૃત્રિમ ઉપચારોથી એવો મંદવાડ આણવાનું બની શકે ખરૂં?"

"હા. તેમ કરવાનું જાણતો હોય તો થઇ શકે."

"એ કેમ કરવું એ મેરીક જાણે છે?"

"હું એમ ધારૂં છું. કેટલાકનાં બંધારણ એવાં હોય છે કે કવીનાઇનનો પુરો ડોઝ ઝેરની ગરજ સારે છે. મીસીસ વેલેન્ડ તરફથી હું જાણવા પામ્યો હતો કે થોડા દિવસ પહેલાં મેરીકે તેમની પાસેથી થોડીક કવીનાઇનની ગોળીઓ લીધી હતી."

"અને આ ઠંડીનું બ્હાનું?"

"ઢોંગ છે."

"રૅાથ, હવે લંબાણ કરવાની જરૂર નથી. મારે શું જરૂર છે તે હું કહીશ. બે દિવસની અંદર મારે શહેરમાં જવું પડશે તે દરમ્યાન મેરીકને વેલેન્ડસમાંથી બહાર જવા દેવો જોઇએ નહિ. મારી ગેરહાજરીમાં જો એ વેલેન્ડસ છોડી જાય તો અત્યાર સુધીની મારી મહેનત નિષ્ફળ જવાનો સંભવ છે."

"હું ધારૂં છું કે તે જવાને બહુ ઇંતેજાર નથી."

"ખાત્રી છે? તમે એની સાથે ઘણીવાર વાતચિત કરો છો. એ અચાનક રાતરે વેલેન્ડસ છોડી ગયો એમ કોઈ દિવસ તમે જાણો તો તેથી તમે અજાયબ થાઓ ખરા?"

"અરે હા! તું પુછે છે ત્યારે મને સુજે છે કે તેનાથી ધંધે જવાતું નથી તેથી તેને ફિકર થયાં કરે છે. પણ આ કામ પુરૂં,

થયા વગર તે વેલેન્ડસ છોડી જવાની હિમ્મત કરી શકતો નથી; વેલેન્ડસમાંના તેના સ્નેહીઓને છોડી જતાં તેને બહુ અઘરૂં લાગે છે. તો પણ, તે કહેતો હતો કે કોઈ કોઇવાર એકદમ કોઇને કહ્યા વગર વેલેન્ડસમાંથી નીકળી જવાનું તેને મન થાય છે."

"ઓહ! ત્યારે તમને એમ કહેતો હતો ખરો."

"હા. એવીજ મતલબની તેણે મને વાત કરી હતી. આજ સવારેજ એ પ્રમાણે એણે મને કહ્યું હતું."

"રૅાથ, હમણાં એને જવા દેવાનો નથી."

ડૅાકટરે એક આરામ ખુરશી ઉપર બેસતાં કહ્યું "અહિં બેસ કેન. તારી બધી ગુપ્ત હિલચાલ જણાવવાની જરૂર નથી પણ મારે સમજવું તો જોઇએ. બેસ."

અરધા કલાક પછી જેસ્પર જવા ઉઠયો ત્યારે તેનો ચહેરો ગંભીર હતો અને ડૅાકટરે પણ કંઇ ગંભીર કામ કરવાનું માથે લીધું હોય એમ જણાતું હતું. "હું મારો ભાગ ભજવીશ" ડૅાકટરે બારણા આગળ આવતાં કહ્યું. "આપણી ગોઠવણ મુજબ કરવાની જરૂર પડશે એમ મને લાગતું નથી; પણ જરૂર પડશે તો હું એમ કરવા ચુકીશ નહિ. અને કેનેથ તારી ગુપ્ત વાતો જાણ્યા વગર મને એક વાતની તો ખબર પડી છે કે—"

"એમ કે? શેની ખબર પડી?"

"એજ કે તારા અભિપ્રાય મુજબ, ડોરીસ કેવી રીતે મરણ પામી તે યુજીન મેરીક કહી શકે એમ છે—જો તે કહેતો."

જેસ્પરે ગંભીર થઇ કહ્યું "ડૅાકટર, તમે એવું અનુમાન કરો એ સ્વાભાવિક છે. પણ યાદ રાખજો કે મેં જાણી જોઇને તમને ખોટે રસ્તે દોરવ્યા નથી. ડોરીસ મેરીકના મરણ બાબત તમે જાણો છો તેથી વિશેષ કંઇ પણ યુજીન મેરીક જાણતો નથી."

"એટલે—"

"એમ છતાં યુજીન મેરીકની મારફતજ હું સત્ય શોધી શકીશ. મારી પાસે વધારે હકીકત કહડાવશો નહિ. અને જરૂર પડે મને મદદ કરવા ચુકશો નહિ. સાહેબજી."

રૅાથ અટકાવે તે પહેલાં કેનેથ રસ્તા ઉપર પહોંચી ગયો હતો. કેનેથને અટકાવવાની રૅાથને ખરૂં જોતાં ઇચ્છાજ નહોતી. તે તો વિચારમાંજ મશગુલ હતો. "આ તો ખરેખર મારી સમજણ બહાર છે. અભેદ્ય છે. મને તો કંઇ સુજતું નથી. કેન આખરે શું કરે છે તે જોવાનું છે."

* * *

બીજી સવારે વેલેન્ડસમાં કોઈ ઉઠયું નહોતું તેટલામાં એક ભાડાની ગાડી બારણા આગળ આવી ઉભી અને તેમાંથી એક અજાણ્યા માણસે ઉતરી ઘંટ વગાડયો. તે સાંભળી માર્થા બહાર આવી તેને એ માણસે પુછયું "મી. કેન જેસ્પર છે?" માર્થાએ હા કહેવાથી તે માણસે પોતાનું કાર્ડ જેસ્પરને આપવા આપ્યું. જેસ્પર ઉઠેલો હતો તેણે તરતજ બારણું ઉઘાડી કાર્ડ હાથમાં લઈ વાંચ્યું "ગુસ્તાવ ફ્રૅાક." પછી કાર્ડના એક ખુણા ઉપર ચોકડી કરેલી જોઈ રાજી થતાં બોલ્યો "આહ! તેને ઉપર મોકલ માર્થા. હું હજી તૈયાર થયો નથી. પણ ફ્રૅાક આવશે તેની હરકત નથી."

માર્થા મી. ફ્રૅાકને ઉપર તેડી લાવી ત્યારે જેસ્પરે તરતજ બારણું ખોલતાં કહ્યું "ફ્રૅાક દોસ્ત, આવો અચાનક હુમલો! ખરેખર હું ઘણોજ ખુશી થયો. અંદર આવ. અંદર આવ." એમ કહીને મી. ગુસ્તાવ ફ્રૅાકને જેસ્પર અંદર ઘસડી ગયો ને બારણું બંધ કર્યું. માર્થા અડધો દાદર ઉતરી હશે એટલામાં કેનેથે દાદર ઉપર આવી કહ્યું "માર્થા, મીસીસ વેલેન્ડને કહે કે જો કંઇ અડ-

ચણુ ના હોય તો મારા મિત્ર મી. ફ્રૅાક હમણાંજ આવ્યા છે તેને નાસ્તા ઉપર હું તેડતો આવીશ. અને ઓળખાણ કરાવીશ." જેસ્પરને ખાત્રી હતી કે મેરીકે પણ આ કહેણ સાંભળ્યું હોવું જોઇએ."

જેસ્પરે બારણું બંધ કરી ફ્રૅાક આગળ બેસીને પુછયું. "મી. ફ્રૅાક તમે આખી રાતના કંટાળેલા હશો ખરૂં?"

"નહિ. હું કંટાળેલો નથી. મને કહેશો કે મારે તમને કેવી રીતે મદદ કરવાની છે?"

"કેપ્ટન વેલેન્ડે તમને શું કહ્યું છે?"

"એટલુંજ કે તમારે એક ખાત્રીલાયક ભરૂસેદાર લુહારની જરૂર છે. કામ અગત્યનું અને ખાનગી છે; અને મારે તમારા પરોણા તરીકે અહિં રહેવાનું છે."

"ખરૂં છે. મી. ફ્રૅાક, કામ ઘણુંજ બારીક અને ગુપ્ત છે."

"મારે કેટલો વખત અહિં રહેવું પડશે?"

"તે તો હવે પછી જણાય. એક ટ્રંકની કુંચી તમારી પાસેથી મારે જોઇએ છે; અગર તે ટ્રંક તમારે ઉઘાડી આપવાની છે. રાતરે એ ટ્રંકવાળો ઓરડો તમારા કબજામાં આવે એવો બંદોબસ્ત થશે."

થોડીવાર પછી મી. ફ્રૅાકની ઓળખાણ નાસ્તાની ટેબલ ઉપર બેઠેલાં વેલેન્ડસના બધા રહેનારાંઓની સાથે કરવામાં આવી. મેરીક પણ—ઓમંડળની અજાયબી વચ્ચે—નાસ્તા ઉપર આવ્યો હતો. એ ખરેખર માંદો દીસતો હતો. નાસ્તા દરમ્યાન ગ્લેને તેને પોતાની ગાડીમાં ફરવા લઈ જવાનું આમંત્રણ કર્યું; પણ મેરીકે ડૉકટરની સલાહ લઇ તે સ્વીકારવા જણાવ્યું હતું. નાસ્તો

ખલાસ થયા પછી બધા બહાર ચોક ઉપર આવ્યા હતા તે વખતે જેસ્પરે મીસીસ વેલેન્ડ સાથે થોડી વાતચિત કરી લીધી હતી. ડૉકટર આવતા જણાયા એટલે મીસીસ વેલેન્ડે કહ્યું "આ ડૉકટર આવ્યા. આપણે એને પુછી જોઇએ." જેસ્પરે મી. ફૅાકની ડૅાકટર સાથે ઓળખાણ કરાવી. મેરીકને બહાર જવાથી ફાયદો થશે એમ ડૅાકટરે અભિપ્રાય આપ્યો તેથી તે ગ્લેનની સાથે તેની ગાડીમાં બેસી બહાર ગયો. પછી તરતજ મી. ફૅાકે ઉઠી ઉપર જવાનો વિચાર જણાવ્યો એટલે મીસીસ વેલેન્ડ બોલી ઉઠી "માફ કરજો, મી. ફૅાક. પણ તમારે વાસ્તે ઓરડો તૈયાર છે એમ નાસ્તા પછી તરતજ તમને કહેવાનું હું ભુલી ગઇ. કેનેથ, તારા ઓરડામાં તો ચાકરો વાળતા અને સાફસુફ કરતાં હશે. તારા મિત્ર માટે મીસીસ મેરીકવાળો ઓરડો રાખ્યો છે. હું હમણાં જેનીને—" પણ કેનેથ એકદમ ઉભો થઈ બોલ્યો "મી. ફૅાકને હું ઓરડો બતાવીશ."

* * *

ડોરીસના ઓરડામાં કેનેથ અને ફૅાક આવ્યા એટલે કેનેથે અંદરથી કળ દીધી ને પેલી મોટી લોઢાની પેટી બતાવી કહ્યું "આ પેટી હું ખોલવા માગું છું."

"હમણાંજ ખોલવા માગો છો?"

"જો બની શકે તો. એ કળ અને તેની કુંચી જેવી મારે કુંચી જોઇએ છે. કુંચી તો મારે અવશ્ય જોઈએ. મને લાગે છે કે એ ઘણી વિચિત્ર કળ છે."

ફૅાક તે ટ્રંક આગળ ઘુંટણીએ પડયો અને તરતજ "આહ!" કરી બોલી ઉઠયો. "હા. એ ઘણી વિચિત્ર કળ છે. અને એમ છે કે, આવીજ એક કળ મેં પહેલાં જોઈ ના હોત તો હું તમને અત્યારે મદદ કરી શકત નહિ. મારી બૅગ લાવશો?"

જેસ્પરે બૅગ આણી આપી એટલે ફ્રૅાક કામે લાગ્યો.

"હું કામ કરૂં તે દરમ્યાન તમે પેલા માંદા માણસને ખસેડવા માગતા હતા ખરૂં?" ફ્રૅાકે પુછયું.

"હા. ખરી વાત છે."

"તેને પાછા આવતાં કેટલો વખત લાગશે?"

"બે કલાક. કદાચ વધારે પણ થાય."

તેજ વખતે બારણા ઉપર ટકોરા થયા. જેસ્પરે ઉઘાડી જોયું તો મીસીસ વેલેન્ડ ઉભી હતી. તેણે કહ્યું "કેનેથ, મેં ચાકરોને કહી દીધું છે કે તારા મિત્રને ઉંઘમાં ખલેલ ન પહોંચે તે માટે તેઓએ આ તરફ આવવું નહિ. અને તારો ઓરડો તૈયાર છે. મી. ફ્રૅાકને જ્યારે ત્યાં જવું હોય ત્યારે જઇ શકશે."

* * *

તેજ બપોરે કેપ્ટન વેલેન્ડ શહેરમાંથી પાછો આવ્યો અને કેનેથના મિત્ર મી. ફ્રૅાકને જોઇ ઘણો ખુશી થયો. તેને વેલેન્ડસમાં રહેવા ઘણો આગ્રહ કર્યો પણ ફ્રૅાકે નમનતાઇથી જણાવ્યું કે તેને હમણાં વખત નથી. મી. જેસ્પર સાથે થોડો વખત આનંદમાં ગાળ્યો છે તેજ હાલ બસ છે અને વળી કોઈવાર વખત આવશે તો વેલેન્ડસની ફરીથી મુલાકાત લેશે તે વખતે વધારે રહેશે. તેજ સાંજરે મી. ફ્રૅાક વેલેન્ડસ છોડી ઉપડી ગયો. જેસ્પર તેને મૂકવા સ્ટેશન સુધી ગયો હતો.

"આપણે ઠીક નાટક ભજવ્યો, મી. જેસ્પર" ફ્રૅાકે રસ્તામાં વાત કરતાં કહ્યું. "મને પણ ગમત પડી અને તમારૂં કામ તો હું ધારૂં છું કે ત્રણ દિવસમાં પુરૂં કરી તમને પહોંચાડીશ. પણ કેવી રીતે મોકલું?"

"મારા ઉપર નહિ પણ ડૉકટર રૉથ ઉપર એ મોકલજો. આ પ્રમાણે તાર કરજો:—

'તમારો સુટ તૈયાર છે. આરહેન્સ.'

"એટલે કોઇ દરજીના તાર જેવો એ તાર જણાશે. તેના જવાબમાં મારા તરફથી તમને વ્હારોવ્હાર તાર મળશે. "તરત મોકલો" એમ હું તાર કરૂં તો તમારે તરત પાર્સલ ડૉકટર ઉપર રવાના કરવું. અને 'આવતી કાલે આવીશ' એમ તાર કરૂં તો તમારે મારી રાહ જોવી. સમજ્યા?"

"બરોબર."

સ્ટેશનં ઉપર છુટાં પડતાં જેસ્પરે પાછું ફ્રાંકને કહ્યું "પેલા માણસને કાલ સવારે અહિં મોકલજો અને એને બરોબર સમજણ પાડજો. ગામમાં જેમ બને તેમ જાહેર રીતે ફરવાનું તેને કહેજો; અને વેલેન્ડસ આગળથી તો ફક્ત એક બે વખત જવાનું કહેજો."

"હું સમજ્યો છું."

"અને એ પણ સમજાવજો કે વેલેન્ડસના કોઇ પણ માણસને તેણે મળવાનું નથી. ફક્ત એકાદ દિવસ અને રાતરે તેણે દેખા દેવાની છે. એને મારા તરફથી પૈસા આપી દેજો."

"સારૂં. સાહેબજી."

જેસ્પર એકલો પડતાં બડબડયો "એનાથી કામ થશે ખરૂં. કોઇ અજાણ્યો માણસ ગામમાં આવ્યો છે એમ જાણતાંજ તેને વેલેન્ડસમાંથી બહાર નીકળવાની હિમ્મત થશે નહિ. મારી ખાત્રી છે."



# પ્રકરણ બત્રીશમું.



## ખટપટ.

ટ્રેન ઉપડી ગયા પછી જેસ્પર થોડીવાર સ્ટેશન ઉપર ખોટી થયો. પ્રથમ તેણે એક ઓળખીતા મજુર સાથે કંઇ ખાનગી વાત કરી. પછી સ્ટેશન ઉપરના સીગ્નલર સાથે કંઇ વાત કરી, પાછો આવ્યો અને પેલા મજુરને એક તારનું પાકીટ આપ્યું. આમ કરવામાં તેનો શું ઇરાદો હતો તે એ વેલેન્ડસ પાછો આવ્યો ત્યારે કેપ્ટન સાથે તેને વાતચિત થઇ તે ઉપરથી સહજ સમજાશે.

"કેપ્ટન" જેસ્પરે કહ્યું "હું આજે એક ભવિષ્ય ભાખું છું."

કેપ્ટન સહેજ હસ્યો. જેસ્પરે ચાલુ રાખ્યું: "કલાકેકની અંદર તમને એક તાર મળશે."

"કોની તરફથી?"

"મારી તરફથી. એના ઉપર તો બીજાનું નામ હશે. તમને અગત્યના કામ વાસ્તે શહેરમાં બોલાવનારો એ સંદેશો છે."

કેપ્ટન જરા નાખુશ થયો. "કેન, તું બહુ ખરાબ છે."

"તમે વાંચીને તરતજ—"

"તરતજ?"

"મને શોધવા નીકળી પડજો. મને તમે કુટુંબના કોઇ માણસ સાથે વાતો કરતો જોશો. તમારે મને તરતજ તે તાર બતાવવો અને તમારે બદલે મને શહેરમાં જવા કહેવું."

કેપ્ટને છુટકારાનો દમ લીધો. જેસ્પરે આગળ ચલાવ્યું. "હું સ્હેજ આનાકાની કરીશ. પણ તમે બહુજ કાલાવાલા કરી

આગ્રહ કરજો અને, અલબત્ત, આખરે આવતી કાલે સવારે હું જઈશ."

થોડીવાર સુધી બન્ને શાન્ત રહ્યા. પછી કેપ્ટન બોલ્યો "સમજ્યો. તારા કહેવા પ્રમાણે હું કરીશ. તારે ખુલાસો કરવાની કંઇ જરૂર નથી."

"નહિ. ખુલાસો કરવા માગતો પણ નથી. પણ હવે જલદીજ આ બધાંનો અન્ત આવશે."

"એવી આશા રાખું છું. દરમ્યાન મેં તો હવે એનો વિચાર કરવોજ છોડી દીધો છે."

તે તાર વખતસર આવ્યો અને જેસ્પર, મીસીસ વેલેન્ડ અને મેરીકની રૂબરૂમાં તે કેપ્ટનને મળ્યો. કેપ્ટને પોતાનો પાઠ ભજવ્યો અને કેનેથે બહુ આનાકાનીથી શહેરમાં જવાનું સ્વીકાર્યું. કેપ્ટને વધારામાં, કેવી જાતનું કામ કરવાનું હતું તેનો પણ ખુલાસો કર્યો અને કેટલાક કાગળીયા શોધવા ઉપર ગયો. મીસીસ વેલેન્ડ પણ થોડીવારે ઉપર ગઈ એટલે જેસ્પરે મેરીક સાથે વાત છેડી.

"સારે નશીબે કેપ્ટનના કામમાં મને વધારે દિવસ નહિ લાગે. મારે હમણાં વીન્સ્ટનમાંજ રહેવાની ઘણી જરૂર છે. પણ એક બે દિવસમાં કંઇ બગડી જશે નહિ. મેરીક તું પણ સાથે આવે તો કેમ? તને તેથી હવાફેર પણ થશે."

"થશે પણ—"

"તારે બહુ હરફર કરવી નહિ પડે. ગાડીમાંજ આપણે ફરીશું."

"તે તો ખરૂં. પણ રૅાથને પુછયા પછી કહું."

" એ તો સાંજરે આવશેજ. એને પુછીને નક્કી વિચાર કરી રાખજે."

મેરીક પોતાના ઓરડામાં ગયો ને જેસ્પરને કહેતો ગયો કે ડૉક્ટર આવેતો ઉપર મોકલવો. ડૉકટર અડધા કલાકની અંદરજ ત્યાં આવી પહોંચ્યો.

" ડૉકટર " જેસ્પરે કહ્યું " મેરીક તમને કંઇ પુછવા માગે છે."

" એમ ? હું ત્યાંજ જાઉં છું ત્યારે તો."

" પણ જરા ઉભા રહો. પહેલાં મારે વાત કરવી છે. હું આવતી કાલે શહેરમાં જવાનો છું. હું પાછો આવું ત્યાં સુધી તેને આ ઘર કે બાગની બહાર જવા દેવાનો નથી."

" ઉંહ ! પણ હું તેને ના રોકી શકું તો પછી શું ?"

" તમે રોકી શકશો. અને રોકવો પડશેજ. હું પાછો ફરૂં ત્યાર પહેલાં જો એ આ ઘર છોડી જશે તો ડોરીસના મરણ માટે જે માણસ જવાબદાર છે તે કદી મળશે નહિ એવો સંભવ છે."

રૅાથ ચમકયો. " આહ ! ત્યારે તે જાણે છે. ખરૂં ?"

" તે કંઇજ જાણતો નથી."

" પણ ત્યારે શું કામ—"

" તમારામાં જરા પણ ધીરજ નથી."

" તું તો ખરેખર વળમાં બોલે છે. જો તે કંઇજ જાણતો નથી તો પછી તેને અહિં રાખીને કામ પણ શું છે ?"

" એજ કે જો તે અહિં રહેશે તો આ કામ કોણે કર્યું તે એ શોધી શકશે. બોલો, મેરીકને રોકશો કે નહિ ?"

"હા. ઝેર આપીને પણ તેને રોકીશ."

"એ જીવતો હશે તો મને વધારે ઉપયોગી થશે."

* * *

ડૉક્ટર, મેરીકને મળ્યો અને તેને તપાસ્યો. કોઇ ચેપી-રોગ લાગુ પડયો છે એમ જણાય છે એમ કહી ડૉકટરે તેને બીવડાવ્યો; તે એટલે સુધી કે મેરીકે કબુલ કર્યું કે આખો દિવસ તે ઓરડામાંજ ભરાઇ રહેશે અને ડૉકટરને પુછ્યા વગર બાગમાં પણ ફરવા નહિ જાય. આ રીતે ડૉકટરે પોતાનો પાઠ ભજવ્યો હતો.

## પ્રકરણ તેત્રીશમું.

### છબીઓ.

બીજે દિવસે સવારે જેસ્પર સૌથી પહેલો નાસ્તો લેવા નીચે આવ્યો. કારણ તેને સવારની ગાડીએ જવાનું હતું. પણ તેની અજાયબી વચ્ચે મીસીસ વેલેન્ડ તેના પહેલાંથી ત્યાં આવીને બેઠી હતી. જેસ્પર આવ્યો કે તરત મીસીસ વેલેન્ડે નાસ્તો મંગાવ્યો. જેસ્પર નાસ્તો કરવા લાગ્યો એટલે મીસીસ વેલેન્ડે વાત છેડી, "કેનેથ, તું ઉતાવળમાં છે એટલે તું ખા અને હું વાત કરીશ. મારે તને કંઇ કહેવાનું છે."

"શું છે?"

"સ્લેન વેલેન્ડ્સ છોડી જવા માગે છે."

"વેલેન્ડ્સ—છોડી—જવા?" જેસ્પરે અત્યંત આશ્ચર્ય ચકિત થતાં પૂછયું.

"હા. હું પુછવા એમ માનું છું કે થોડા વખત બાદ બન્ને અહિંથી જઇએ તો કંઇ હરકત છે?"

જેસ્પરે એકદમ ઉભા થઇ મક્કમપણે કહ્યું "ઘણીજ હરકત છે. તેમ થવુંજ નહિ જોઇએ. આ વાતનો અંત આવે ત્યાં સુધી ગમે તેમ કરીને પણ એને અહિંજ રોકવી જોઇએ. મીસીસ વેલેન્ટ, હવે ચાર પાંચ દહાડામાંજ આ ભેદનો અન્ત લાવવાની હું આશા રાખું છું. પણ હજી ઘણું કરવાનું બાકી છે. મને વચન આપો કે આ ભેદ ઉકલે ત્યાં સુધી ગ્લેન આ ઘરમાંજ રહેશે."

પળવાર તેઓની દૃષ્ટિ મળી. અને મીસીસ વેલેન્ડે મ્હોં ફેરવી નાંખ્યું. "મારૂં વચન છે." તેણીએ કહ્યું અને બીજીજ પળે ચાલી ગઈ.

જેસ્પર પછી થોડીવાર બારણામાં ઉભો રહ્યો તે વખતે રસ્તા ઉપર એક છોકરાને જલદીથી અંદર આવતો તેણે જોયો. તે છોકરાના હાથમાં એક પાકીટ હતું. જેસ્પરે છોકરાને તરત ઓળખ્યો ને ધાર્યું કે તે મેરીક માટેજ કંઇ સંદેશો લાવ્યો હશે. છોકરો પાસે આવ્યો એટલે તેને બોલાવી પુછયું. "કેમ છોકરા, મારે માટે કંઇ લાવ્યો છે?"

"ના સાહેબ, મી. મેરીક માટે. તેઓ કયાં છે?"

"એ હજી ઉઠયા નથી. પણ નોટ તું અંદર ટેબલ ઉપર મૂક. મેરીક નીચે આવશે ત્યારે લેશે. તારે જવાબ લઇ જવાનો છે?"

"ના. એવરીએ મને જવાબ માટે કંઇ કહ્યું નથી. પણ મને પૈસા મળ્યા નથી."

"ઓહ. એમાં શું. લે પૈસા હું આપું છું. તું જા તારે જવું હોય તો. ચીઠી હું મેરીકને પહોંચાડીશ."

"સારૂં સાહેબ. લ્યો ત્યારે."

જેસ્પરે થોડીવાર વિચાર કર્યો. પછી મેરીકની નોટ લઇ તેના ઓરડા આગળ જઇ ટકોરા માર્યા. મેરીકે અંદરથી પુછયું "કોણ છે?"

"એ તો હું જેસ્પર છું. મેરીક, જરા બારણું ઉઘાડશે?"

મેરીકે બારણું ઉઘાડયું એટલે જેસ્પરે ખુલાસો કર્યો "તારી ઓફીસનો છોકરો મને બહાર મળ્યો. તેણે આ નોટ તારે વાસ્તે આપી છે. હું થોડીવારમાં જવાનો છું અને હજી બીજું કોઇ ઉઠયું નથી એટલે તને જગાડયો કે હું તને હાથોહાથ ચીઠી આપું. ચાલો, સાહેબજી. તારે કંઇ કામ છે?"

"કંઇ નહિ. ઉપકાર."

"ઠીક ત્યારે. હવે હું બૅગ લઇને જઇશ. તબીએત સાચવજે. મેરીક."

એમ કહી જેસ્પર પોતાના ઓરડામાં ગયો. પાંચ મીનીટ પછી મેરીકે ટકોરા કર્યા અને રજા મળતાં અંદર આવ્યો. જેસ્પર ટેબલની એક બાજુએ આરસીમાં જોઇ નેકટાઈ પહેરતો હતો. મેરીકે અંદર આવી પુછયું:

"જેસ્પર, જતાં જતાં મારી ઑફીસ આગળ એક મીનીટ ખોટી થઇ શકશે? મારા ભાગીયાની આ ચીઠી છે ને તેણે તરત જવાબ માગ્યો છે. તું જતાં જતાં એક ચીઠી એને આપીશ?"

"ઘણી ખુશીથી. તૈયાર છે ને?"

"ના. પણ હમણાંજ હું લખી નાંખીશ." એમ કહી તે બહાર જવા લાગ્યો પણ જેસ્પરે તેને અટકાવ્યો. "સબુર! પણ અહિં બેસીનેજ આ ટેબલ ઉપર લખી નાંખ. આ કાગળ, પેન

અને ખડીઓ અહિંજ છે. હું કપડાં પહેરૂં છું તેટલામાં તું ઘસડી નાંખ." એમ કહી આરસીની સામેજ ટેબલના બીજા ખુણા ઉપર લખવાનાં સાધન મૂકયાં અને પોતે પાછો નેકટાઇ સાથે માથાકુટ કરવા લાગ્યો. પણ તે દરમ્યાન તેણે ચશ્મા પણ ચઢાવ્યાં હતાં. આ ચશ્માના કાચ સુક્ષ્મદર્શક હતા તે જેસ્પર પોતેજ જાણતો હતો. તે એવી રીતે આરસી આગળ ઉભો રહ્યો કે મેરીક લખતો હતો તે કાગળ તે સારી રીતે આરસીમાં જોઇ શકે. સુક્ષ્મ-દર્શક ચશ્માથી તેણે, મેરીકે નીચે પ્રમાણે લખ્યું તે વાંચી લીધું:—

"પહેલી આજની ગાડીએ તું જવું ભુલતો નહિ. કારણ જેસ્પર અત્યારે એજ પહેલી ગાડીએ શહેરમાં જાય છે અને—"

તે વધારે વાંચી શકયો નહિ; કારણ કે મેરીકનો ખભો નડયો. પણ થોડાજ શબ્દો વધારે લખ્યા હતા એમ મેરીકના હાથ ઉપર ધ્યાન રાખવાથી તેણે જાણ્યું. મેરીકે સરનામું કર્યું અને કેનેથ પણ તૈયાર થઇ આરસી આગળથી આઘો ખસતો હતો. એટલામાં મેરીકે પાછી ચીઠી કહાડી મથાળે ઉતાવળથી નીચે મુજબ લખ્યું તે કેનેથે જોયું.

"સાંજ પહેલાં ઘેર જવું નહિ."

પહેલી લીટીઓ મેરીકે ઘણી ધીમે ધીમે વિચાર કરીને લખી હતી. પણ આ છેલ્લી તેણે ઉતાવળથી લખી નાંખી હતી.

*　　　*　　　*

ઘોડાગાડીમાં બેઠાં બેઠાં જેસ્પરે, મેરીકે લખેલી ચીઠી ઉપર વિચાર કરવા માંડયો. પછી નોટ બુક કહાડી એક પાનાં ઉપર તેણે ઉતાર્યું:

"પહેલી આજની ગાડીએ તું જવું ભુલતો નહિ. કારણ જેસ્પર અત્યારે એજ પહેલી ગાડીએ શહેરમાં જાય છે. અને—"

આ લખાણ તેણે ધારી ધારીને વાંચ્યું અને ફરીથી ને ફરીથી તે વાંચ્યું, અને કંઇ સમજ ન પડવાથી કંટાળીને મૂકી દેતો હતો તેવામાં એને કંઈ વિચાર સુજ્યો અને તેથી તે ઘણોજ ખુશી થયો. મેરીકે લખ્યું હતું તેમાંથી દર એક શબ્દ રાખી બીજા શબ્દ ઉપર છેકો મૂકયો એટલે નીચે પ્રમાણે વંચાયું:

"પહેલી—ગાડીએ—જવું—નહિ—જેસ્પર—એજ—ગાડીએ—જાય છે—"

જેસ્પરે ખુશી થતાં તે નોટબુક ગજવામાં મૂકી અને ગાડી-વાળાને હુકમ આપ્યો "જો આપણે બહુ વખત નથી માટે ઑફીસ આગળ જવાની જરૂર નથી. હું પોસ્ટ ઑફીસમાંજ મેરીકની નોટ નાંખીશ; માટે પોસ્ટ ઑફીસ આગળ જરા ઉભી રાખજે." તે મુજબ નોટ પોસ્ટ બોકસમાં નાંખી જેસ્પર સ્ટેશને આવી પહોંચ્યો અને ગાડીમાં બેઠો. ગાડી ચાલી પછી તે બીડી પીવાના ડબ્બામાં ગયો તો તેણે ધાર્યું હતું તેમ ઍવરી મોર્સ—મેરીકનો ભાગ્યો—એક નીચી બેઠક ઉપર નિરાંતે બેઠો બેઠો બીડી ફુંકતો હતો. જેસ્પરે તેની આગળ જઈ કહ્યું "મેરીકે એક નોટ આપી હતી તે હું તમને ઑફીસમાંજ પહોંચાડત પણ મને વખત નહિ હતો એટલે તે મેં પોસ્ટ ઑફીસમાં નાંખી. તમે અહિં મળ-વાના છો એમ મેં ધાર્યું હોત તો—"

"એમાં કંઇ હરકત જણાતી નથી. શેની નોટ હતી તે કંઇ બોલ્યો હતો?"

"નહિ. એટલુંજ કહ્યું હતું કે તમારી તરફથી એને નોટ મળી હતી; તે છોકરો પાછો ગયો પછી તેનો જવાબ લખવાનું સુજયું હતું."

"ઓહ!" મોર્સ જરા અકળવકળ થયો. "એમ કે? ઑફીસના કામ બાબત હશે ત્યારે તો. કંઈ અડચણ નહિ મી. જેસ્પર."

"ચાલો સાહેબજી. મેં ભુલ કરી નથી તેથી નિરાંત." એમ કહી જેસ્પર પાછો ચાલી ગયો.

મોર્સને તો ખાત્રીજ થઇ કે જેસ્પર આ ગાડીએ શહેરમાં જાય છે તેથી મેરીકે તેને આ ગાડીએ શહેરમાં નહિ જવા લખ્યું હશે. "પણ એ ઉદ્ધતની કોને દરકાર છે" એમ મનમાં ને મનમાં ટીકા કરી મોર્સે દીલાસો લીધો.

શહેરમાં પહોંચ્યા પછી મોર્સની હિલચાલ ઉપર ધ્યાન નહિ આપતાં, જેસ્પર તેના એક ઓળખીતા પોલીસ ફોજદાર પાસે ગયો.

"કેપ્ટન હાર્વી, હાલ મારે તમારી મદદની જરૂર છે" જેસ્પરે એકલાં પડતાં ફોજદારને કહ્યું.

"ઓહ મદદ! ત્યારે તમે અમારાં ખાતામાં આવવા માગો છો એમજ ને? પણ અમારા ખાતામાં હાલ કંઇ જગ્યા ખાલી હોય એમ લાગતું નથી."

"મારે એવી મદદની જરૂર નથી. હું હાલ સ્વતંત્રજ કામ કરૂં છું. તેમાં નિષ્ફળ નીવડીશ તો કદાચ તમારી સાથે જોડાઇશ."

"ચાલો ત્યારે ઠીક. શું મદદ જોઇએ છે?"

"મારે એક ચાલાક, હુશીઆર, સમજુ અને તાબેદાર માણુસની જરૂર છે. તમારા ખાતામાંનો સમજ્યા?"

"ઠીક. પછી?"

"મારે વાસ્તે વેશ બદલવાનાં સાધન. પેલો માણસ એના યુનિફૉર્મ માંજ હોવો જોઈએ. એણે શું કરવાનું છે તે આ કાર્ડ ઉપર લખેલું છે."

"બહુ સારૂં. હું જોઉં છું." તે ફોજદારે કાર્ડ લીધું અને વાંચ્યું.

"મારો વેશ લેવા હું સાંજરે આવીશ." એમ કહી જેસ્પર ત્યાંથી ચાલી નીકળ્યો. અને બહારોબહાર પોલીસના ઉપરી અમલદારની ઑફીસમાં પહોંચ્યો. વેલેન્ડ સાથે જેસ્પર કામ કરતો હતો ત્યારે એકવાર આ માણસને તે મળ્યો હતો. અત્યારે વેલેન્ડનો ઓળખાણનો કાગળ પણ તે લાવ્યો હતો. તે અમલદાર, વેલેન્ડનો કાગળ વાંચી જેસ્પર સ્હામું જોઇ બોલ્યો "કેપ્ટન વેલેન્ડ લખે છે કે મારે તમને મદદ કરવાની છે?"

"હાજી. હમણાંજ થોડી મીનીટ આપ મારી સાથે વાત કરી શકશો?"

"અડધો કલાક. હું કેપ્ટન વેલેન્ડના ઉપકાર નીચે છું."

જેસ્પરે ગજવામાંથી એક બંડલ કહાડી તેમાંથી ચાર પાંચ છબીઓ બહાર કહાડી તે પોલીસ અમલદાર આગળ ખુલ્લી ગોઠવી ને પુછયું "આમાંનો કોઇ ચ્હેરો આપને પરિચિત લાગે છે કે નહિ તે મહેરબાની કરી મને કહેશો?"

તે અમલદારે બધી છબીઓ તપાસીને પુછયું "તમે આ લોકોને ઓળખો છો?"

"આપ ઓળખો છો?"

"ઉંહ! આ સૅન્ડી બ્રાઉન છે. હમણાં તો એ જેલમાં છે. પણ છબી બરોબર સારી નથી."

"તેથીજ મેં તે લીધી." જેસ્પરે સ્હેજ હસીને કહ્યું.

"એમ કે? મારી પરિક્ષા લેવા માટે? ઠીક. આતો—એ... એનું નામ યાદ આવતું નથી. પણ બીલીયર્ડ રમનારો ઉસ્તાદ ઉઠાઉગીર છે. ન્યુ ઑર્લીઅન્સ તે છ એક વરસ ઉપર આવ્યો હતો."

"આપની સ્મરણશક્તિ તિક્ષ્ણ છે!"

"અને આ—એ તો ખરેખર દશ વીશ વરસની જુની છબી લાગે છે. કારણ ક્રેપ્ટન વેલેન્ડ હમણાં તો ઘણા બદલાઇ ગયા છે" એમ કહીને ત્રણ ઓળખેલી છબીઓ તેણે જુદી પાડી. બાકીની ત્રણ છબીઓ ખસેડતા તેણે કહ્યું "આ ત્રણ તો એકજ માણસની છબી છે." એ ત્રણ છબીઓમાં પોશાક જુદા જુદા હતા. તેમજ દરેકનો ચ્હેરો મળતો આવતો નહોતો. એકમાં દાઢી હતી; બીજામાં ચસ્મા હતાં ને ત્રીજામાં સાદો ચ્હેરો હતો; છતાં તે અમલદારે આ ત્રણ છબી એકજ માણસની હોવાનું જણાવ્યું. "મેં આ માણસને જોયેલો છે. પણ નામની ખબર નથી. ઘણું કરતાં સાક્ષી તરીકે તે એકવાર મારી પાસે આવી ગયો છે. આ દાઢી તો ખોટી ચડાવેલી જણાય છે. વેશ બદલેલો દેખાય છે. જુઓ તમે તપાસો. તમને પણ જણાઈ આવશે. "એમ કહી છબીઓ જેસ્પરને આપી. જેસ્પર તે જોતો હતો એટલે તે અમલદારે કહ્યું "એના કાન નીચે એક ડાઘો જણાય છે તે જુઓ."

"હા. દેખાય છે ખરો."

"એ શેનો છે તે જાણો છો?"

"તલ હશે."

"તલ? ખાત્રી છે?"

"મને સાંભરે છે કે એ માણસને—"

"એ જીવે છે?"

"હા. એને એક કાન નીચે આવોજ આટલોજ તલ છે. પણ કયા કાન નીચે તે મને બરોબર સાંભરતું નથી."

"ઓહ! ત્યારે તમે એને ઓળખો છો?"

કેનેથ આ સવાલથી ચેત્યો. અને સંભાળીને જવાબ દીધો "હું એને એક વખત મળ્યો હતો. ખરી વાત એમ છે કે આ ત્રણ છબીઓ મેંજ જુદે જુદે વખતે લીધી છે."

"અને તેને મોટી કોણે કરી છે?"

"હાર્લીએ."

"ત્યારે તો તાજીજ છે. હાર્લી હમણાંજ મુસાફરીથી પાછો ફર્યો છે."

"ગયા ઉન્હાળાનીજ છે." કેનેથ પકડાઇ ગયો એટલે કબુલ થયો.

"ત્યારે આ દાઢી ને લાંબી મુછ વીશે શું ખુલાસો કરોછો?"

"ખરી વાત તો એ છે કે છબીના મુફ ઉપર મેં એ દાઢીને મુછ શાહીથી પાડયાં હતાં ને પછી તેની મોટી છબી લેવડાવી હતી. ગમ્મતની ખાતરજ મેં એમ કર્યું હતું."

"ઠીક કર્યું. મને પણ એથી જાણવાનું મળ્યું કે વેશ બદલ્યાથી એ માણસ કેવો દેખાય છે.' એમ કહી વાત કરવા માટેની ટયુબ ટેબલ ઉપરથી તેણે હાથમાં લીધી અને હસતાં હસતાં કહ્યું "વાત એમ છે કે, જમણા ગાલ નીચે તલવાળા એક માણસની શોધમાંજ અમે છીએ." પછી તેણે ટયુબમાં વાત કરવા માંડી.

"ઓઈલ!"

"કેમ ?" જવાબ આવ્યો. જેસ્પરે જાણ્યું કે બૉઇલ પાસેનાજ ઓરડામાં હાવો જોઇએ.

"એકલા છો ?"

"હા" ફરી જેસ્પરે જવાબ સાંભળ્યો.

"પેલા મીયર્સ હાઉસના કેસની હકીકત જોઈ કહાડો. અને પા કલાક પછી મારી પાસે લાવો. ત્યાં સુધી હું કામમાં છું." એમ કહી તેણે ટયુબ મુકી દીધી અને જેસ્પર—જે આ વાતચિતથી ઘણો ચકિત થયો હતો—તેના તરફ જોઇ કહ્યું "આ છબીઓ હાલ મારી પાસે રહેવા દેશો ? તમે કેટલો વખત શહેરમાં રહેવાના છો?"

"તે તો હવે પછી જણાય. હું કાલેજ પાછો જવા માગું છું. મારે કહેવું જોઇએ કે છબીઓ તો મારે અતિ ઉપયોગી અને કિમતી છે.

"કેવી રીતે ?"

"પુરાવા તરીકે. હું ધારૂં છું કે હજી હમણાં હું એ છબીઓ છોડી શકીશ નહિ."

"એનાથી કોઇને ઓળખવા માગો છો ?"

"નહિ. તે કોણુ છે તે તો હું જાણું છું. એણે કોઇ વખત બીજા માણસનું રૂપ લીધું હતું કે કેમ તેજ હું જાણવા માગું છું."

"ત્યારે તો અહિંજ રહેવા દો. મારે પેલો તલ ઓળખાવવાનો છે. આજ સાંજરે હું તેનું પરિણામ જણાવી શકીશ. કેમ એમ બનશે ?"

"કેટલે વાગે ?"

"નવ વાગે."

"સારૂં."

"નવ વાગે ત્યારે. કદાચ તે વખતે તમારા કેસની મને વધારે માહીતિ આપશો. તેથી કદાચ મને મદદ થશે અને કદાચ—તમને પણ મદદ થશે. કારણ, તમે જાણુવા માગો છો તે જાણી શકશો."

"આપનાથી બની શકે તે કરશોજ. હું છબીઓ મૂકી જાઉં છું. અને નવ વાગે પાછો આવીશ. સાહેબજી." એમ કહી જેસ્પર અંદર ખાનેથી ખુશી થતો બહાર નીકળ્યો.

પોલીસ અમલદાર બડબડયો "ચાલાક ને દ્દઢ જણાય છે. તેને આની સાથે શું કામ હશે કોણ જાણે! કંઇ નહિ. કદાચ આમાંથી અમને બન્નેને ફાયદો થશે."

## પ્રકરણ ચોત્રીશમું.

### પકડાયો.

કેનેથ જેસ્પરે તે આખો દહાડો શું કર્યું તેનું વર્ણન કરવાની જરૂર નથી. તે આપોઆપ જણાઇ આવશે. પણ રાતરે નવ વાગે તેણે પોલીસ અમલદાર આગળ આવી શું કર્યું તે જાણવાની જરૂર છે. જેવો તે અમલદાર આગળ આવ્યો તેવોજ કહેવા લાગ્યો "કેપ્ટન હું શરણ થવા આવ્યો છું. હમણાંજ મેં એક માણસ ઉપર હુમલો કરી તેને લુંટયો છે. હું આપને તે બધી હકીકત પછીથી કહીશ. પણ પહેલાં છબીઓ બાબત મારે જાણવું છે. કેપ્ટન હાર્વીએ મારી મદદમાં માણસ આપ્યો હતો તે હમણાંજ અહિં આવી પહોંચશે. તેને તરતજ અંદર આવવા દે એવો આપ હુકમ આપશો?"

" અલબત્ત." અમલદારે તેવો હુકમ આપ્યો ને પછી જેસ્પરને કહ્યું.

" પ્રથમ તો તમારે મારા એક સવાલનો જવાબ આપવો પડશે."

" શું ?"

તે અમલદારે પેલી ત્રણ છબીઓ હાથમાં પકડી હતી. " આ માણસ અત્યારે ક્યાં છે તે તમે કહી શકો એમ છો ?"

" હા. હું ધારૂં છું—"

" કે—?"

" મેં એને આજે સવારેજ જોયો છે. અને તે રહે છે એ જગ્યાને થોડા દિવસ સુધી છોડી જશે નહિ એમ માનવાને મારી પાસે કારણો છે."

" અને—તે ક્યાં છે તે મને કહેશો ?"

" અમુક શરતે."

થોડી પળ બન્ને એક બીજા સ્હામું જોતાં, વિચાર કરતા બેઠા. પછી કેનેથે શરૂ કર્યું " ત્યારે મીચર્સ હાઉસની સ્ત્રીઓએ આ માણસને ઓળખ્યો છે કેમ ?"

" ઓહો !" પોલીસ અમલદાર એકદમ પોકારી ઉઠ્યો. " તમે એ બાબતમાં શું જાણો છો ?"

" ગયા બે મહિનાના ન્યુસપેપરોમાંથી મળી આવ્યું તેટલુંજ."

" ખરેખર ! તમે એજ કામ કર્યું લાગે છે. મારી સુચના ઉપરથી તમે એ કામે વળગ્યા હતા ?"

"બિલકુલ નહિ. એ બધાં ન્યુસપેપરો જોઇનેજ હું શહેરમાં આવ્યો હતો."

"ત્યારે એ કેસ બાબત તમે સાંભળ્યું હતું ?"

"કદિ નહિ."

"નહિ ? પાસે આવો મી. જેસ્પર. તમે મને ગુંચવાડામાં નાંખો છો. અને આપણે એક બીજાને ખુલાસો કરવો એ જરૂરનું છે. હું તમને જોઇતી માહીતિ આપીશ અને તેના બદલામાં આ માણસના સંબંધમાં તમે જે જાણતા હો તે કહેવું પડશે."

"એ વાત તો બહુ લાંબી છે. પણ હું અહિં કહેવાજ આવ્યો છું. શરૂઆત—"

આજ પળે જેસ્પરની મદદમાં આવ્યો હતો તે પોલીસનો માણસ અંદર દાખલ થયો. જેસ્પરે તરત તેને પુછયું "કેમ દોસ્ત. બધું બરાબર છે ? બોલી જા."

"બધું બરાબર છે. સાહેબ. મેં તેને ગલીમાંથી બહાર કહાડયો ત્યારે પોતાને નિર્દોષ જાહેર કર્યો. વળી તે એમ કહે છે કે તેની પાસેથી કોઇ કીમતી કાગળીયાઓ લુંટી ગયું છે."

"ઠીક. તેણે ફરીયાદ કરવાની ઇચ્છા બતાવી છે ?"

"મેં એને બહુ તકજ આપી નથી. હું એને ચોકી ઉપર લઇ ગયો. આપનો હુકમ હતો કે એને બીવડાવી ને જતો કરવો. પણ તેની રીતભાત ઉપરથી પછી મને એમ લાગ્યું કે એને પોલીસની ધાસ્તી રાખવાને બીજું પણ કંઇ કારણ હોવું જોઇએ. માટે તેને ચોકીમાં રાખીનેજ હું અહિં આવ્યો છું."

કેનેથ થોડીવાર ચૂપ રહ્યો. તે જોઇ પેલો માણસ બોલ્યો "આમ કરવાથી આપના કામમાં કંઇ વિઘ્નતો નથી આવ્યું ને

સાહેબ ? મને લાગ્યું કે મારે એને જવા દેવો ના જોઇએ. તમે જો એની ખાત્રી આપતા હો—"

"નહિ. બિલકુલ નહિ."

"એ માણુસ કોણ છે?" પોલીસના ઉપરી અમલદારે પુછયું.

"એ પેલા માણુસનો મિત્ર અને મદદગાર છે." કેનેથે અર્થ-સુચક રીતે કહ્યું.

"ત્યારે તો છે ત્યાંજ એને રહેવા દો."

પછી હ્યુઝને શાબાસી આપી રવાના કર્યો; અને જેસ્પર તથા પોલીસ અમલદાર વાતમાં ગુંથાયા.



## પ્રકરણ પાંત્રીશમું.



### ખુલ્લો દાવ.

શહેરમાં આવ્યા પછી જેસ્પરે પહેલું કામ ફ્રૅંકને ત્યાં જઇ તેને કરવા સોંપેલી કુંચી બાબત ખબર ક્હાડવાનું હતું. ફ્રૅંકે તેને વચન આપ્યું હતું કે તે-જેસ્પર શહેર છોડી જશે ત્યાર પહેલાં, છેવટે સ્ટેશન ઉપર પણ, તે કુંચી તેને સોંપશે પણ અત્યાર સુધી કુંચી તેના હાથમાં આવી નહોતી. અને હવે ટ્રેન ઉપડવાને ફક્ત વીશ મીનીટજ બાકી હતી. તેથી જેસ્પર અધીરાઇથી ઘડીમાં ઘડીયાળ તરફ અને ઘડીમાં સ્ટેશનના દરવાજા તરફ જોયાં કરતો હતો. આ ઉપરાંત તે બીજા માણુસની પણ રાહ જોતો હતો. તે માણુસ કોઇ નહિ પણ તેનો આગલા દિવસનો મદદગાર હ્યુઝ હતો. પોલીસના ઉપરીએ હ્યુઝ ને વીન્સ્ટન સુધી જેસ્પરની સાથે

જવાનો હુકમ આપ્યો હતો—જોકે આ ગોઠવણમાં જેસ્પરનો બિલકુલ હાથ નહોતો. પંદર મીનીટ બાકી રહી એટલે હ્યુઝ જણાયો. એનો વેશ ખેંચાણકારક નહિ હોવાથી એની ગમ કોઇ જોતું નહોતું. તેને જોઇ જેસ્પરે કહ્યું "તમે ઠીક વેશ લીધો છે. રસ્તો તમને જડશે કે?"

"હા. હું શોધી કહાડીશ."

"તારાં બીજાં પુછડાં ક્યાં છે?"

"ગાડીમાં."

એજ વખતે ફ્રૅંક આવી પહોંચ્યો. હ્યુઝ આગળ ચાલી ગયો.

"આખરે આવ્યો છું, મી. જેસ્પર. આ તમારી કુંચી."

"બરોબર કરી છે ને?"

"બરોબર—મારા સાહેબ. પણ મને મહેનત તો બહુજ પડી હોંકે. ખરેખર મારે બીજા એક આદમીની મદદ લેવી પડી. એ માણસ પોલીસનો લુહાર છે."

"પછી?"

"એણે કહ્યું આવીજ કુંચી તેણે પોલીસની ઑફીસમાં દેખી હતી. એક ચોરે નાસતાં નાસતાં તે નાખી દીધી હતી. અને તે આવીજ છે."

કેનેથને રસ પડયો તેથી પુછ્યું "તમે—એ કુંચી જોઈ? આવીજ છે?"

"ના. તદ્દન આવી નહિ. સ્હેજ તો તફાવત હોયજ."

"આ તમારા પૈસા, ફ્રૅંક. મને કુંચી આપો. બીજું કંઇ કહેવાનું છે?"

"ના."

ટ્રેન ઉપડી અને કેનેથે ફ્રૅંકનો ઉપકાર માન્યો. હ્યુઝે બાજુમાં આવી જેસ્પરના કાનમાં કહ્યું કે પોલીસના ઉપરીએ હ્યુઝની મદદમાં બીજાં બે માણસો મોકલ્યાં છે.

"ભલે મોકલ્યાં" જેસ્પરે ગાડીમાં બેઠા પછી બડબડાટ કર્યો "પણ મારૂં કામ થયા પહેલાં હ્યુઝ શિવાય બીજા કોઈને વેલેન્ડ-સમાં હું દાખલ કરીશ નહિ. અને મારો દાવ તો હું ખુલ્લોજ રમીશ."

## પ્રકરણ છત્રીશમું.

### માર્થા શું જાણે છે?

કેનેથના શહેરમાં ગયા પછી મીસીસ વેલેન્ડે માર્થાને પોતાના ઓરડામાં બોલાવી બારણું બંધ કરાવ્યું ને પોતાની પાસે બેસાડી.

"માર્થા આજે હું તારી સાથે કંઈક ખાનગી વાત કરવા માગું છું."

"બહુ સારૂં, બા સાહેબ. મારા ઉપર વિશ્વાસ રાખજો."

"તારા ઉપર વિશ્વાસ છે તેમાંજ તને કંઈ પુછવાનો વિચાર છે. અને તે બિચારી ડોરીસના મરણ સંબંધી છે. કેનેથ આ સંબંધી શોધ ચલાવે છે અને તે માટેજ તે હાલ આપણે ત્યાં રહે છે. જેસ્પર એમ માને છે—અને તે માટે તેની પાસે પુરાવા છે—કે ડોરીસ મરણ પામી તે રાતે તેણે એક લાંબો કાગળ લખ્યો હતો અને તે કાગળ મોડી રાતે કોઈ ટપાલમાં નાંખી આવ્યું છે. તે કાગળમાંજ તેના મરણનો ભેદ છે એમ એ માને છે. માર્થા,

અમારે એ જાણવું છે કે આ કાગળ કોના ઉપર લખેલો હતો—તેમાં શું હતું અને તે કોણ ટપાલમાં નાંખી આવ્યું હતું."

માર્થા થોડીવાર ચુપ રહી અને પછી ઉઠતાં ઉઠતાં બોલી "અને તે એમ ધારે છે કે એ કાગળ હું ટપાલમાં નાંખી આવી હતી!"

"એ ધારે છે કે તું આ બાબતમાં મદદ કરી શકીશ, માર્થા. તું કંઇ જાણતી હોય તો તે અમારાથી છુપાવીશ નહિ."

"મીસીસ વેલેન્ડ, ડોરીસને હું ચ્હાતી અને તમને બધાને હું ચ્હાઉં છું તે ઇશ્વર જાણે છે. તમને મદદ કરવાનું મારાથી જો બની શકે એમ હોત તો મારી જીંદગી આપીને પણ તેમ કરત. પણ તેમ નથી. હું જાણતી નથી. તેમ હું કંઇ કહી શકું એમ નથી. હું ઇચ્છું છું કે કહી શકત!"

"ત્યારે તું જાણતી નથી; તેમ અનુમાન પણ કરી નથી શકતી કે એ કાગળ કોણ નાંખી આવ્યું હતું?"

"ના. હું કંઇ કહી શકું એમ નથી. એક શબ્દ પણ નહિ. હવે મને રજા છે?"

"હા--જા."

મીસીસ વેલેન્ડ થોડીવાર વિચાર કરતી બેઠી. પછી કેપ્ટન પાસે જવાને ઉઠતાં ઉઠતાં બબડી "એ કંઇ છુપાવે છે એ નક્કી છે."

*　　　　*　　　　*

તે સવારે ગ્લેન બહારથી આવીને ઘરમાં જતી હતી તેવીજ માર્થાએ તેને ઓરડામાંથી બોલાવી "મીસ ગ્લેન!"

"ઓહ! માર્થા! તેં તો મને બીવડાવી."

"શ્શ્શ્! ધીમેથી મીસ ગ્લેન. હું તમને એક વાત કહેવાને બહુજ અધીરી થઇ રહી છું."

"એમ કે? ઠીક ત્યારે. ઉપર મારી સાથે આવ."

પણ માર્થાએ તેને અટકાવી. "મીસ, બહુ વાર નહિ લાગે અને અહિં આટલામાં કોઇ છે નહિ. ડૉકટર અને મીસીસ વેલેન્ડ ઉપર છે; અને જેની પણ ઉપર કામ કરે છે."

"ઠીક ત્યારે. બોલ શું છે." ગ્લેન એક ખુરશી ઉપર બેઠી. માર્થાએ તેની આગળ આવી ધીમેથી કહ્યું "થોડીવાર પહેલાં, માજીએ મને તેમના ઓરડામાં ખાનગી રીતે બોલાવી. તેમણે મને જે કહ્યું તે બધું હું કહી શકતી નથી; ઘણુંક તો તમને એ બધું માલુમજ હશે. પણ એક વાત મારે તમને કહેવી જોઇએ, કે ડોરીસ મરણ પામી તે રાતે તેણે શું શું કર્યું તે બાબત તપાસ ચાલે છે."

"મને ખબર છે."

"ઠીક. ત્યારે કદાચ તમને બધીજ ખબર હશે; ને હું ફોકટની ચિન્તા કરતી હોઇશ."

"શી બાબત?"

"મીસ ગ્લેન, તે રાતે કોઇ ટપાલમાં કાગળ નાંખી આવ્યું હતું એમ એ લોકોએ શોધી કહાડયું છે."

"એમ કે?" ગ્લેન એક આંચકા સમેત ઉભી થઇ ગઇ; માર્થા પણ ઉભી થઇ.

"એ કાગળ કોણ લઇ ગયું હતું એ પણ તેઓએ શોધી કહાડયું છે?" ગ્લેને ગંભીરતાથી પુછયું.

"ના, મીસ. અને તે શોધી શકશે પણ નહિ એમ હું ધારૂં છું."

"શોધશોઝ" ગ્લેને કંટાળીને કહ્યું "પેલા શીકારી કુતરા જેસ્પરની મદદથી તે બધુંજ શોધી કહાડશે."

"ગમે તેમ પણ મારા તરફથી તે લોકોને મદદ મળશે નહિ."

"તું ખરેજ નિમકહલાલ છે, માર્થા." ગ્લેને મમતાથી કહ્યું "અને જેમ બને તેમ બનવા દઇ ફક્ત જોયાં કર્યાં શિવાય બીજો ઈલાજ નથી. કંઇ ચિન્તા કરીશ નહિ છોકરી. પણ તને ખાત્રીજ છે કે તેઓ હજી કંઇ જાણતા નથી?"

"હા ખાત્રીજ છે. કારણ, તેઓ એટલુંજ માને છે કે ડોરીસે તે રાતરે કોઇને કાગળ લખ્યો અને તે કાગળ કોઇ ટપાલમાં નાંખી આવ્યું; અને તે કાગળમાં તેના મરણનો ભેદ છે."

"ઓ પ્રભુ! માર્થા, હું હવે મારા ઓરડામાં જાઉં છું. મને જરા પાણી આપી જજે."



## પ્રકરણ સાડત્રીશમું.



### મેરીકની હિલચાલ.

તે દિવસે બપોરના નાસ્તા ઉપર ડૉકટર રૉથે મેરીકના સંબંધમાં પોતાનો હુકમ બધાને કહી સંભળાવ્યો કે "મેરીકે બે ત્રણ દિવસ સુધી પોતાનો ઓરડો છોડવાનો નથી. અને તેને મેં કહ્યું છે કે કેપ્ટન અને મીસીસ વેલેન્ડને તેની પાસે જવાની મના કરી છે. અને તેમ થવું એ જરૂરનું છે."

મીસીસ વેલેન્ડ અને કેપ્ટને આ હુકમ ચુપકીથી માની લીધો. પણ ગ્લેને સ્હેજ તોછડાઇથી પુછયું "અને મારૂં શું ડૉકટર? મને પણ મનાજ છે કે?"

"ના. તમને તમારી મરજી હોય તેમ કરવા છુટ છે." ડૉકટર જાણતો હતો કે ગ્લેન કોઇ દિવસ મેરીકના ઓરડામાં જતી નહોતી. તેથી તેને આવી છુટ આપવામાં કંઇ હરકત લાગી નહિ.

"એમ કહેવા માગો છો, ડૉકટર" ગ્લેને ફરી પુછયું "કે મી. મેરીકને કોઈ ચેપીરોગ લાગુ પડયો છે?"

"હા. તેને મંદવાડ છે તે ગમે ત્યારે ચેપી રોગનું રૂપ ધારણ કરે એવો છે." પછી ડૉકટરે મીસીસ વેલેન્ડ તરફ ફરી કહ્યું "પણ ચાકરોને એ કહેવાની જરૂર નથી. એમને કંઇ ભય નથી."

"કેમ?" ગ્લેને પુછયું.

"એ લોકો મજબુત છે; તન્દુરસ્ત છે." ડૉકટરે ઉંચું જોયા વગરજ જવાબ આપ્યો.

નાસ્તા પછી થોડીવારે ડૉકટરે પાછી મેરીકની મુલાકાત લીધી. તે વખતે મેરીકને તાવ હતો. નીચે ઉતરતાં ડૉકટર બડબડયો "મને ખાત્રી થઇ છે કે મેરીકને એ દવા બનાવતાં આવડે છે. અને તેનોજ આ મંદવાડ છે." ડૉકટરના ગયા પછી મેરીક કોચ ઉપર બેઠો થયો ને ભવાં ચઢાવી પોતાના મનથી બોલ્યો "ગમે તેમ કરીને એ કરવુંજ જોઇએ. હું ખરેખરજ જો માંદો હોઉં તો મારે ત્યાંજ રહેવું જોઇએ કે કોઇ બીજો ત્યાં દખલ કરી શકે નહિ." એમ બોલી તે ઉભો થવા જતો હતો તેવામાં બારણા ઉપર જોરથી ટકોરા પડયા. મેરીકે, અંદર આવવાનું કહેતાં, ગ્લેન વેલેન્ડ, મક્કમ પગલાંથી ચાલતી અંદર આવી ઉભી.

"ઉભા નહિ થતા, યુજીન" મેરીક ઉભો થવા જતો હતો તેને અટકાવી ગ્લેને કહ્યું "મારે તમારી સાથે જરા એકાન્તમાં વાત કરવાની છે. તેથીજ અત્યારે અહિં આવી છું."

"તમે બેસશો નહિ, ગ્લેન?"

"ના" ગ્લેને ઠંડો જવાબ આપ્યો. "હું એક સવાલ પુછવા આવી છું. મને અત્યાર સુધી એ સુજયું નહિ તેનું કારણ કે એ અહિંથી ગયો તેને બીજે દિવસે આખો દહાડો તમે શહેરમાં હતા. તેથી એ તમને મળ્યોજ હશે એમ મેં ધાર્યું હતું."

"એ—તે શું? હું સમજ્યો નહિ."

"હરકત નહિ. મને એટલુંજ કહો કે તમે શહેરમાં છેલ્લાં હતા તે દિવસે તમને કોઇ કાગળ મળ્યો હતો કે નહિ—કોઇ પણ કાગળ."

"મને!" મેરીક ફીક્કો ને ગુંચવાયલો દેખાયો "તે દિવસે! નહિ. એક પણ નહિ. પણ એ પુછવાનું કારણ શું?"

"કારણ તે દિવસે તમારા ઉપર એક કાગળ મોકલવામાં આવ્યો હતો, એમ માનવા મારી પાસે કારણ છે."

"મને વધારે સ્પષ્ટતાથી કહો તો મહેરબાની."

"હું તમને કંઇ કહી શકતી નથી; કારણ, હું કંઈજ જાણતી નથી." ગ્લેને એમ કહી ચાલવા માંડયું.

"ગ્લેન—આ કાગળ બાબત બીજું કોઇ જાણે છે?"

"કોઈ નહિ—હું જાણું છું ત્યાં સુધી. સાહેબજી, યુજીન."

"એનો અર્થ શું?" ગ્લેન પોતાના ઓરડામાં જઇ બડબડી; પણ પોતે કંઇ પણ ખુલાસો કરી શકી નહિ.

* * *

ડૉકટર તે સાંજે આવી ગયા પછી મેરીક પોતાના ઓરડામાં એકલો હતો અને ડૉકટરની ઇચ્છાથી જેનીને તેના ઓરડાની

સામેના ગોખમાં બેસાડવામાં આવી હતી; કે મેરીકને અચાનક કંઇ જરૂર પડે તો તેને અડચણ પડે નહિ. મેરીકનું બારણું અડધું ઉઘાડું હતું. મેરીકે સ્હેજ ઉધરસ ખાધી હોય એમ જેની ને લાગ્યું; અને તેથી તે તરતજ બારણા આગળ આવી ને પુછયું.

"મી. મેરીક, તમારે કંઇ જોઇએ છે?"

"અંદર આવ, જેની." મેરીકે કહ્યું; ને જેની ખુશ થતી અંદર ગઈ.

"બારણું બંધ કર, જેની. મારે તારી પાસે એક કામ કરાવવું છે. બધાં નીચે ખાણાં ઉપર છે કે જેની?"

"હા, સાહેબ."

"મારી પત્નિના ઓરડાની કુંચી કોની પાસે છે?"

"મીસીસ વેલેન્ડ પાસે, સાહેબ. એટલે—"

"આહ! અને મી. જેસ્પર નથી તે દરમ્યાન તેનો ઓરડો કોણ સંભાળે છે?"

"હું સંભાળું છું, સાહેબ. અને—"

"તેની કુંચી તારી પાસે છે?"

"હા, સાહેબ."

મેરીકે ઉઠીને જેનીના ખભા ઉપર હાથ મુકી કહ્યું "જેની તારે શું કરવાનું છે તે હું કહું છું તે સાંભળ. હું આ ઓરડાથી અકળાઇ ગયો છું. મારે ફેર બદલી કરવાની જરૂર છે; અહિં સુઈ રહેવું મને બિલકુલ ગમતું નથી. મીસીસ વેલેન્ડને ડોરીસના ઓરડામાં જવું ગમતું નથી અને તેને તસ્દી આપવી એ મને ઠીક લાગતું નથી. પણ મને લાગે છે કે હું ડોરીસના ઓરડામાં

સુઇ શકીશ. અને મારી બધી વસ્તુઓ તારે ત્યાં ખસેડવાની છે–કોઇને પણ જણાવ્યા વગર."

"હમણાં સાહેબ?"

"હમણાંજ નહિ, એ ઓરડો મારા હુકમથીજ બંધ રાખવામાં આવ્યો છે. ને હવે મારી ઇચ્છાથી પાછો ઉઘાડવામાં કંઇ હરકત નથી. મને બહુ ગરબડ ગમતી નથી અને તું પણ શાન્ત રીતે કામ કરનારી છે; તેથી મને થયું કે આ કામ તનેજ સોંપું કે કોઇને પણ જણાવ્યા વગર કામ થઇ શકે."

"ઓહો સાહેબ, તમે જે કહેશો તે કરવા તૈયાર છું."

"હા. પણ બહુજ ચુપકીથી થવું જોઇએ. બીજા લોકોને જણાવીને ગભરાટ કે ગરબડાટ થશે તે મને નહિ ગમે. હવે જરા પાણી આપ જેની."

"હા, સાહેબ. આપને ખુશી કરવા અને સુખી કરવાને હું ગમે તે કરવા તૈયાર છું."

"હું જાણું છું તેમાંજ મેં એ કામ તને સોંપ્યું છે. હવે તારે શું કરવાનું છે તે હું વીગતથી તને કહું. પછી જરા હું આરામ લઇશ."

* * *

બીજી સવારે મીસીસ વેલેન્ડ અને કેપ્ટન નાસ્તા ઉપર આવ્યાં કે તરતજ માર્થા અધીરાઇથી પોકારી ઉઠી :"બાઈ સાહેબ, બાઈ સાહેબ! જરા એક વાત કહેવાની છે."

"શું છે માર્થા?"

"મી. મેરીક તેની પત્નિના ઓરડામાં છે."

"સુજીન! પણ ત્યાં એ શું કરે છે?" મીસીસ વેલેન્ડે આશ્ચર્ય થઇ પુછયું.

"કરે શું? ત્યાંજ રહેવા ગયા છે. ગઇ આખી રાત એ ત્યાંજ સુતા હતા. તેનું પોતાનું બિછાનું તો જેમનું તેમ છે."

"પણ માર્થા, તને કેવી રીતે ખબર પડી?"

"જેની આજે સવારે મારી પાસે આવીને કહેવા લાગી કે રાતરે અંધારા ઓરડામાંથી જતાં તેને માથામાં વાગ્યું હતું તેથી અત્યારે તેને બહુ દરદ થતું હતું; માટે મી. મેરીકને કંઇ જોઇએ છે કે કેમ તે જોવા હું જાઉં તો સારૂં. હું તેથી મી. મેરીકના ઓરડા આગળ ગઇ ને ટકોરા કર્યા પણ બારણું બરોબર બંધ કરેલું જણાયું નહિ; તેથી મેં તે ઉઘાડયું તો બિછાનું જેમનું તેમ ચોકખું પડેલું જોયું. ઓરડામાં કોઈ નહોતું અને મી. મેરીકની બધી ચીજો પણ ત્યાં દેખાતી નહોતી. મને સુજયું કે કદાચ તે ડોરીસના ઓરડામાં હશે તેથી હું ત્યાં ગઇ ને જોયું તો મી. મેરીક ત્યાંજ હતા; અને ઉંઘતાં હતા. મેં નીચે આવીને જેનીને પુછયું ત્યારે તેણે કહ્યું કે મી. મેરીકની ઈચ્છાથી તેણે પોતેજ ઓરડો બદલવામાં મદદ કરી હતી. મી. મેરીકનો હુકમ થયો એટલે તે બિચારી શું કરી શકે? ગરીબ છોકરી!"

"ઠીક માર્થા. જેનીનો આમાં બહુ વાંક જણાતો નથી. અને હવે થયું તે થયું. બહુ ચોળાચોળ કરવી નહિ."

માર્થા પોતાને કામે વળગી. પણ મીસીસ વેલેન્ડના મનમાં બહુ ઉથલ પાથલ થતી હતી. મેરીકને એકદમ એમ બદલવાનું કારણ શું? અને તે પણ ચોરી ચુપકીથી અને જેસ્પરની ગેર-હાજરીમાં! જેસ્પરે એ ઓરડો સંભાળવાનું મીસીસ વેલેન્ડને માથેજ નાખ્યું હતું, અને હવે શું થશે? જેસ્પરની અત્યાર

સુધીની બધી મહેનત કદાચ ધુળતો નહિ મળે? આ અને એવાજ બીજા વિચારોથી મીસીસ વેલેન્ડ બહુ ચિન્તાતુર થઈ ગઈ. નાસ્તા ઉપર ગ્લેનના દેખતાં તો તે બોલી નહિ; પણ નાસ્તો પુરો થયા પછી કેપ્ટન ચોક ઉપર જઇ બેઠો એટલે ત્યાં જઈ મીસીસ વેલેન્ડે વાત કરી.

"એનો અર્થ શું? એમ કરવાનું કારણ શું?" કેપ્ટને પણ એજ ઉદ્ગારો કહાડયા.

"હું પણ એજ વિચાર કરૂં છું. પણ હવે એનો ઇલાજ શું?

"હાલ તો આપણે રૅાથ આવે ત્યાં સુધી બેશી રહીએ. રૅાથ શું કહે છે તે જોઇએ."

ડૅાકટર થોડીવાર પછી આવ્યો કે તરતજ કેપ્ટને તેને ખબર કરી. "અને તમે પછી શું કર્યું?" ડૅાકટરે પુછયું.

"કરે શું? હમે એટલોજ વિચાર કર્યો છે કે તેની આ હિલચાલથી આપણે નારાજ છઇએ કે તેથી આપણને કશી હરકત પડી છે એમ તેને જણાવવું નહિ."

"તેજ બરોબર છે; આ હિલચાલથી આપણી બાજી કંઇ બગડશે એમ હું કંઇ ધારતો નથી. મને લાગે છે કે જેસ્પરે એ ઓરડામાં તો લગભગ બધુંજ જોઈ લીધું છે."

"પણ જતી વખતે તેણે ખાસ ભલામણ કરી હતી કે એ ઓરડામાં કોઇએ દખલ કરવી નહિ; મેરીકને તેથી આઘોજ રાખવો. એમ કરવાનું કારણ તો કોણ જાણે!"

"હવે તો ઇલાજ એજ છે કે મેરીક એ ઓરડામાંથી કોઇ પણ વસ્તુ બહાર ખસેડી ના મુકે એટલું આપણે ધ્યાન રાખવું. અને હવે હું તમને ખબર કહું છું; કેનનો તાર આવ્યો છે તે સાંભળો:-

"૧·૪૯ માં આવું છું. કેપ્ટનને કહેજો તમારી ઑફીસ આગળ મને મળે. સાથે ગાડી પણ લાવે."

"હું લન્ચ સુધી અહિંજ રહીશ; અને ત્યાર પછી પણ બીજો હુકમ મળતાં સુધી રહીશ."

"પણ—કેન—"

"મને મળવાની ઈચ્છા કરશે, તે હું જાણું છું. પણ તે મેરીકના સંબંધમાંજ. તમે એને બધી હકીકતથી વાકેફ કરજો અને અહિં તેડી લાવજો. તમને એણે શહેરમાં મળવા બોલાવ્યા છે તેનું કંઈ ખાસ કારણ હોવું જોઇએ."

## પ્રકરણ આડત્રીશમું.

### પડદો ઉપડવાની તૈયારી.

વીન્સ્ટન પાસે આવ્યું ત્યારે જેસ્પર પોતાના ડબ્બામાંથી ઉઠીને બીડી પીવાના ડબ્બામાં—જ્યાં હ્યુઝ બેઠો હતો ત્યાં ગયો અને હ્યુઝને ધીમેથી કહ્યું, "વીન્સ્ટન પહોંચ્યા પછી, હ્યુઝ, તું મારી પાછળ થોડે દૂર ચાલ્યો આવજે. હું એક ડૉકટરની ઑફીસમાં જઇશ. એટલે પછી તારે જરા ઉતાવળથી ચાલી આવીને ડૉકટરના બારણા પરનો ઘંટ વગાડવો; એટલે હુંજ બારણું ઉઘાડીશ." હ્યુઝે માથું હલાવ્યું ને જેસ્પર ચાલ્યો ગયો. વીન્સ્ટન ઉતરી, કેનેથ ડૉકટરની ઑફીસ આગળ આવ્યો ત્યારે બારણા આગળ ગાડી ઉભી હતી. અને કેપ્ટનેજ કેનેથને આવકાર આપ્યો અને પોતાની હકીકત જાહેર કરવાની શરૂ કરી.

"જરા સબુર કરો, કેપ્ટન" જેસ્પરે તેને અટકાવીને કહ્યું "મારી સાથે હું એક સાથી લાવ્યો છું. તે હમણાંજ મારી પાછળ આવી લાગશે. તમે જરા અંદર જતા રહો. હું તમને પાછળથી મેળવીશ. વખત કીમતિ છે."

એક ક્ષણ પછી જેસ્પરે હ્યુગને ઑફીસમાં દાખલ કર્યો ને પાએક કલાક તેને ત્યાં બેસવાનું કહ્યું. "તારી સાથે આવવાને હું એક મિત્રની સાથે ગોઠવણ કરૂં છું. પણ મારે પહેલાં તેની સાથે વાત કરવી જોઇએ. તું જરા અહિં બેશજે." એમ કહીને જેસ્પર કેપ્ટન પાસે ગયો.

"બોલો, કેપ્ટન, મારી ગેરહાજરીમાં જે બન્યું હોય તે બધુ કહો. પણ જરા ટુંકામાં કહેજો. કારણ, હમણાં વખત અમૂલ્ય છે. પ્રથમ તો મેરીક તેના દોસ્ત મોર્સ વિષે કંઈ બોલ્યો છે કે કંઈ પુછયું છે?"

"હા. હું ગઇ કાલે ગામમાં જતો હતો ત્યારે તેણે મોર્સને આપવાને એક ચીઠ્ઠી મને આપી હતી. પણ મોર્સ ઑફીસમાં મળ્યો નહિ. મેં તેને પાછા આવીને કહ્યું કે ઑફીસ બંધ છે અને મોર્સ મળ્યો નહિ ત્યારે તે બહુજ નીરાશ થએલો જણાયો. અને ત્યાર પછી બહુજ અસ્વસ્થ થઇ ગયો છે."

"એમ ત્યારે. એ જાણે છે કે ગઈ કાલે મોર્સ શેહેરમાં ગયો હતો. મને લાગે છે કે છેલ્લી ઘડીયે તેને આપણા ઉપર વેહેમ પડયો છે. પણ કંઈ નહિ; આગળ ચલાવો."

પછી કેપ્ટને મેરીક ડોરીસના ઓરડામાં ગયો. એ વીગત કહી. જેસ્પર તે સાંભળીને નિરાશ ને નાખુશ થએલો જણાયો. તેણે હિમ્મત આપતાં કહ્યું "તમે બેદરકારી બતાવી તેજ ઠીક

કર્યું. ડૉકટર એની પાસે છે ને? એણે જરા મારી ગોઠવણમાં ખલેલ કરી છે. પણ હવે એટલુંજ કરવાનું છે કે આપણામાંથી કોઇએ એની પાસે ને પાસે રહેવું. અને હવે કેપ્ટન બહાર મારા મિત્ર મી. હ્યુઝ બેઠા છે તેની સાથે તમારે કબ્રસ્તાનમાં જવાનું છે. બીજા હુકમો એ આપશે. અને તેનો તમારે વિના ભૂલે અમલ કરવાનો છે. હિમ્મત રાખો કેપ્ટન. હવે આ ભેદ ઉપરનો પડદો ઉપડવાની તૈયારી છે." એમ કહી તેણે હ્યુઝને બોલાવી એની ઓળખાણ કરાવી અને તેમને જવા કહ્યું.

"ને તું?" કેપ્ટને ગુંચવાતાં પુછયું.

"હું હમણાંજ ઘેર જાઉં છું. ડૉકટરને મળવાની બહુ જરૂર છે."

* * *

ડૉકટર રૅાથ અગમચેતી માણસ હતો. અને અત્યારે તે મેરીકની પાસે બેઠો હતો ત્યારે તેને માલમ હતું કે હવે ખરેખરો અણીનો વખત આવી લાગ્યો છે. અને મેરીક પણ તે જાણતો હોય એમ તેની અસ્વસ્થતા ઉપરથી જણાતું હતું. ડૉકટરે ઘડીયાલમાં જોયું તો ટ્રેનનો વખત થઇ ગયો હતો; તેથી તે ઉઠીને બારી આગળ ગયો.

"કેમ એ શું કરો છો?" મેરીકે, ડૉકટરને નીચલી બારી બંધ કરીને ઉપલી ઉઘાડતાં જોઇને પુછયું.

"તમારા ઉપર સીધો પવન ના આવે એમ કરૂં છું." ડૉકટરે જવાબ આપ્યો. પછી મેરીકની પાસે આવીને કહ્યું.

"મી. મેરીક તમે જાણો છો, કે બહુજ જરૂર જણાયા શિવાય હું કોઈ દિવસ ઘેનની દવા આપતો નથી. અત્યારે તમારી મનની

અને શરીરની સ્થિતિ બહુ ખરાબ જણાય છે. તેવી સ્થિતિમાં તમને ઉંઘ નહિ આવે એ સ્વાભાવિક છે. પણ તમારે ઉંઘની જરૂર છે. માટે તમારી મરજી હોય તો હું ઘેનની નરમ દવા તમને આપું. હું અહિંજ બેસું છું એટલે દવાની શું અસર થાય છે તે જોવાને ઠીક પડશે."

"ખુશીથી ઘેનની દવા આપો. હમણાં મને એની ઘણીજ જરૂર લાગે છે."

"હું પણ એમજ ધારૂં છું."

ડૉકટરે દવાનો ભાગ તૈયાર કર્યો ને મેરીકને પીવાડયો. મેરીક સુતો; અને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ વધારે શાન્ત થતો ગયો. એક વખત તેણે માથું ઉંચું કરી પુછયું "ડૉકટર!"

"શું છે?"

"શહેર તરફથી બપોરની ગાડી આવી ગઈ?"

"હા. અલબત્ત, હમણાંજ તે આવી."

"ત્યારે જો મોર્સ આવી પહોંચે ને હું ઉંઘતો હોઉં તો મને જગાડજો. મારે તેને મળવું છે. જરૂરી કામ છે."

"બહુ સારૂં. હું જોઇશ. મેરીક, તમે ઉંઘી જશો તો હું જરા બહાર જઇશ. તમારે જરૂર પડે તો ઘંટ વગાડજો."

દશ મીનિટ વધારે ગઈ એટલે મેરીક તદ્દન શાન્ત થઇ ગયો હતો. અડધા કલાક પછી ડૉકટરે કેપ્ટનની ગાડી દરવાજા આગળથી પસાર થતી જોઇ; અને તેમાં કેપ્ટનની સાથે કોઇ અજાણ્યો માણસ હતો; તેનો અર્થ શું? મેરીક અત્યારે ઉંઘી ગયો હતો ને તરત જાગે એમ સંભવ નહોતો. ડૉકટર પાછો પોતાની જગ્યાએ

બેઠો કે તરતજ વીન્સ્ટન તરફથી જેસ્પરને આવતો તેણે જોયો. ફરીથી તેણે મેરીકને તપાસ્યો ને ઘેનમાં છે એવી ખાત્રી કરી, ઘંટ વગાડી, બહાર હાદર આગળ આવી ઉભો. ઘંટ સાંભળી જેની એકદમ કુદકા મારતી ચઢી આવતી હતી તેને તેણે અટકાવી. "ઉભી રહે. આ શું કહેવાય? માંદા માણસના ઓરડા આગળ આમ ધાંધલ કરી આવતાં શરમાતી નથી? તું પાછી જા. અને માર્થાને મોકલ. મારે માર્થાનું કામ છે. અને હું બોલાવું ત્યાં સુધી પાછી ઉપર આવતી ના. કોઇ મોકલે તો પણ નહિ. કહેજે કે મેં ના કહી છે."

જેની ઝ્હીલી પડી ગઇ. અને નિરાશ થઇ ધીમે ધીમે નીચે ઉતારવા લાગી. એટલે વળી પાછી ડૉકટરે ધમકાવી "જલદી જા. આવતી વખત તો કુદકા મારતી હતી અને હવે પગ કેમ ભાંગી ગયા?" જેની જલદીથી ઉતરી ગઈ. ડૉકટર બડબડયો "લુચ્ચી ચોર! હવે તારે હાથે હું ધાણ બગડવા દઉં એમ નથી."

માર્થા તરતજ ઉપર આવી. "માર્થા, અમને તારો ભરોસો છે." ડૉકટરે કહ્યું "મી. મેરીક અંદર સુતા છે. ભર ઉંઘમાં છે. તારે એટલી તપાસ રાખવી કે કોઈ અંદર જઈ એને જગાડે નહિ. અહિં ઓરડામાં પણ કંઈ અવાજ થવા દેતી નહિ. મીસ એલેન ઉપર છે?"

"હા."

"ઠીક. પણ એને ચેતાવવાની જરૂર નથી. તું અહિં બહારના ઓરડામાં બેસજે. અને બન્ને બાજુ તપાસ રાખજે. એ જો જાગે તો તરત મને બોલાવજે. અને હું આવીને તને છોડવું ત્યાં સુધી અહિંજ રહેજે. સમજી?"

"હા. સાહેબ."

"માર્થા, આ ઉંઘ ઉપર ઘણો આધાર છે. માટે તું બરોબર તપાસજે."

"કંઈ ફીકર નહિ, સાહેબ." માર્થાએ ખાત્રી આપી.

ડૉકટર નીચે ગયો ત્યારે નીચેના મોટા ખંડમાં કે આસપાસ કોઇ નહોતું. બહાર જેસ્પર ચોક ઉપર આરામ ખુરશીમાં નિરાંતે પડયો હતો. ડૉકટર આવ્યો એટલે તે તટાર થઇને બોલ્યો "ધાર્યા કરતાં સ્થિતિ ઘણી સારી છે, ડૉકટર. આટલામાં હજી કોઈ જણાતું નથી."

"મીસ વેલેન્ડ એના ઓરડામાં છે. એની માને તારા આવ્યાની ખબર નથી."

"મેરીક પાસે કોણ છે? તેને કેમ છે?"

"મેરીક ઉંઘે છે અને માર્થા ચોકી કરે છે."

"કેટલો વખત—"

"ત્રણ ચાર કલાક સુધી ઉંઘશે ખરો. મેં ઘેનની દવા આપી છે."

"તમે! તમારી મેળેજ?"

"હા."

"રૅાથ, બોલો. શું બન્યું છે?"

રૅાથે આગલા દિવસે અને તે દિવસે બનેલી પોતાના સંબંધીની બધી હકીકત કહી સંભળાવી; "અને બીજું તો કેપ્ટને કહ્યું હશે." છેવટે ડૅાકટરે ઉમેર્યું.

"હા. મોર્સ ઉપરની ચીઠી અને ઓરડાની અદલાબદલીની વાતો મને કેપ્ટને કરી છે. અને આ તમારી દવા તો ખુબ ઉપ-

ચોગી થઇ પડશે. રૅાથ અત્યારના જેવો વખત ફરી આવશે નહિ. મારે પેલાં કપડાં પહેરવાના ઓરડામાં પાછું સ્હેજ જવું છે. તમે બ્હાર ચોકી રાખજો. કંઇ પુછશો નહિ."

માર્થા પોતાની જગ્યાએજ હતી. તેને જેસ્પરે કહ્યું "માર્થા તું અહિંજ સ્હેજે અને ડૅાકટર તમે અંદર બીછાના પાસે રહેજો. ને અંદરનું બારણું બંધ કરજો. મારૂં કામ પુરૂં થયે હું તરતજ બહાર આવીશ."

જેસ્પર અંદરના ઓરડામાં ગયો ને ડૅાકટર બીછાના પાસે ઉભો રહ્યો. જેસ્પર અંદર ભાગ્યે ત્રણ મીનીટ રહ્યો અને તે ઓરડાની બહાર આવ્યો ત્યારે તેણે મેરીકના સ્હામું જોવાની દરકાર પણ કરી નહિ. પણ ડૅાકટરે તેના ચ્હેરા ઉપરથી જોઇ લીધું કે જેસ્પરના મગજમાં ધિક્કાર ને ગુસ્સાની લાગણીઓ ઉભરાતી હતી.

"ચાલો" જેસ્પરે બહાર નીકળતાં કહ્યું "માર્થા તું તો અહિંજ બેસજે. ચાલો રૅાથ." તેઓ પાછા ચોક ઉપર આવ્યા; પછી થોડીવાર બન્ને મુગા રહ્યા. પછી જેસ્પરે ધીમે રહી કહ્યું "રૅાથ ખેલ લગભગ ખલાસ થયો છે. ક્રેંટન અને તેની સાથે મારો મિત્ર છે તે આવશે. એટલે બધો હિસાબ કરી નાખીશું. પણ હું વધારે કહું તે પહેલાં તમે કહો કે યુજીન મેરીકનો મંદવાડ કેટલે અંશે ખરો ને કેટલે અંશે કૃત્રિમ છે."

"પ્રથમ તો એ પ્રકૃતિએજ ઢીલો છે—એવા માણસને તન્દુરસ્તીમાં પણ કોઇ પણ ચિન્તા અસહ્ય છે અને તેથી તેના શરીર ઉપર અસર થયા વગર રહે નહિ. તેના અંહિ આવ્યા પછી હમેશ તે ઉચ્ચાટ ને ચિન્તામાંજ રહ્યો છે. આ બધું કદાચ તેની સ્ત્રીના વિચિત્ર મરણનું પરિણામ હોય."

"કદાચ હોય!"

૧૫

"હા કહાય. કારણ તે અહિં આવ્યો ત્યાર પછી બહાર શેહેરમાં દેખાવ દેવાની તેને હિમ્મત ચાલતી નહોય એવું જણાયું છે. અને એકલો અટુલોજ ફર્યા કરે છે."

"મેં પણ એ જોયું છે."

તેજ પળે ઉપર દાદર આગળ ગ્લેનનો સાદ સંભળાયો "માર્થા, મમ્મા જો મારા વિષે કંઇ પુછે તો કહેજે કે હું કબરસ્તાનમાં ગઈ છું." જેસ્પરને ડૉક્ટરે એક બીજા સામું જોયું. તરતજ ગ્લેન બહાર આવી એટલે તેઓ ઉભા થયા. ગ્લેને અતડી રીતે માથું હલાવી સલામ કરી ચાલવા માંડયું. તેના ગયા પછી જેસ્પરે પુછયું "રૉથ, મને કહો કે મેરીકની હાલની સ્થિતિ એવી છે કે આ ભેદ અત્યારે ખુલ્લો કરૂં તો તેને જે સખ્ત આઘાત લાગશે તે ખમી શકશે કે નહિ ?"

"ના. એવું કંઇ નથી. હાલની સંદેહ ભરી સ્થિતિ દૂર થાય એવું ગમે તે તે સહન કરી શકશે. અને તેથી તેને વધારે સારૂં થશે."

"ત્યારે મારો રસ્તો સાફ છે. ડૉક્ટર, મેરીક જાગે તે પહેલાં હું, તમે, કેપ્ટન અને મીસીસ વેલેન્ડને એક સાથે મળવા માગું છું. પણ સૌથી પ્રથમ મારે ગ્લેન વેલેન્ડ સાથે વાતચિત કરવાની છે. અને તેણે અજાણે મને તક આપી છે."

એમ કહી તે ગ્લેન વેલેન્ડની પાછળ ચાલતો થયો.



# પ્રકરણ ઓગણચાળીશમું.

## કબરસ્તાનમાં ગ્લેન અને જેસ્પર.

ગ્લેન કબરસ્તાન આગળ પહોંચી ત્યારે તેના પિતાની ગાડી ત્યાં આગળ ઉભેલી જોઇને તે ઘણી ચકિત થઇ. પણ વધારે આશ્ચર્ય તો તેને એ લાગ્યું કે તે ગાડીમાં લગામ ઝાલીને કેપ્ટન પોતે બેઠો હતો. ગ્લેન તરફ તેની પીઠ હતી તેથી કેપ્ટન ગ્લેનને જોઇ શકે એમ નહોતું. ગ્લેન અત્યારે ખુશ મીજાસમાં નહોતી એટલે કેપ્ટન તરફ નહિ જતાં બીજા છેડા ઉપરના એક છીંડામાંથી તે અંદર ગઇ. અંદર જતાંજ કંઈ અવાજ સાંભળ્યો અને તેણે જોયું તો આઘેના છેડા ઉપરથી એક અજાણ્યો માણસ, હાથમાં ધુળને માટીથી ખરડાયલું એક બંડલ લઇને કેપ્ટન તરફ ઉતાવળે પગલે જતો હતો. અને પછી વાડ કુદાવી તે માણસ ગાડીમાં ચઢી બેઠો; ને કેપ્ટને ગાડી ફેરવી ઘર તરફ હંકારી. ગ્લેનની અજાયબીનો પાર રહ્યો નહિ. અને ગાડી દેખાતી બંધ થઇ ત્યાં સુધી તેણે તે ગમ જોયાં કર્યું. પછી ડોરીસની કબર આગળ જઇ ને ફસડાઈ પડી; ને ઉંડો નિશ્વાસ નાંખી બોલી "આહ! ડોરીસ! ડોરીસ! તારે ખાતર હું કેટલું સહન કરૂં છું તે તું જાણે છે? આહ! જાણતી હોત તો!!"

* * *

જેસ્પર કબરસ્તાનમાં આવ્યો તેવોજ પહેલો, જે ખુણા આગળથી પેલો અજાણ્યો માણસ નીકળેલો ગ્લેને જોયો હતો ત્યાંજ ગયો. અને ત્યાં જોયું તો એક જુની કબર આગળ તરતનોજ ખોદેલો ખાડો હતો. "હું ખરો છું!" જેસ્પર બડબડ્યો "મારી સાંકળ પુરી થઇ છે. એમ નહોત તો મુઝે એ બંડલ લીધુંજ ન

હોત." એટલું કહી તે વિચાર કરતો ઉભો છે—એટલામાં તેણે ગ્લેનને તેજ દિશા તરફ આવતી જોઇ. ગ્લેન નિચે મ્હોડે, વિચારમાં ચાલી આવતી હતી. એણે છેક પાસે આવતાં સુધી જેસ્પરને દેખ્યો નહિ. તે છેક પાસે આવી ત્યારે જેસ્પરે એકજ શબ્દ ઉચાર્યો "ગ્લેન!" પણ તેથી તે ચમકી નહિ કે બ્હીધી નહિ. ઉલટ ગુસ્સાથી ને ધિક્કારયુક્ત સ્વરે "તમે!" એટલુંજ પુછી થોડીવાર ઉભી રહી ને પાછી ફરી.

"ગ્લેન ઉભાં રહો. હમણાં જશો નહિ. મારે વાત કરવી છે." જેસ્પરે કહ્યું. "એટલે કે મારે વાત કરવીજ પડશે."

"હુ તમારી સાથે બોલવા માંગતી નથી. હું કદી બોલીશ નહિ."

"ભલે તમે નહિ બોલતાં પણ હું તમારી સાથે વાત કરવાનેજ તમારી પાછળ આવ્યો છું. ને હું વાત કરીશજ. હા અને તમારે તે સાંભળવીજ પડશે."

ગ્લેને કંઇ જવાબ આપ્યો નહિ; તેમ તેણે આગળ જવા કર્યું નહિ. ફક્ત એક ઝાડને અઢેલી બીજી તરફ દૃષ્ટિ ફેરવી ઉભી રહી.

"ગ્લેન" જેસ્પરે નમ્ર થઇ શરૂ કર્યું "મારે ખુલાસો કરવાને વખત નથી; તેમ ખુલાસો કરવા આ જગ્યા પણ નથી. પણ આ ભયંકર ભેદ ઉપરનો પડદો હું ખુલ્લો કરૂં તે પહેલાં મારે તમને થોડાક શબ્દો કહેવાના છે. તમે મને એક હિચકારો જાસુસ માનો છો; હું તમારા ઉપર શંકાથી જોઉં છું એમ માનો છો; અને તમને છળવા ને ફસાવવાજ હું તમારા ઘરમાં રહ્યો છું

એમ પણ તમે માનો છો; છતાં એક સ્વાભિમાની મનુષ્ય પોતાના પૂર્ણ વિશ્વાસ અને માનને યોગ્ય સ્રીને જે વાત કહે તે વાત હું તમને કહેવા અત્યારે આવ્યો છું. ગ્લેન—ગ્લેન વેલેન્ડ, આપણે બાળકપણમાં સાથે રમતાં ત્યારથી હું તને ચાહું છું; અને તે પ્રેમ અત્યારે સૌથી વધારે જોસથી ઉભરાય છે. અને હવે હું તને મારી પત્નિ થવા કહું છું. પણ જો, હજી હમણાં કંઇ પણ જવાબ આપીશ નહિ. હમણાં તું શું જવાબ આપશે તે હું જાણું છું. થોભ અને તારા ઉપર મારો વિશ્વાસ અને શ્રદ્ધા હતી અને છે એમ સિદ્ધ કરૂં ત્યાં સુધી મુગી રહેજે. અને પછી—દયાળુ થજે."

જેસ્પર ફરી ગયો ને ચાલવા માંડયું. તેને થોડા પગલાં જવા દઇ ગ્લેને અટકાવ્યો—"ઉભા રહો. એક પળ થોભો. આ દુઃખદાયક બનાવમાં મારો કંઇ ભાગ છે એમ તમે સુચવ્યું છે; તો તમે બીજા કોઇને હકીકત જાહેર કરો તે પહેલાં મારે જાણવું જોઇએ ને મારે જાણવાનો હક્ક છે કે તમે મારા ઉપર શું સંદેહ લઇ જાઓ છો અને શું તહોમત મુકો છો. અને મને નિર્દોષ પુરવાર કરવાનું તમે કહો છો તેનો અર્થ શું ?"

"તારી નિર્દોષતા બાબત મારો વિશ્વાસ સાબિત કરવાનું હું કહું છું. ગ્લેન તારા સંબંધમાં એક શબ્દ પણ હું બીજાની આગળ બોલીશ નહિ. મને આશા છે ને હું માનું છું કે તું તારી હકીકત જાતેજ બહાર પાડશે. આ બાબતમાં તારા વિશે હું શું માનું છું તે કહું ?"

"શું માનો છો ?"

"હું માનું છું કે તું તે રાતે ડોરીસના ઓરડામાં ગઇ હતી એમ તું કહે છે તે વાત ખરી હશે; પણ વધારામાં હું એમ પણ ધારૂં છું કે પાછળથી તે તારા ઓરડામાં આવી હશે. તેણે શું

કહ્યું—અને તે કેવી રીતે તેં થવા દીધું તે હું કહી શકતો નથી. પણ હું માનું છું કે તેની ગોઠવણોમાં તું વચ્ચે ના આવે તે માટે તેણે તને ઝેરી દવા પાઈ; અને તને વચનથી બાંધી લીધી કે અમુક વસ્તુ કે બીના તું છાની રાખશે. તેણીની ગભરાયલી સ્થિતિ જોઇને કદાચ તેં વિચાર કર્યા વગર વચન આપી દીધું હશે."

"ઓ પ્રભુ!" ગ્લેને નિશ્વાસ નાંખી કહ્યું અને તે વખતે પહેલીજ વાર તેના ચ્હેરા ઉપરની મગરૂબી અદૃષ્ય થઇ ગઈ.

"હું માનું છું કે તે વચન પાળવાને ખાતર તું તે રાતે તેના ઓરડામાં ગઈ હતી. પીસ્તોલોની અદલાબદલી કોણે કરી તે હું કહી શકતો નથી. પણ પાછળથી મેં જે અદલાબદલી કરી તેનો હેતુ ફક્ત એજ હતો કે તારૂં નામ આ બાબદમાં સંડોવાય નહિ. એ મારી અંતઃકરણની ઇચ્છા હતી. અહો—ગ્લેન વ્હાલી—તે કરતાં પણ વિશેષ કરવાની જરૂર પડી હતે તો તે હું તારે ખાતર કરવાને તૈયાર હતો. અને છતાં તું ધારતી હતી કે હું તારા ઉપર સંદેહ લઇ જાઉં છું. અરે! ગ્લેન, ગ્લેન, શું છે?"

ગ્લેન મ્હોંએ હાથ દઇને ફરીને ઝાડને ટેકવીને ઉભી રહી હતી અને ડુસકાં ભરતી હતી.

"તમે હવે મને છોડશો? જતા રહો અહિંથી" તેણીએ ગળગળાં થઇ કહ્યું.

"તારો હુકમ હશે તો હું જઇશ. પણ તું જલદી આવશે ને? તારે ખાતરજ હું બીજા લોકોને ટળવળતા મૂકીને આવ્યો છું. ગ્લેન તું જલદીજ આવશે ને? હું બધાને મારી વાત જાહેર કરવાનો છું ને તું પણ તે સાંભળે તો ઠીક."

"હું આવું છું. જલદી આવીશ."



# પ્રકરણ ચાળીશમું.

## "મને તમારે સાંભળવીજ પડશે."

બપોરનો વખત થઇ ગયો હતો. મેરીક તેના ઓરડામાં હજી ઉંઘતોજ હતો અને તેની પાસે હાલ હુક બેઠો હતો. તેને કેનેથે કહી મુકયું હતું કે "મેરીક જાગે તો તેને એમ સમજાવજે કે ડૅાકટર રૅાથે તને તેની સંભાળ રાખવા અહિં બેસાડયો છે. અને હમારા તરફથી સંદેશો આવે ત્યાં સુધી ગમે તે યુક્તિ કરીને અહિંજ શાન્ત રાખજે; પણ તેને ઉશ્કેરતો નહિ—અને તારે કંઈ જોઇએ તો બહાર એક દાસી છે તેને બોલાવજે અને તે દાસી ઉપર પણ ધ્યાન રાખજે. મને તેના ઉપર પણ વહેમ છે."

નીચે કેપ્ટનના ઓરડામાં બધું મંડળ ભેગું થયું હતું. ગોળ ટેબલની આસપાસ ડૅાકટર, કેપ્ટન, મીસીસ વેલેન્ડ અને ગ્લેન એ ચાર જણાં અર્ધ ચન્દ્રાકારમાં ગોઠવાઈ બેઠાં હતાં; ને તે બધાંની સ્હામું મ્હોં કરી જેસ્પર ઉભો હતો; માર્થા મીસીસ વેલેન્ડની પાછળ બેઠી હતી. જેસ્પરે ઉભા થઇ શરૂ કર્યું:—

"આજે બધી ગુપ્ત હકીકત અને ભેદ ઉઘાડો પાડવાનો વખત આવી પહોંચ્યો છે તેથી મને ઘણી ખુશી થાય છે. વધારે તો એટલા માટે કે, ડોરીસ પોતાના હાથેજ મરી ગઇ છે છતાં તેનું મૂળકારણ મેરીક પોતેજ છે એમ જે હું પહેલેથી માનતો હતો તે પુરવાર કરવાને હું અત્યારે શક્તિમાન છું. આટલું કહી હવે હું વધારે ખુલાસાથી બોલીશ.

"મેં તમને ઘણી વખત કહ્યું છે કે, મેરીક ડોરીસના મરણનું કારણ જાણતો નથી; એ સત્ય હતું અને છે. અત્યારે પણ તે જાણે

છે કે કેમ એ બાબત મને શંકા છે. હું ધારૂં છું કે અહિં એક વ્યક્તિ છે જેને પહેલાંથી મેરીક ઉપર શક હતો. એમ કરવાને તેને કારણ હતું પણ તેની પાસે પુરાવા નહોતા. એ ગમે તેમ હોય પણ મેં પુરાવા શોધી કહાડયા છે. હું પહેલાંથીજ શરૂઆત કરીશ. ડોરીસ મરી ગયેલી જણાઇ ત્યારે તેના ઓરડાની અને સામાનની સ્થિતિ કેવી હતી તે તમને બધાને યાદ હશેજ. તે દિવસે ડોરીસ ઘણીજ સુખી અને આનંદી હતી એમ તો આપણે બધા ખાત્રીથી જાણીએ છીએ. એ ઉપરથી મેં એટલુંજ અનુમાન કર્યું કે તે ખાણા ઉપરથી ઉઠી અને ઓરડામાં ગઇ ત્યારે તેનો આપઘાત કરવાનો બિલકુલ વિચાર નહોતો. ત્યારે, ઓરડામાં ગયા પછી તેણે એવી ભયંકર શોધ કરી હશે અગર એવી ભયંકર બીના તેના જાણવામાં આવી હશે કે તેથી તેણે પોતાની જીંદગીનો અંત લાવવાનો નિશ્ચય કર્યો. આ અનુમાન મારો મૂળ પાયો. એના આધારેજ મેં મારી શોધ આગળ ચલાવી. હવે આ બીના શું હોવી જોઇએ? ડોરીસ એખલી પોતાના ઓરડામાં જાય છે તે વખતે તે પુરા બ્હારમાં આનંદી છે. માર્થાને રજા આપે છે. પોતેજ બધો સામાન બાંધવા કહે છે. તેની પોતાની ટ્રંકો તો ખાણા પહેલાં માર્થાની મદદથી પેક થયેલી હતી. ત્યારે ખાણા પછી તે પોતાના પતિનીજ ટ્રંકો ગોઠવવા જાય છે એ સ્પષ્ટ છે. એ ટ્રંકો તેણે જાતે માળીયામાંથી ઉતરાવી હતી. તેમાંથી એક ટ્રંક મેં ઉઘાડી તપાસી જોઇ ત્યારે તે બરોબર ગોઠવેલી ઠીકઠાક હતી; અને ઉપરજ ડોરીસના હાથે લખેલું કપડાંનું લીસ્ટ હતું. હવે બાકી રહી તે બીજી ટ્રંક. તે બીજી ટ્રંક ઉઘાડે છે. અને તે ટ્રંકમાંજ બિચારી ડોરીસના મૃત્યુનું "વૉરંટ" પડેલું હોવું જોઇએ એવું મેં પ્રથમથીજ અનુમાન કર્યું હતું. તે ટ્રંક બંધ હતી એની કુંચી મને મળી શકી નહિ. જે કુંચીઓ મને

મળી શકી તેથી પણ એ ટ્રંક ઉઘડી નહિ. એટલે, તે ટ્રંકમાં એવું તે શું હતું કે જેથી ડોરીસ આપઘાત કરવા તૈયાર થાય તે આજ સુધી હું જાણવા પામ્યો નહોતો.

"મારૂં આ અનુમાન ખરૂં હોવું જોઇએ તેની સાબીતિમાં બીજી હકીકતો પણ મને મળી હતી. ડોરીસ એક તો લગ્નના પોશાકમાં સજ્જ થઇ હતી. હું મેરીકનું સરનામું શોધવા ગયો ત્યારે મેં જોયું કે ડોરીસની દરેક વસ્તુ ઉઘાડી હતી; અગર દીધેલી હોય તો કુંચી એ કળમાંજ હતી; જ્યારે મેરીકની ટ્રંકો બંધ હતી અને કુંચીઓ મળતી નહોતી. મેજમાં જોતાં કંઇ પણ મેરીકના કાગળપત્રો નહોતા; તેમ મેરીકની એક પણ છબી નહોતી. મેરીકને સંબંધ કરતું બધુંજ જાણે ખુણે ખોચરેથી સાફ કરી ઠેકાણે પાડયું હોય એમ દીસતું હતું.

"કેપ્ટન, અત્યાર સુધી મેં તમારાથી એક વાત છુપાવી છે. આ બાબતમાં તપાસ કરવા તમે મને આમંત્રણ કરી ગયા પછી બીજેજ દિવસે મેરીકે આવીને એજ પ્રમાણેનું આમંત્રણ કર્યું; એથી પણ મારો વ્હેમ મજબુત થયો. મેરીકે પોતે ડોરીસના ઓરડામાં શોધ ચલાવી હતી અને તેને આ કાગળના કડકાઓ મળી આવ્યા હતા." એમ કહી જેસ્પરે પેલા બે કાગળના કડકાઓ બધાની સમક્ષ રજુ કર્યા, અને પછી આગળ ચલાવ્યું: "મેરીકે આ કડકાઓ ઉપરથી અક્કલમંદ કલ્પના ગોઠવી કહાડી હતી; પણ મને એ સંભવિત લાગી નહોતી. મારે કઇ દિશામાં કામ કરવું એ પણ મેરીકે મને જણાવ્યું હતું. મેં એ કટકાઓ લીધા અને મેરીકને તેથી સંતોષ થયો. આ ઉપરથી તમને બધાને સમજાશે કે હું અહિં રહ્યો તેથી મેરીકને શંકા કેમ ના આવી. હું અહિં તેના કહેવાથીજ આવ્યો છું એમ એ જાણતો ને માનતો હતો.

મેરીક શહેરમાંથી આવ્યો ત્યારે પહેલવહેલો હુંજ તેને મળ્યો હતો; એ તમે બધાં જાણો છો. તમે બધાએ તેને બીજે દિવસે જોયો ત્યારે તે જેવો ફીક્કો ને નંખાઇ ગયેલો જણાતો હતો તેવોજ તે મને પ્રથમ મળ્યો ત્યારે જણાતો હતો. મને પ્રથમ તો એમ લાગ્યું કે તેને ડોરીસના મરણની ખબર પડી હશે. પાછળથી મેં જાણ્યું કે તે જાણતો નહોતો. ત્યારે મેં વિચાર્યું કે 'તેની ચિન્તા અને અસ્વસ્થતાનું બીજું કંઇ કારણ હોવું જોઇએ, તે પહેલેથીજ ફીક્કો અને ઉદાસ દીસતો હતો; પણ મેં તેને સમાચાર કહ્યા ત્યારે તેના ઉપર જે અસર થઇ તે તેણે ઢોંગથી ઉત્પન્ન કરી હોય એમ મને લાગ્યું નહિ.' આ અને ત્યાર પછીની તેની વર્ત-ણુક ઉપરથી મારી ખાત્રી થઈ કે ડોરીસના મરણના કારણથી મેરીક અજાણ્યો હતો.

" મારી તપાસમાં મને એમ પણ માલુમ પડ્યું કે તે દિવસે એટલે ડોરીસના મરણના દિવસે મેરીકને મોર્સ તરફથી સંદેશો મળ્યો હતો ને તેજ સંદેશા ઉપરથી તે ઉતાવળમાં શહેરમાં ગયો હતો. અને શહેરમાંથી ઉતાવળમાં પાછાં ફરતાં તેણે પોતાની કુંચી ખોઇ હતી. શહેરમાંથી પાછા ફર્યા પછી અત્યાર સુધી મેરીક બહાર જાહેરમાં પોતાનું મ્હોં બતાવતો નથી; એટલુંજ નહિ, પણ જાણે સંતાતો હોય એમ બધાથી અલગ રહે છે, એતો તમને બધાને પણ જણાયું હશે. મારી સાથે શહેરમાં આવવાને મેં તેને એક બે વખત આગ્રહ કર્યો હતો ત્યારે તેણે બહાનાં કહાડયાં હતાં. વીન્સ્ટનમાં અજાણ્યા લોકો આવ્યા છે અને તેઓ વેલેન્ડ-સની આસપાસ તપાસ રાખે છે એમ જાણવાથી તેને કેટલો ગભ-રાટ થયો હતો તે તે દિવસે ખાણા ઉપર બધાંએ જોયું હતું. અને તે તરતજ પછી મોર્સને મળવા નીકળી પડયો હતો તે પણ તમે બધાં જાણો છો. હું તેની પાછળ ગયો હતો અને યુક્તિ

કરી તે બે વચ્ચેની વાત સાંભળી હતી. તેમાં મેરીકે હવે ઑફીસ બંધ કરી, બધું ખસેડી નાંખવું જોઇએ એવી મોર્સને સલાહ આપી હતી. મેરીક પોતાના હાથેજ મંદવાડ લાવતો હતો એ તો, ડૉક્ટર, તમે પોતેજ મને કહ્યું છે.

"ડોરીસના મરણનું કારણ નહિ જાણવા છતાં આવી રીતે સતત ચિન્તા અને ભયમાં રહેવાને મેરીકને શું કારણ હોવું જોઇએ તે ઉપરજ મેં વિચાર કરી મારી સંકલના ગોઠવી."

ત્યાર પછી તેણે (જેસ્પરે) માળીયામાંની ટૂંકની તપાસ કરી; અને તેના ઉપરના નંબરોની ચીઠી બદલી તેણે ઉપરની ટૂંકની ચીઠી નીચેની ટૂંકને લગાડી; અને નીચેની ટૂંકની ચીઠી ઉપરની ટૂંકને લગાડી; પછી ઉપરની ટૂંકનો નંબર જોઇ મેરીક ચમકયો હતો; અને તે ટૂંક તેણે પછી તરતજ ખસેડી મૂકી હતી; અને તેથી પેલી ડોરીસના ઓરડાની બંધ ટૂંકમાંજ બધો ભેદ છુપાયલો હોવો જોઇએ એમ પોતાની ખાત્રી કેવી રીતે થઇ હતી તે બધું વિગતવાર જેસ્પરે જણાવ્યું. પછી આગળ બોલતાં કહ્યું:

"દરમ્યાન મેરીકને પેલો ટુંકો કાગળ તેની બેન તરફથી મળ્યો; તેનાથી તે એટલો બધો ઉશ્કેરાઈ ગયો કે મને શક ગયો. અને મેં ડૉકટર સાથે કાવત્રું રચી તે કાગળ વાંચ્યો. તેમાં શું લખ્યું હતું? 'પેલાં બીયાં વાવી દો. તેને સાથે ફેરવવાથી—ખુલ્લાં રાખવાથી નુકશાન છે. જોન સ્મીથ તમારે માટે પુછપરછ કરે છે." આ કાગળથી મને એક ઘણી અગત્યની કડી મળી આવી. કારણ કે, શહેરના બદમાશોની ડીક્ષનરીમાં 'બીયાં' નો અર્થ 'ચોરીનો માલ' અને 'જોન સ્મીથ' નો અર્થ 'પોલીસ ઑફીસર' થાય છે."

"મેં તરતજ પેલી ટ્રંકની કુંચી મેળવવાનો વિચાર કર્યો. કેપ્ટનને ખાસ મોકલી મી. ફ્રૅંક—જે હુશીયારમાં હુશીયાર લુહાર ગણાય છે—તેને અહિં બોલાવ્યો; અને એ ટ્રંકની કળ બનાવવા તેને કહ્યું. પછી મારા કેમેરાથી મેરીકની જુદી જુદી છબીઓ લઇને હું શહેરમાં ગયો. પોલીસને મળ્યો. પોલીસે મેરીક વીશે મને કેટલીક બાતમી આપી. મોર્સ, મેરીકનો સાથી, મારી સાથેજ શહેરમાં આવ્યો હતો; તેની હિલચાલ ઉપર દેખરેખ રાખી સંધ્યા સમયે તેના હાથમાંથી અગત્યના કાગળોનું બંડલ પડાવી લઇ, હ્યુઝને સાથે લઇ હું અહિં આવ્યો. પોલીસ સાથેની વાતચિત ઉપરથી મને જણાયું કે શહેરની પોલીસ પણ એક અગત્યના કેસ માટે મેરીકનીજ શોધમાં છે. અને તેથીજ પોલીસ અમલદારોએ હ્યુઝ અને તેના સાથીઓને મારી સાથે મોકલ્યા છે. આપણો યુજીન મેરીક તે શહેરનો બદમાશમાં બદમાશ શાહુ ચોર ડેન્ડી જ્યોર્જ છે એમ પોલીસે મારી ખાત્રી કરી આપી હતી. ફ્રૅંક પાસેથી કુંચી લઇ હું અહિં આવ્યો. હ્યુઝ અને કેપ્ટને કબરસ્તાનમાં જઇને કબર આગળથી જે બંડલ બહાર કહાડયું છે તે બીજું કશું નહિ પણ શહેરમાં છેલ્લામાં છેલ્લી જે અદ્ભુત ચોરી થઇ છે તેની લુંટ છે. અને તેજ 'બીયાં' રોપવા તેને પત્રથી શીખામણ થઈ હતી."

"પણ આમાંની કેટલી વાત ડોરીસના જાણવામાં હતી?"

"તે બીચારી છોકરી તો મારા અભિપ્રાય મુજબ એક સતી છે. તેણે તે રાતે પેલી ટ્રંક ઉઘાડી ત્યારે એણે શું જોયું? એક બદમાશ ચોરનો સઘળો અસબાબ અને હથીયારો, પ્રખ્યાત ચોરોની જીવનકથાની ચોપડીઓ, જુદા જુદા વેશો અને મેરીકનાજ હાથના અક્ષરે 'ડેન્ડી જ્યોર્જ' લખેલી ચીઠીઓ એ દરેક

ચીજ ઉપર ચોંટાડેલી તેની નજરે પડી. તરતજ તેણે જોઇ લીધું હશે કે હવે તેણીને માટે અને તેણીના મિત્રો માટે દુનિયામાં શરમ અને નામોશી શિવાય બીજું કંઇ નથી. તેણીએ તરતજ મક્કમ વિચાર કરી નાંખ્યો હશે. તેજ ટ્રંકમાં મેરીકનો બધો સામાન અને પૈસા નાંખ્યા અને ટ્રંકને કળ દીધી. કુંચી એક નાના બંડલમાં વીંટાળી પોતાની પાસે રાખી હશે. તે કુંચી ડોરીસ મેરીકની સાથે તેની કબરમાં દટાઇ છે." આ છેલ્લાં વાક્યથી ગ્લેને એક ધીમી ચીસ પાડી; પણ તે નહિ ગણકારતાં જેસ્પરે આગળ ચલાવ્યું:

"ટ્રંક બરોબર દઈને તેણીએ નીચે ઉતરીને ઓરડામાંથી મેરીકની બધી છબીઓ એકઠી કરી ઉપર લઇ ગઇ. અને તેના કાગળો તથા પોતાની પાસેની મેરીકની બીજી છબીઓ એ સઘળું તેણે સગડીમાં નાંખી બાળી દીધું. પછી તેણે મેરીકને એક કાગળ લખ્યો."

"કાગળ!" મીસીસ વેલેન્ડ પોકારી ઉઠી.

"તેણીના મેજમાં જ્યારે મેં પહેલે દિવસે શોધ કરી હતી ત્યારે મને બે ચીજો મળી આવી હતી. ધોળા પાઉડરનાં નાનાં પડીકાં, એક પડીકાંનો ખાલી કટકો અને પછી એક ખાલી કાગળનો કટકો. ડૉકટર રૅાથે આ પડીકાં અફીણના સત્વનાં જાહેર કર્યાં. તે ઉપરથી હું એમ અનુમાન કરૂં છું કે તે રાતે જેની પાસે તેણે લેમોનેડ મંગાવીને તેમાં આ બે પડીકાં ખાલી કર્યાં હશે. અને તે પીધું હશે. બીજી ચીજ મને મેજમાંથી જડી આવેલી તે એક બ્લોટીંગનો ચોરસ કડકો છે. અને એક ઘણાજ બળવાન કાચથી જોતાં તેના ઉપરની બધી લીટીઓ હું ઉકેલી શક્યો છું. ત્યાર પછી મેરીકની એક ટ્રંકની નીચેથી એક કાગળનો કટકો મને

જડયો. તે ઉપરથી સિદ્ધ થયું કે ડારીસે તે રાતે મેરીકને કાગળ લખ્યો હતો. તે કાગળ તેણે પછીથી ફાડી નાંખ્યો હશે અને બીજો લખ્યો હશે; અને તે બીજો કાગળ ગઇ કાલે રાતરે મેં મોર્સના હાથમાંથી ઝુંટાવી લીધો છે."

"પણ ત્યારે એ કાગળ મોર્સ પાસે કયાંથી ગયો? શહેરમાં કોણે મોકલ્યો?"

હવે ગ્લેન વેલેન્ડ એકદમ ઉભી થઇને દૃઢતાથી બોલી "પપ્પા, મી. જેસ્પર, મને તમારે સાંભળવીજ પડશે. મને હવે બોલવા દો."

## પ્રકરણ એકતાળીશમું.

### ગ્લેન શું જાણે છે.

ગ્લેન શું બોલે છે તે સાંભળવા સર્વ મંડળી આતુર બની ગઇ. ગ્લેને શાન્તિથી બોલવા માંડયું: "કેનેથ જેસ્પરે, પોતાની હકીકત કહેવામાં મારૂં નામ જાણી જોઇને છુપાવ્યું છે તે જાણવા છતાં હું કાંઇ બોલું નહિ—હું મારી હકીકત કહું નહિ એવી કંગાલ અને નીચ સ્વભાવની હું નથી. હું શું જાણું છું તે હવે હું તમને કહીશ; જોકે મારી ખાત્રી છે કે કેનેથ જેસ્પરે તો અનુમાનથી તે જાણી લીધુંજ છે. ડારીસે તે રાતરે કાગળ લખ્યો હતો તે વિશે હું કંઇક કહી શકું એમ છું; જો કે તેમાં શું લખ્યું હતું તે હું જાણતી નથી.

"તે રાતરે ડારીસના બારણામાં ઉભાં રહી મારે તેની સાથે જે વાતચિત થયાનું મેં અત્યાર આગમચ જાહેર કર્યું છે તે બધું

સત્ય છે. તે લખતી હતી તેમાં તેને હરકત નહિ કરવા તેણે મને જણાવ્યું એટલે હું ચાલી ગઇ. હું ઉંઘવા જેવી થઈ ત્યાં સુધી મેં મારા ઓરડામાં વાંચ્યા કર્યું. હું ઉંઘવા જતી હતી તેટલામાં બારણું ધીમેથી ઉઘાડી ડોરીસ દાખલ થઇ. તેણે ગુલતો ઝભ્ભો પહેર્યો હતો. તે બારણામાં ઉભી હતી ત્યારે મને દેખાયું હતું કે તેના એક હાથમાં પાણીનો કાચનો કુજ હતો; અને તેજ હાથથી રૂમાલમાં વીંટાળેલી કોઈ ચીજ તેણે છાતી સાથે દાબી રાખી હતી. પછી જે બન્યું તે હું કહેવા પ્રયત્ન કરીશ નહિ. હું કહી શકું એમ નથી. ડોરીસનો મિજાસ તે વખતે વિચિત્ર જણાતો હતો. મેં તે તરતજ જોઇ લીધું. કદાચ તેને હીસ્ટીરીયા થશે એમ મને લાગ્યું. તે વખતે તેને ખુશ રાખવાની ડૉકટરની સલાહ મને સાંભરી અને તે પ્રમાણે હું વર્તી. તેણે પાણીનો કુજ મૂકી દીધો અને બોલવા લાગી. તેણે કહ્યું કે તે ચીડીયણ થઈ ગઇ હતી અને તે માટે મારે તેને માફ કરવું જોઇએ; અને માફ કર્યું છે એમ બતાવવા તેની પાસેનું લેમનેડ પીવું જોઇએ. હું પણ તે વખતે તરસી થઇ હતી તેથી લેમનેડનું એક ગ્લાસ પી ગઈ. તે વખતે મને સુજયું નહોતું પણ અત્યારે મને સાંભરે છે કે, હું બીજું ગ્લાસ પીવા જતી હતી એટલે તેણે કુજ મારા હાથમાંથી ખુંચી લીધો હતો અને બોલી હતી કે બહુ પીશતો હું માંદી થઇશ."

"તમારા દેખતાં ડોરીસે કંઈ પીધું હતું?" ડૉકટરે પુછ્યું.

"નહિ. પણ તેણે કહ્યું હતું કે એક ગ્લાસ તેણે મારા ઓરડામાં આવતા પહેલાં લીધું હતું. તે મને ખરૂં લાગ્યું. કારણ કે, કુજ અધુરો હતો. પછી તે રડવા લાગી અને મેરીક વિશે તે બહુજ વિચિત્ર રીતે વાતો કરવા લાગી; અને ઘણીજ ગુસ્સે થયેલી જણાઇ. મેં તેને પંપાળીને શાન્ત પાડવાનો પ્રયત્ન

કરવા માંડયો. પણ તેથી તો તે વધારે ઉશ્કેરાઇ ગઇ અને ગમે તેમ બોલવા લાગી. મેં તેને ધમકી આપી કે પિતાજીને બોલાવીશ એટલે તો તે ઘણીજ વિક્રાળ થઇ ગઇ. 'તેમ કરશે તો જીંદગી સુધી પસ્તાશે' તેણીએ મને કહ્યું. 'તું શું કહે છે તે તું જાણતી નથી. તું તારાં અને તારા બાપના નામને નામોશીમાં નાખવા માગે છે? મને નામોશી લગાડવા માગે છે? તેને અહિં બોલાવીશ અને હું જાણું છું તે કહેવડાવીશ તો આખા કુટુંબનું સત્યાનાશ વાળીશ. તે કદી ફરી ઉંચું જોઈ શકશે નહિ—કદી પણ નહિ." આથી હું પણ ઘણીજ ગુસ્સે થઈ અને તેને જોરથી પકડી, પિતાજીની વિરૂધમાં બોલતી બંધ થવા કહ્યું. એટલે તે કોચ ઉપર ફસડાઇ પડી ને ડુસકાં ભરવા લાગી. પછી શું કરવું તે મને પણ સુજ્યું નહિ. થોડીવારે ડોરીસ શાન્ત થઇ ને ઉઠી; અને ટેબલ ઉપરથી રૂમાલમાં સંતાડેલી ચીજ લઇ આવી. પછી મારી આગળ ગુંઠણીએ પડી બોલી 'મને અટકાવતી ના, ગ્લેન વ્હાલી. અને કંઇ તકરાર પણ કરતીના. ગમે તો મને મુર્ખ ગણજે પણ હું કહું છું તે સાંભળ. ગ્લેન, મને અત્યારે છાતીમાં દરદ થાય છે. મેરીક ગયો ના હોત તો હું અત્યારે સુખી હોત. ઓહ! મેરીકને મેં શું કામ જવા દીધો! કદાચ કંઇ અકસ્માત થશે તો? ગ્લેન, મને તું અત્યારે બે વચન આપ. એક તો એ કે આજે અત્યારે હું તારી પાસે આવી છું અને જે બોલી છું તે કદાપિ કોઇને ગમે તે થાય તો પણ જાહેર કરવું નહિ—યુજીનને પણ નહિ." અલબત્ત મેં વચન આપ્યું. પછી પાછી ડોરીસ બોલી "હવે આ લે. અને હું જો મરી જાઉં—કદાચ હું વહેલી પણ મરી જાઉં—તો પછી મારૂં શરીર કૅાફીનમાં પડેલું હોય ત્યારે આ સાંકળી મારે ગળે ભેરવી દઇને કપડાંની નીચે સંતાડી દેજે. ઓહ! ગ્લેન, મારે મનથી આ ચીજો ઘણીજ કિમતી છે." તે સાંકળીની સાથે મેરીકનું

એક લોકીટ અને એક વિચિત્ર કુંચી હતી. મેં એ બીજું પણ વચન આપ્યું. પછી તે ઉઠી અને મારા ખોળામાં એક કાગળ મૂકીને બોલી "તું આવી ત્યારે હું આ કાગળ લખતી હતી. અને તે આજેજ જવો જોઇએ. ગ્લેન, હું એને કંઇ કહેવું ભૂલી ગઇ છું; તે શહેર છોડે તે પહેલાં એને આ કાગળ મળવો જોઇએ. ગ્લેન તે આજેજ જવો જોઇએ." ડોરીસ ફીક્કી પડી ગઈ હતી અને ઘણીજ ધ્રુજતી હતી. મને એની દયા આવી તેથી મેં એ કાગળ લીધો અને તરતજ તે મોકલી આપવાનું વચન આપ્યું. તેણે ફરીથી આ બધી વાત ગુપ્ત રાખવા મારી પાસેથી વચન લીધું; અને પછી તે ગઇ. મેં તેનો ઓરડો બંધ થતાં જોયો અને કુંચી ફરતાં સાંભળી. પછી હું નીચે માર્થા પાસે ગઇ. માર્થા બાકીનું હવે તું કહે."

માર્થાએ એ કાગળ પોતે કેવી રીતે નાંખી આવી હતી તે કહી સંભળાવ્યું. ગ્લેન પછી ઉઠીને બોલી "હું એક વાત કહેવી ભુલી ગઈ. મૅરીક આવ્યો તે રાતે હું ડોરીસના કોફીન આગળ ગઇ હતી અને તેના ગળામાં પેલી સાંકળી સેરવી દીધી હતી."

"એ કુંચી કેવી હતી? આના જેવી હતી?" જેસ્પરે પોતાની પાસે કુંચી હતી તે બતાવતાં પુછયું.

"હા. પણ તે શું ભુલી ગયો હશે એમ ધારો છો?"

"નહિંજ. આ કુંચીઓ પોલીસ પાસે હતી. પોલીસને તે જડી હતી. અને માર્થાએ પોસ્ટમાં નાંખેલો કાગળ આ રહ્યો. એજ કે?" જેસ્પરે ગજવામાંથી એક કાગળ બહાર કહાડી પુછયું.

"એજ કાગળ." ગ્લેને કહ્યું અને માર્થાએ ટેકો આપ્યો.

"એ કાગળ ગઈ કાલે મેં મોર્સના હાથમાંથી ઝુંટવી લીધો છે. હવે હું એ મેરીકને આપીશ."

"હા. એમજ કરવું જોઇએ."

"ડોરીસની છેલ્લી ઇચ્છા મુજબ એ કાગળ મેરીકને આપીશું. હ્યુઝ પાસે છે એટલે તે ન્હાસી જવાનો ભય નથી. હવે આપણે એટલુંજ કરવાનું છે કે મેરીકને ખરી વાત જણાવી, તેને પકડાવીને ગુપચુપ શહેરમાં મોકલી દેવો. કંઇ પણ ગરબડ થવા દેવી જોઇએ નહિ." એમ કહી જેસ્પર બારણાં તરફ ગયો. ડૉકટર અને કેપ્ટન તેની પાછળ ગયા. ગ્લેન, મીસીસ વેલેન્ડ અને માર્થા ત્યાંજ બેસી રહ્યાં.



## પ્રકરણ બેતાળીશમું.



### હ્યુઝનો દાવ.

મેરીક છેવટે જાગ્યો ત્યારે ચાર વાગ્યા હતા. તેણે કોણીના ટેકાએ સ્હેજ ઉભાં થઇ હ્યુઝ સ્હામું જોયું; અને તરત જરા બ્હીધો હોય એમ જણાયું.

"તમે કોણ છો?"

"તમે જાગ્યા કે? હવે તો સારૂં છે ને?"

"તમે—છો—કોણ?" ફરી એજ સવાલ કર્યો.

"કોણ? તમે એમ કહેવા માગો છો કે તમે મને ઓળખતા નથી? કદાચ ભુલી ગયા હશો. હું ડૉકટરના હુકમથી અહિં તમારી સંભાળ રાખવા બેઠો છું. હું આજ બપોરે આવ્યો છું."

"કયાંથી?"

"શહેરમાંથી. ડૉક્ટરને બોલાવું?"

"ના. તમે ડૉક્ટરને ઓળખો છો?"

"આજ પહેલાં એમને જોયા નહોતા."

મેરીક ધીમેથી બેઠો થયો અને કંઇ વિચારમાં પડયો. થોડીવારે પછી તેણે પુછયું "તમને અહિં કોણ લાવ્યું?"

"કોણ? ગામમાંનો કોઈ માણસ હતો. હું ઓળખતો નથી. મને એવી સુચના મળી હતી કે ડૉક્ટર રૅથની ઑફીસમાં મારે જવું. ત્યાંથી તે માણસે મને અહિં આણ્યો છે."

"જેસ્પર પણ આવ્યો છે?"

"જેસ્પર?"

"તમારી સાથે શહેરમાંથી કોણ આવ્યું?"

"મારી સાથે? કોઇ નહિ. પણ તમે બહુ શ્રમ નહિ લો. ડૉક્ટરને બોલાવું."

"હું એમ પુછું છું કે એજ ગાડીમાં કોઈ અહિં વેલેન્ડસમાં આવ્યું?"

"મારી પાછળ?"

"પાછળ કે પહેલાં."

"કોઈ નહિ."

"ઉંહુ! તમે અહિં પ્રથમ કોને મળ્યા તે કહો."

"તે ગૃહસ્થ ને હું આવ્યા ત્યારે—"

"તે ગૃહસ્થનું વર્ણન કરો જરા."

"બહુ ઉંચા નથી; શરીરે ઠીક છે—મ્હોં ભરેલું છે; જરા વાલ પડેલી છે અને આધેડ વયના છે."

"ત્યારે તો કેપ્ટન વેલેન્ડ. પછી?"

"વરન્ડા ઉપર એક સ્ત્રી હતી. તે ગૃહસ્થની પત્નિ હશે એમ હું ધારૂં છું. તેણે ચાકરને બોલાવીને ઉપરથી ડૉકટરને મોકલવા કહ્યું."

"પછી?"

"પછી અમે ઉભા હતા એટલામાં એક જુવાન માણસ બહારથી આવ્યો."

"તે કેવો હતો?"

"દેખાવડો, ઉંચો અને મજબુત. એને બધા કેન—કેનેથ કહી બોલાવે છે.

"એણે શું કહ્યું?"

"એ કોઇ સ્ત્રીની શોધમાં હતો."

મેરીક પછી પાછો અઢેલીને સુતો અને જરા પાણી મંગાવી પીધું, પછી તરતજ ડૉકટર અને તેની પાછળ કેપ્ટન અને જેસ્પર ઓરડામાં દાખલ થયા.

"કેટલો વખતથી જાગ્યા છો?" ડૉકટરે પુછયું.

"પંદર મીનીટ થઇ હશે સાહેબ." હ્યુઝે કહ્યું.

"મી. મેરીક આજે તમે ઠીક લાગો છો. અને હવે મી. જેસ્પર તમને કંઈ કહેવા માગે છે."

"મેરીક" જેસ્પરે શરૂ કર્યું "કેટલોક વખત અગાઉ તમે તમારી પત્નિ ડોરીસના મરણનું કારણ શોધી કહાડવા મને કહ્યું હતું. હું તે શોધી કહાડવા ફત્તેહમંદ થયો છું. અને અમુક

વખતે તેના મનમાં શું વિચાર આવ્યા હશે તે પણ કહેવા સમર્થ છું."

"હવે જે કહેવું હોય તે જલદી કહો, મહેરબાની કરીને."

"તું આ ઓરડામાં આવ્યો છે તે સારૂંજ કર્યું છે, મેરીક. પણ જો. પેલી મોટી ટ્રંકનો બહારનો દેખાવ તો નિર્દોષ દેખાય છે. પણ તેજ ટ્રંક, જ્યારે, સુખ અને આનંદના વિચારોમાં મગ્ન થએલી તારી પત્નિએ ઉઘાડી ત્યારે તેના મરણનો હુકમ તેને મળ્યો."

આ સાંભળતાંજ મેરીક એકદમ ચમકયો, ટ્રંક તરફ જોયું અને પછી મગરૂબીથી માથું ઉંચું કરી કરડાકીમાં હસીને બોલ્યો "આ મહત્વની શોધ આપ નામદારે કેવી રીતે કરી તે મહેરબાની કરી જણાવશો? તમે એ ટ્રંક ઉઘાડી જોઇ હતી?"

"ના. કુંચી સંતાડી દીધી હતી. તેની કુંચી તારી પત્નિની સાથે તેની કબરમાં ગઇ છે."

"આહ! ત્યારે તો આપણા બહાદુર ડીટેકટીવ સાહેબ કેવી ભુલ કરે છે તે આપણે તપાસીએ." પછી હુઝ તરફ ફરીને બોલ્યો "આ કળ ભાંગી શકે એવું કંઇ ઓજાર લાવો."

જેસ્પરે આગળ આવી કહ્યું "ઓજારની કંઇ જરૂર નથી. મારી પાસે કુંચી છે; તે મને લાગે છે કે એ કળને લાગશે. મી. ફ્રૅંકને હાથે તે મેં બનાવાવી છે. અને ગઇ કાલેજ તેણે મને આપી."

મેરીકે કરડાકીથી કહ્યું "એમ કે! ત્યારે તો આપ એટલા માટેજ શહેરમાં ગયા હશો. આવો ગૃહસ્થો. મી. જેસ્પર તમેજ ટ્રંક ઉઘાડશો તો ઠીક પડશે."

કેનેથે કુંચી હ્યુઝને આપીને કહ્યું "તમે અજાણ્યા માણસ છો એટલે આ ગૃહસ્થનું (!) જરા કામ કરો."

હ્યુઝે કુંચી કળને લગાડી અને ઢાંકણું ઉઘાડયું. મેરીકે નીચાં વળી ઉપર પાથરેલા કાગળો બાજુએ ખસેડયા અને--એકજ દૃષ્ટિ પુરતી હતી. મેરીક એક વિકરાળ વાઘની માફક ઘુરકયો અને કેનેથ ઉપર તુટી પડયો. પણ જેરપર ચેતેલો હતો તેથી તેણે સામો એક ફટકો એવો તો માર્યો કે મેરીક જમીન દોસ્ત થઇ ગયો. અને તેજ વખતે બેશુદ્ધ થયો. તેને હ્યુઝના કબજામાં સોંપી, ડૉકટર, કેપ્ટન, અને જેરપર ત્રણે ચાલી ગયા. હ્યુઝે તરતજ બારી આગળ જઇ સીસોટી વગાડી એટલે તેના માણસો ઉપર ચડી આવ્યા. હ્યુઝે તેમને કહ્યું "ચાલો, હવે આપણો દાવ છે."

## પ્રકરણ ત્રેતાળીશમું.

### ત્રણ કાગળો.

મેરીક ઉર્ફે ડેન્ડી જ્યૉર્જ એક બાહોશ બદમાશ હતો; અને તેથી તેણે પોલીસ સાથે રકજક કરવાની દરકાર કરી નહિ. તેઓએ જે કહ્યું તે તેણે સાંભળી લીધું. પણ છેવટે હ્યુઝે ડોરીસનો કાગળ તેને આપ્યો અને તે તેણે વાંચ્યો ત્યાં તે એકદમ ઢીલો થઇ ગયો. અને દેખાવ ઉપરથી તે ખરેખરો પસ્તાવામાં ડુબી ગયેલો જણાયો. હ્યુઝે તેને શાન્ત કરવા ડૉકટર પાસેથી એક પડીકું લાવી પાયું તે પછીજ તે નિદ્રાધીન થયો.

સવારના ચાર વાગ્યા પહેલાં તો મેરીક અને તેના રક્ષકો સ્ટેશન તરફ વિદાય થઇ ચુકયા હતા. વેલેન્ડસમાં રહેનારાંઓ

તેની કશી દરકાર વગર સવાર સુધી નિરાંતે ઉંઘ્યાં. સવારે જ્યારે બધા નાસ્તા ઉપર ભેગાં થયાં ત્યારે ગ્લેન વેલેન્ડે, કેનેથ જેસ્પર તરફની પોતાની અત્યાર સુધીની વલણ માટે દીલગીરી દર્શાવી; અને ખરા અંતઃકરણથી જેસ્પરની માફી ચાહી. જેસ્પરે તે માફી આપતાં સ્વાભાવિક રીતે એક શરત કરી લીધી. તે શરત શું હશે તે વાંચનારના અનુમાન ઉપરજ છોડીશું.

* * *

ગ્લેનની પિસ્તોલ ડોરીસના હાથમાં શી રીતે આવી તે બાબત બધાંએ ઘણો વિચાર કર્યો; પણ કંઇ ખુલાસો મળી શકયો નહિ. ફકત એટલુંજ અનુમાન કરી શકયાં કે ડોરીસની પોતાની પિસ્તોલ ખાલી હશે તેથી, ગ્લેન ઉંઘી ગયા પછી પાછળથી આવીને ડોરીસે અદલા બદલી કરી લીધી હશે.

* * *

ત્રીજે દિવસે એક ભારે પાકીટ કેપ્ટનના સરનામાનું ટપાલમાં આવ્યું. તે ઉઘાડતાં અંદરથી એક બીજું પાકીટ અને હ્યુઝના હાથનો કાગળ નીકળ્યો. અંદરનાં પાકીટ ઉપર સરનામું કેપ્ટનનું હતું અને અક્ષર મેરીકના હતા. હ્યુઝનો કાગળ નીચે મુજબ હતો:—

"વ્હાલા સાહેબ,

આપના ઘરમાં ભજવાયલા નાટકનો છેલ્લો અંક ગઇ કાલે ટ્રેનમાંજ સમાપ્ત થયો. એ નાટકના મુખ્ય પાત્રે આ દુનિયામાંથી હમેશ માટે રજા લીધી છે. કેવી રીતે તે હું ટુંકામાંજ જણાવીશ.

બહુ ચોળાચોળ નહિ કરવા, 'મેરીક' ને હમે છુટો રહેવા દીધો હતો. ટ્રેનમાં તે અમારા દોસ્ત તરીકેજ બોલતો ચાલતો હતો. શહેરથી એકાદ માઇલ દૂર ગયા હશું ત્યારે, પ્રથમ તેણે એક સીગારેટ પીધી. અને તરસનું બહાનું કહાડી એક ગ્લાસ

પાણી પીધું. પછી બેઠક ઉપર, પીઠ ફેરવી, લાંબો થઇ સુઇ ગયો; અને ઘસઘસાટ ઉંઘવા લાગ્યો. થોડીવારે તેની ઘોર બોલતી બંધ થઇ. અમે જાણ્યું તે ભર નિદ્રામાં છે. સ્ટેશન આવ્યું ને અમે ઉઠાડવા ગયા ત્યારે અમે તેનું મુડદુજ જોયું. તેના શરીરમાં બિલકુલ ચેતન નહોતું. તેના ગજવાં તપાસતાં અંદરના ચોર ગજવાંમાંથી અફીણના સત્વની ભુકી અમને મળી આવી. તેનો આવી રીતે અન્ત આવ્યો તે એક રીતે સારૂંજ થયું છે. કારણ, અહિં કોઇ તેને યુજીન મેરીકના નામથી જાણતું નથી. અને અમારી સાથે તે આવ્યો ત્યારથી તે ડેન્ડી જ્યોર્જ તરીકેજ ઓળખાતો હતો. તેના મરણથી 'જ્યોર્જ' અને 'મેરીક' હમેશને માટે જુદી જુદી વ્યક્તિઓ રહેશે. અને તેથી તમારે ગભરાવવાનું કંઇ કારણ રહેતું નથી.

"એક બીજી વાત. તમારે ત્યાં ગયા કાલે અમે એની સ્ત્રીનો કાગળ આપ્યો તે વાંચ્યા પછી તેણે એક કાગળ લખ્યો. અને તે બીડી તે ઉપર તમારૂં સરનામું કર્યું. તે કાગળની સાથે તેણે તેની સ્ત્રીનો કાગળ બીડયો. એ પાકીટ આ સાથે હું બીડું છું. તેણે મને કહ્યું હતું કે "હમણાં આ કાગળ રાખો. શહેરમાં પહોંચતાં પહેલાં હું એ પાછો માગું તો આપજો હું જો ના માગી લઉં તો તમારે એ કાગળ કેપ્ટન વેલેન્ડને પહોંચાડવાનો છે. તે બદલ મને વચન આપો." તેણે મરી જતાં સુધી એ કાગળ પાછો માગેલો નહિ તેથી મારૂં વચન પાળવા એ કાગળ હું તમને બીડું છું.

"યુજીન મેરીક અમે ડેન્ડી જ્યોર્જ એ બે વ્યક્તિઓ એકજ છે એમ, મારા શિવાય, અહિં પોલીસમાં પણ કોઇ જાણતું નથી; અને જાણશે નહિ. માટે બેફીકર રહેજો.

લી. આપનો વિશ્વાસુ

હ્યુઝ."

* * *

મેરીકનો કાગળ બહુજ ટુંકો હતો. તેના ઉપર નહોતું મથાળું કે નહોતી તારીખ. તે નીચે મુજબ હતો:—

"આ સાથે મારી પ્રિય પત્નિનો છેલ્લો કાગળ છે તે તમે સૌ વાંચજો.

"તેણીને ન્યાય આપવાની ખાતર, તમને હું ખાત્રી આપું છું કે એ પવિત્ર આત્માને નુકશાન કરવા મારો બિલકુલ ઇરાદો નહોતો. તેણી મારી જીંદગીની બીજી—કાળી—બાજુ જાણવા પામે એવી મારી ધારણાજ નહોતી. ખાત્રી રાખજો કે, મને સ્હેજ પણ વહેમ પડયો હોત તો, તેણીની અંતઘડીના નિરાશામય ભયાનક ત્રાસમાંથી તેને બચાવવા મેં મારી એ—બીજી—જીંદગીનો નાશ કર્યો હોત.

"એક ભયંકર ભૂલના પરિણામે એક પવિત્ર આત્માનો ભોગ અપાયો છે. તે ભૂલ, હું સ્વસ્થ ચિત્તમાં હોત તો કદાપિ કરત નહિ. પણ શહેરમાંથી મળેલા સંદેશાએ મારૂં ચિત્ત વ્યગ્ર કરી નાંખ્યું હતું; અને હુ લગભગ ઘેલો થઇ ગયો હતો. મેં તેને ભૂલથી જુદીજ કુંચી આપી. અને તે ભૂલજ આ સત્યાનાશનું મુળ છે.

"નીતિ નિયમની સમજ મારા હૃદયમાં નથી એમ બોલાતાં મેં ઘણીવાર સાંભળ્યું છે. નિર્દોષતા અને મધુરતા એ જેના મુખ્ય આકર્ષક ગુણો હતા તેવી એક છોકરીને હું કેટલો અન્યાય કરતો હતો તેનો મને બિલકુલ ખ્યાલજ નહોતો. હું એને ચ્હાતો હતો. અને સત્ય કહું છું કે તેને સુખી કરવા ઇચ્છતો હતો. તેને સુખી કરી શકત એમ હું અંતઃકરણથી માનતો હતો. તેને હું જેવો દેખાતો હતો અને ખરેખર હું જેવો છું એ બે વચ્ચેનો ભેદ સમજવા માટે, તેણીના છેલ્લા કાગળથી મારી દૃષ્ટિ જેટલી અસરકારક રીતે ખુલી ગઇ છે તેટલી બીજી કોઈ રીતે ખુલત નહિ. તેણીના એ કાગળે મને મારા કર્તવ્યનું ભાન કરાવ્યું છે. તેણીના નિર્દોષ આશામય જીવનનું સત્યાનાશ વાળવા મેં જે કર્યું છે, તે માટે કોઇ પણ રીતે હું બદલો વાળી શકું એમ નથી.

"તેણી દેવદૂત હતી. તે જો પરમેશ્વરની યાચના કરવા હિંમત કરી શકી નહિ તો હું તે પરમેશ્વરને એક શબ્દ પણ કહેવાની ધૃષ્ટતા કેમ કરી શકું? પણ હું, મારા નામનો નાશ થાય તેવી જગ્યાએ જતો રહીને, તેણીના છેલ્લા હુકમનો અમલ કરી શકું એમ છું.

"માટે હવે હું જઇશ. દુનિયા હવે અકારી લાગે છે. જીવન અર્થશૂન્ય છે. હવે જીવવું તેના કરતાં મોત મને ઓછું દુઃખદાયક ભાસે છે. માટે ક્ષમા! સલામ!

મેરીક."

* * *

હવે રહ્યો છેલ્લો કાગળ—ડારીસે મેરીકને લખેલો છેલ્લો કાગળઃ—

"મારા પતિ,

હા. તમે મારા પતિ છો, તે કોઇ રીતે ફેરવી શકાય એમ નથી. જોકે આપણા સંબંધનો આજેજ—આજ રાતરેજ—અંત આવવો જોઇએ; અને જોકે હું તમને ફરીથી જોઇશ નહિ—જોવા માગતી પણ નથી—છતાં પણ એ સંબંધ મને કબુલ છે.

"નહિજ. હવે ફરીથી હું તમને જોવા ઇચ્છતી નથી. હું માનું છું કે મારા ઉપર આવો નિર્દય આઘાત કરવા તમે ધાર્યું હશે નહિ. તમારી ભુલ થઇ. તમે મને ખોટી કુંચી આપી ગયા. તમે બહુ ઉતાવળમાં હતા. પણ તે કુંચીથીજ મને મારો મરણ સંદેશો મળ્યો. હું તે સાથે લેતી જઇશ. એને મારા હૃદય ઉપર રાખીશ. અને તે કૃપાળુ પ્રભુ જ્યારે મારો ખુલાસો પુછશે ત્યારે હું તે રજુ કરીશ. તેની ખાત્રી થશે કે તમારા પાછા ફરવાની રાહ જોવી એ અશક્ય હતું.

'હું થોડા વખત માટે, એક પ્રેમાળ, ઉદાર અને સરળ માણસની પત્નિ થવા ભાગ્યશાળી થઇ છું. હું તે માણસને પરણી છું. બીજા કોઈને વફાદાર રહેવા હું બંધાયલી નથી. હું તેની પત્નિ હતી; અને તે જતો રહ્યો છે.—ખોવાઇ ગયો છે-મારે મન મરણ પામ્યો છે. કાલ સુધી મારૂં જીવન લંબાવી, તેના—મારા પતિના-બદલામાં, પેલી ટ્રંકમાં ભરેલાં કંગાળ અને હિચકારાં હથિઆરો ધારણ કરનાર એક જુદાજ બદમાશ શખસને આવકાર આપવા હું અહિં કેમ રહી શકું!"

"સઘળું મને વિચિત્ર ભાસે છે. હું કંઇ સમજી શકતી નથી. છતાં માનું છું કે તમે મને ચ્હાતા હતા અને હું ખરી બીના જાણું એમ તમારી ઇચ્છા નહોતી. હું તમને માફ કરૂં છું કારણ હું તમને ફરીથી જોવાની નથી.

"પેલો યુજીન—જેને હું ઓળખતી હતી—જે મારો પતિ હતો તે, જો મારા મૃતદેહના મુખને ચુંબન કરશે તો મને હરકત નથી. પણ આપણા વચ્ચેનો ભેદ ગુપ્ત રાખનાર—સંભાળી રાખનાર—કુંચીને મારા હૃદય ઉપરથી દૂર કરવાની નથી. મારી ઇચ્છા છે કે, બધું પતી રહ્યા પછી તમારે ચાલ્યા જવું. અને તમોએ ધારણ કરેલું નામ વીન્સ્ટનમાં ફરી સંભળાવવા દેવું નહિ.

"અહિંનાં—વેલેન્ડસનાં—મારાં સગાંવ્હાલાંઓને સત્ય કદી પણ જાણવા દેશો નહિ. તમે મને જો વ્હાતા હો તો એ મ્હારી ઇચ્છા પૂર્ણ કરજો. તેમને લેશમાત્ર ખબર પડવા દેશો નહિ. એટલુંજ નહિ, પણ તમારૂં મ્હોં પણ ફરી તેમને બતાવશો નહિ.

"યુજીન મેરીક, હું તમને કેટલી વ્હાતી હતી તે જણાવવાની જરૂર નથી. મેં તમારા ઉપર આંધ શ્રદ્ધા મૂકી તેનું ફળ મેં ચાખ્યું. હું તમને દોષ દેતી નથી. દોષ મારો અને મારા કમભાગ્યનોજ છે.

"હું કંઇ લખી શકતી નથી; કંઇ કહી શકતી નથી. મારા હૃદયના ભાવ જણાવી શકતી નથી. મારૂં મગજ ભમે છે; હૃદયમાં જ્વાળા ઉઠે છે; તેને શાન્ત કરનાર આ દુનિયામાં હવે કોઇ નથી. મૃત્યુ શિવાય તે શમી શકે એમ નથી.

"યુજીન મેરીક, જેનાથી હું દૂર ન્હાસુ છું તે, તેનું ફોડી લેશો. તેનો પાઠ ભજવશો. મારો પાઠ ખતમ થયો છે.

"ઇશ્વર, કૃપાળુ ઇશ્વર—નહિ તેને હું કંઇ કહેતી નથી. તેને પ્રાર્થવાનો હવે મને હક્ક નથી. સલામ!

તમારી પત્નિ ડોરીસ."




આ પુસ્તક મુંબઇ નં ૯૩, ચીંચપોકલી પરેલ રોડપર લેડી નોર્થકોટ હિંદુ ઑર્ફનેજ કે. એન. સેલર, પ્રેસમાં ધોંડીબા નારાયણ વનારસેએ છાપ્યું છે અને ડી. લખમીદાસની કુંપની માટે ધનજીભાઈ લખમીદાસે નં. ૭૯ પારસી બજાર સ્ટ્રીટ ફોર્ટ મુંબઈમાંથી પ્રસિદ્ધ કર્યું છે.

# રસીલી વાર્તાઓ.

| | |
|---|---|
| અરેબ્યન કિસ્સા ૧૪ વાર્તાઓ ... ... ... | ૧—૦ |
| આનંદાશ્રમ... ... ... ... ... | ૧—૦ |
| અનંગવિષ સચિત્ર ... ... ... ... | ૨—૪ |
| ઉદયકાન્ત ... ... ... ... ... | ૧—૮ |
| એમ. એ. બનાકે કયું મેરી મિટ્ટી ખરાબકી ... | ૨—૦ |
| પ્રભાતચંદ્ર ... ... ... ... ... | ૧—૦ |
| મંદારિકા સચિત્ર ... ... ... ... | ૩—૦ |
| મધુરિ ભા. ૧-૨ સચિત્ર ... ... ... | ૩—૮ |
| આજકાલનું હિંદુસ્તાન ભા. ૧-૨-૩ ... ... | ૫—૦ |
| ભદ્રપુરની ભદ્રશ્શામા સચિત્ર ... ... ... | ૨—૦ |
| ભેદી ખજાનો ... ... ... ... | ૨—૪ |
| પારકે પૈસે પરમાનંદ... ... ... ... | ૨—૦ |
| દુશ્મન દારાબ—પ્યારમાં હાર ... ... ... | ૧—૮ |
| વિલાસિની—સત્યનો જય ... ... ... | ૧—૮ |
| ગૃહ લક્ષ્મી—ઉત્તમ સંસારી ચિતાર ... ... | ૧-૧૨ |
| કંગાલ કેદી ભા. ૧-૨ સચિત્ર ... ... ... | ૩-૧૨ |
| નીલમ માણેક ભા. ૧ થી ૮ ... ... ... | ૧૦—૦ |
| બે મુદ્રિકા—આંખે પાટા બાંધી કરેલ લગ્ન ... | ૦—૭ |
| લાલન વણજારી સચિત્ર ... ... ... | ૧—૮ |
| ચંદ્ર-કળા સચિત્ર ... ... ... ... | ૨—૪ |
| ગમગીન ગુલાં સંસારી ... ... ... | ૧—૪ |
| સુધારાનું શિખર ,, ... ... ... | ૨—૮ |

કલીઓપેત્રા સચિત્ર ... ... ... ... ૨—૦

ઓમરપાશા સચિત્ર ઈતીહાસિક ... ... ૫—૦

ગંજે સુલેમાની ... ... ... ... ૧—૦

ગુમ ગુમા ભ્રમરને પુષ્પકલી ... ... ... ૦—૮

ગુલશીરીના ઈરાનની છેલ્લી શાહજાદી ... ... ૧—૮

જંગી જોરદસ્ત લુટારો ... ... ... ૦-૧૨

બહુરૂપી બજાર ભા. ૧ થી ૬ ... ... ... ૯—૮

મુદ્રા ને કુલીન રૂ. ૧-૦ પાકી બંધાઇ ... ... ૧—૪

રત્ન લક્ષ્મી રૂ. ૦-૧૨ ,, ... ... ૧—૦

વિલક્ષણ કથા ગ્રંથ ૯ વાર્તાઓ ... ... ૧—૦

શરમાલ કુંવર, શરમમાં કુંવારોજ રહ્યો... ... ૦-૧૨

સોનેરી ટોળી ડીટેકટિવ જુજ નકલોજ બાકી
સિલક છે ... ... ... ... ૬—૦

વધૂવધ યાને સ્રીનું ખુન, આ એક ઘણીજ અદ્દભૂત
છુપી પોલીસની વાર્તા છે ... ... ... ૨—૦

એક્ષેલસીચર મ્યુસીક ગાઈડ તાલ માત્રા સાથના
ઉસ્તાદી ગાયનોની હારમોન્યમ ગાઇડ ... ૨—૦

નવલગંગા સચિત્ર ... ... ... ... ૩—૦

# સુગંધ

એ માનવ જાતીને છેક પુરાણા વખતથી પ્રિય વસ્તુ છે. આપણા ગરમ દેશમાં આ દેશની સુગંધીજ માફક આવે છે.



## પણ તેની ઉંચી જાતો મળવી મુશ્કેલ.

લખનૌ કનોજનાં અતી ઉમદા

# અત્તર

જેવાં કે ગુલાબ-ચમેલી-અંબર-અગર-કેવડો-ખસ-મોતીઆ-હીના-મોલસરી-પાનડી-ચંપા-મીટ્ટી વગેરે તેમજ

## માઇસોરી અગરબતી

માં પણ ઘણીજ ઉમદા જાતો અમારે ન્યાં હમેશ મલી શકે છે.

(કીંમત માટે આ બુકને છેડે આપેલ લીસ્ટ જુઓ.)

## ધી. લખમીદાસની કંપની,

૭૯, પારસી બજાર, કોટ, મુંબઈ.